# નાગરિક

ત્રૈમાસિક

चरन् वै मधु विन्दति

ऐतरेय ब्राह्मण

પુસ્તક ૫ | કાર્તિક '૮૧ | અંક ૧

તંત્રીઓ

ચંદ્રશંકર અમૃતલાલ બુચ

ડોલરરાય રંગીલદાસ માંકડ

# અનુક્રમ

પુસ્તક ૫ કાર્તિક

અંક ૧ ૧૯૮૬



☞ પૃ. ૭ લી. વિવાહને બદલે નિવાસ વાંચો

પ્રકાશક:—ડોલરરાય રંગીલદાસ માંકડ, હોસ્પીટલ રોડ, કરાચી.
છાપ્યું:—પારેખ પ્રીન્ટીંગ પ્રેસ, કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી.

# ગુજરાતી સાહિત્યનાં મનનીય પુસ્તકો

## શ્રીયોગેન્દ્રકૃત

**સંગીતધ્વનિ :**—પ્રથમધ્વનિ સાહિત્ય, જ્ઞાન અને કવિતાથી ઝળકતું સંપૂર્ણ રાગધ્વનિ કાવ્ય. ચાર સુન્દર ચિત્રો સાથે રૂા. ૨–૦–૦.

જરૂર મગાવો

**પ્રાણયબંસી :**—સંગીતકાવ્યો તત્વચિન્તન અને કવિતાની ફુલગુંથણીના નમૂનાઓનો આ સંગ્રહ ગુર્જરસાહિત્યમાં એક અપૂર્વ સ્મારક તરીકે રહેશે રૂા. ૨–૮–૦.

---

**કવિ ટાગોર :**—પૂર્વાર્ધ—કવિ રવીન્દ્રનાથ ટગોરનાં કાવ્યો, જીવન અને વિચારોનું સાહિત્યદૃષ્ટિથી સંયુક્ત આલેખન. રૂા. ૧–૦–૦.

**હૃદયપુષ્પાંજલિ :**—'ખેયા' નું અનુકરણ રૂા. ૦–૧૨–૦.

**રાષ્ટ્રીયગીત :**—હિન્દી, બંગાલી રાગરાગણીમાં રૂા. ૦–૧૦–૦.

**પ્રભુભક્તિ :**—મુમુક્ષુઓને માર્ગદર્શક. તત્વજ્ઞાનવિષયે રસ લેનાર દરેક ધર્મ જિજ્ઞાસુને વાંચવા યોગ્ય. ૧–૪–૦.

---

**ઊર્મિ :**—નવીન શૈલીમાં લખાયલા અન્તર્ભાવપ્રેરિત કાવ્યોનો આ સમૂહ ગુર્જર સાહિત્યકારોમાં ઘણોજ આદર પામ્યો છે. મેઘનાં આકર્ષક ચિત્ર સાથે. રૂા. ૨-૦-૦.

મળવાનું ઠેકાણું. પોસ્ટ બોક્સ ૪૮૧, મુંબઈ

**ગીતાંજલિ :**—સાહિત્યમાં સૌથી પ્રથમ પ્રગટ થએલું સરલ અને રસિક ભાષાન્તર કવિનાં ચિત્ર સાથે.

રૂા. ૧–૪–૦.

---

નાગરિક ત્રૈમાસિક: વાર્ષિક લવાજમ રૂા. ૨–૮–૦ પરદેશનાં શિ. પ.
શરનામું: નાગરિક કાર્યાલય, હોસ્પીટલ રોડ, કરાચી.




પુસ્તક ૫ — કાર્તિક

અંક ૧ — ૧૯૮૩

પૃ. ૩૪મે વધુ વાંચો

કરાંચી વડનગરાનાગરમંડળના પ્રતિનિધિ
રા. રા. જયાશંકર આ. ઢેબર
પોરબંદર નાગરી નાતના પ્રતિનિધિ
રા. રા. હરિલાલ કલ્યાણરાય માંકડ
બી. એ., એલ. એલ. બી.

ખુલાસો

શ્રીમતી વિનોદિની નીલકંઠનાં ફોટો ચિત્રનો બ્લૉક કલકત્તાની ઇન્ડિયન ફોટો એન્ગ્રેવિંગ કંપનીએ તૈયાર કરેલ છે. અસલ ચિત્ર બહુ ઝાંખું હોતાં બ્લૉક નબળો આવ્યો છે. જેથી વસ્તુને કે વિધાનને ઇન્સાફ નથી થઇ શક્યો.

# नूतनवर्षाभिनन्दनम् ।

## દિલાવરી

(સવૈયા)

મોદતણી સરિતા અહીં વહે છે, ન્હાઇ લીઓ—નવરાવી લીઓ!
અમૃત સમ ભોજન પીરસ્યા છે. ખાઈ લીઓ—ખવરાવી લીઓ!
'આખર એ સઘળું ત્યજી જાવું". એ મનને સમજાવી લીઓ!
હોય કને અથવા પર પાસે. આપી દીઓ ને અપાવી દીઓ!

સર પટણી

## બે રસ-બિન્દુ.

લેખિકા—સૌ પ્રમોદિની સુરેન્દ્રલાલ ચતુર્કર

૧

આકાશમાં અંધારી રાતે તારલીયા ચમકે એવું એવું કો તેજ ત્હારા નયણામાં મ્હેં જોયું.

પ્રણયવીણાનો તાર જેવો ઝણઝણે તેવો મીઠો સુર સૂણ્યો મ્હેં ત્હારા શબ્દમાં

વર્ષાની વાટ જોતું ચાતક જેમ અધીર બને તેમ અધીર બની હું ય ત્હારા હાસ્યની

ચન્દ્રિકામાં કમળ કો ખીલે જેમ તળાવડીમાં તેમ પ્રેમપ્રભામાં પ્રેમપથી ત્હારા ઉરસરોવરે ખીલતું મ્હેં જોયું.

૨

મ્હારી રસકુંજના રસબિન્દુ અર્પું છું ત્હને હું
મ્હારી ઉરકુંજના પ્રેમપુષ્પો ત્હારે ચરણે હું ધરું છું
ઉરભાવની ઊર્મિમાળ પરોવી આપીશ ત્હને
પ્રણયગાન સુણાવીશ ત્હને હું
મ્હારૂં હૃદય, મ્હારૂં જીવન, સર્વસ્વ અર્પીશ ત્હને—મ્હારા હૃદયદેવને
પણ સ્વીકાર થશે ખરો?

# ચન્દ્ર-સન્દેશ: બે બન્ધુ-બોલ

કવિ કાલિદાસનો "મેઘ-સન્દેશ" આલમ-મશહુર છે. કવિ કુલગુરુના "સન્દેશ" હોય એ શોભે; કવિ કુલબાલના તે "સન્દેશ" હોય?

પણ "નાગરિક"ના તંત્રીની ઔચિત્યબુદ્ધિ અદ્ભુત છે. બાકી મ્હારામાં એક સૌજન્યસુલભ નબળાઈ છે-ના પાડતાં જીવ ચાલતો નથી. ત્હેમાં જ અતિશ્રમ.ને ત્હેમાં જ દંભ! પછી બીજું થાય શું પણ?

"નાગરિક"ના વાચકબન્ધુઓને મ્હારો 'સન્દેશ' તે હોય ? મ્હારા હૃદયોદ્ગારને 'બે બન્ધુ-બોલ'નું નમ્ર નામ ધરે. ચન્દ્રશંકર બુચની ભૂલ માટે ચન્દ્રશંકર પંડ્યાએ પણ અન્ધ અનુમતિ આપવી? ત્યારે બે બન્ધુ બોલ:

૧

શું વ્યકિતગત કે શું જ્ઞાતિગત, સંકુચિત સ્વાર્થની પ્રપંચાત્મક સિદ્ધિને માટે સ્થાન કે સમય નથી જ નથી.

વિશાલ પરાર્થની શુધ્ધ હૃદયી સત્પ્રવૃત્તિઓ માટે સદા યે સ્થાન સમય હતાં અને આજે યે છે.

સીડીનાં પગથીયાં ઉપર ધક્કાધક્કી છે. ઉપર સ્થાન ખાલી છે, ચઢવું જોઈએ. "There's always a place at the top." છે પાણી ! સ્થાન છે.

૨

(વંશસ્થ)

રહી પ્રજાના શિરભાગમાં સદા,
પ્રજાતણું સાધવું શ્રેય સર્વથા:
વિશુધ્ધ એ સારે જ ન ગરત્વનો,
લહો અને શુધ્ધજ "નાગરો" બનો!

અનુષ્ટુપ

જગતની આદ્ય શક્તિનાં નરનારી સ્વરૂપને,
હાટકેશામ્બિકા નામે નાગરીનાત સૌ નમે.

nagarik header lines



**રા. રા. શંભુપ્રસાદ મોતીલાલ મંકોડી, બી. એ.**

જામનગરના આ ઉગતા જુવાનનું સાહસ ખાસ અનુકરણીય બન્યું છે.
કેમ્બ્રીજની બી. એની ઉપાધિ તેમણે મેળવી લીધી છે અને
હવે તેઓ વૈદકીય ઉપાધિ માટે અભ્યાસ કરી રહ્યા છે.

**હમણાં પરદેશ ગયેલા**

પ્રો. રમણભાઈ ક. યાજ્ઞિક, એમ. એ.
શ્રી સૌ. વિનોદિની ર. યાજ્ઞિક, બી. એ.
શ્રી નીલકંઠરાય મો. બુચ, બી. એ.
શ્રી અજિતરાય હરિલાલ મારૂ (સ્નાતક)
ડા. જુગતરાય બ. માંકડ એમ. ડી.
શ્રીમતી કુમારી વિનોદિની નીલકંઠ

pandit kanaiyalal

# બાલલગ્ન અને શાસ્ત્રો

[આ વિદ્વાન લેખક ઑનરેબલ જસ્ટિસ કન્હૈયાલાલ અલ્હાબાદ હાઈકોર્ટના જજના વરિષ્ઠપદેથી નિવૃત્ત થયેલા છે. હાલે નાગર હોઈ એઓને પ્રાચીનશાસ્ત્રસમતપક્ષપ્રિય નાગરિકોના પ્રતિનિધિરૂપે સરકારે સંમતિવય સમિતિના ઉપપ્રમુખ નીમ્યા હતા એમનો આ લેખ સમર્થ ન્યાયમૂર્તિની તટસ્થતાએ રચાયલો હોઈ અગત્યના મુદ્દાઓ ઉપર અન્તિમ ફેસલારૂપે લેખી શકાય આ લેખ એમણે પોતાની સમિતિના રિપૉર્ટને અંગે લખ્યો છે અને એમની રજાથી અહિં પ્રકટ થાય છે]

## હિન્દુ લૉનું વિધાન

પ્રિવિકાઉન્સીલના નામદાર ન્યાયમૂર્તિઓ હિન્દુ લૉને નીતિ ધર્મ અને કાયદાનું સંમિશ્રણ લેખાને વર્તે છે ધર્મની મર્યાદા ક્યાં પૂરી થાય છે અને નીતિ કે કાયદાની સીમાનો ક્યાંથી આરમ્ભ થાય છે એ નિશ્ચય કરવો એ વારંવાર બહુ મુશ્કેલ હોય છે

જુઓ શ્રી બાલસુ વિરુદ્ધ શ્રી બાલસુ L R 26 9 A 113
અને રાવ બલવન્તસિંહ વિરુદ્ધ કીશોરી L R 2, 0 A 54

નીતિના ઉપદેશને ધર્મતત્ત્વથી સંપૂર્ણાંશે જુદો પાડવો એ દરેક વખતે શક્ય નથી હોતું પરંતુ અર્થકોટના જે નિયમો ધાર્મિક નહિયાને લાગુ પડતા શ્રુતિવચનના વિષયે પળાય છે અને જે નિયમોમાં પાછળના કેટલાક પંડિતોએ વૃદ્ધિ કરી છે તેજ નિયમોનો આવા

અર્થસ્ફોટમાં ઘણીયે વાર ઉપયોગ કરાયો છે. સામાન્ય રીતે તો એવું છે કે જે વિધાનનો હેતુ **પ્રત્યક્ષ પ્રેયસ** હોય તે વિધાન કેવળ **ઉપદેશ** મનાય છે અને જે નિર્દિષ્ટ કર્તવ્ય હોય તે હિતાવહ છે કે નહિ, એટલું સ્પષ્ટરીતે જણાવવા પૂરતોજ એનો ઉપયોગ હોઇ શકે. જે વિધાનનો હેતુ **પરોક્ષ પ્રેયસ** હોય તેમાં બન્ધનની વધારે શક્તિ હોય છે, અને આવાં વિધાનનો ભંગ ગર્હ્ય ગણાય છે, સિવાય કે એ ભંગ માટે સદ્‌હેતુ હોય! જે વિધાનનો હેતુ **પરોક્ષ શ્રેયસ** હોય તે તો **નિયમવિધિજ** લેખાય, અને એનો ભંગ ધર્મ અને શ્રેયસ્‌નો નાશ કરે છે એટલે જે હેતુ પુરસ્સર એ વિધાન નિર્દિષ્ટ છે તે હેતુનોજ નાશ થાય છે.

જુઓ જૈમિનીય પૂર્વ મીમાંસા ૧, ૩, ૪; આપસ્તમ્બ ૧. ૧, ૪, ૯ અને વીરમિત્રોદય અને પ્રિયનાથ સેન વિરચિત હિન્દુ જ્યુરિસ્પ્રુડૅન્સ પા. ૨૪૧

આ નિયમો શ્રુતિ અને સ્મૃતિનો આધાર રાખે છે શ્રુતિ સર્વથી ઉપરિ અને અફર છે, જ્યારે સ્મૃતિનાં વચનોની શક્તિ અને પ્રમાણભૂતત્ત્વમાં તારતમ્ય રહેલું છે. સ્મૃતિવચનનાં વક્તવ્ય, પરાપૂર્વસમ્બન્ધ અથવા હેતુ, અથવા જે પરિસ્થિતિ, કાલ, અને દેશને ઉદ્દેશીને લખાયાં હોય તે આદિને આધારે આ તારતમ્ય આવે છે. ભવિષ્યપુરાણ સ્મૃતિને પાંચ વર્ગમાં વિભક્ત કરે છે. ને આ પ્રમાણે; 'કોઇ સ્મૃતિ પ્રત્યક્ષ હેતુપર હોય છે તો કોઇ પરોક્ષ હેતુપર હોય છે. અને કોઇ પ્રત્યક્ષપરોક્ષ હેતુપર હોય છે ચોથા વર્ગનું આલમ્બન ધર્મ અને અવૈષમ્ય છે. પાંચમો વર્ગ તો અન્યત્ર ઉપદિષ્ટ વસ્તુઓને વિસ્તરિતરૂપે વર્ણવે છે. આ બધી સ્મૃતિઓ શ્રુતિમૂલ હોય છે. આમાં જેટલો સ્મૃતિભાગ પ્રત્યક્ષ વ્યવહારપર છે તેજ માત્ર અપવાદરૂપ છે.

**પ્રાચીન કાલમાં લગ્ન**

વેદસંદર્ભમાં લગ્ન માટેની નિયત ઉમ્મરનું વિધાન નથી પરંતુ એમાંથી એવુ નિષ્પન્ન થઇ શકે છે કે પ્રાચીન કાલમાં પૂર્ણ

વિકાસને પ્રાપ્ત થયેલાં બે જણ વચ્ચેજ લગ્ન થઇ શકતાં. આ નિષ્પત્તિને આધારરૂપ બનતી વસ્તુઓમાં: અવિવાહિત દશામાંજ બાલ્ય અને યુવાની પિયરમા વીતાવતી કન્યાઓ, જે વરને વિષે લિપ્સા રાખતી હોય તેના વર્ણનો (ઋગ્વેદ ૨. ૧૭, ૭). જે અવિવાહિત કન્યા આ જીવન પિયરમાજ વીતાવી દે તેને અમાજુ કહેતા અને તેને પોષણ માટે પૈતૃક ધનમાંથી ભાગ મળતો વગેરે વર્ણનો નિર્દિષ્ટ છે.

જુઓ મૅકડૉનેલ અને કીથ, વેદીક ઇન્ડેક્સ, પુ. ૧ પા ૮૭૪ અને ૪૭૫ (વળી જુઓ નાગરિક પુસ્તક ૧ અંક ૪)

વરની પસંદગી નો આધાર પણ કન્યાઉપરજ સામાન્ય રીતે રહે તો પાણિગ્રહણની આકાંક્ષા દેખાડતા અનેક જણમાથી ચિત્તને પસંદ પડતો વર વરવા તે સ્વતંત્ર હતી અને યોગ્ય વર ન મળે તો કંઇ સમય અવિવાહિત રહી શકતી (ઋગ્વેદ ૨, ૧૭, ૧૨). વાસ્તવિક રીતે ઋતુની પ્રાપ્તિ પહેલા તો કોઇ પણ કન્યાના લગ્ન ન થતા. અને પિયરમાં એનો સંપૂર્ણ વિકાસ થયા પછીજ એના લગ્નવિષે વિચાર કરાતો (દામ ઋગ્વેદિકકલ્ચર પાનુ ૨૫૦). અશ્વિનને ઉદ્દિષ્ટ એક સૂક્તમા અશ્વિનનું વર્ણન 'અન્ધ. કૃશ અને અશક્તના રક્ષક' અને 'પિયરમાજ વૃદ્ધાપો મેળવતીના તારનાર' એવું છે. અને એજ સૂક્તમા એવી એક કન્યાનું વર્ણન છે જે પિયરમા વસને વસને ઘણું વર્ષની વૃધ્ધા થઇ,' અને જે યૌવન આથમ્યા પછી છેવટે લગ્નમા જોડાઇ· ઋગ્વેદ ૧, ૧૧૭, ૭, ૧૦, ૩૯, ૩

યજ્ઞક્રિયામાં આજે પણ ગવાતા સૂક્તોમાં એક સુવિખ્યાત સૂક્ત છે જેમાં રૂપક વિધાને સૂર્યની પુત્રીનાં સોમ સાથેનાં લગ્નનું વર્ણન છે. અહિં સૂર્યની પુત્રી એ ઉષાનું કોઇક રૂપ હોય વા સૂર્યનો પ્રકાશ કે કિરણો હોય, જે ચન્દ્રને પ્રકાશિત કરવા જાય છે. પતિગૃહે વધૂયાત્રાના આરંભે સૂર્ય પોતાની પુત્રીને કહે છે તે તથા અન્ય પ્રમાણો અહિ આ પ્રમાણે છે ઋગ્વેદ ૧૦, ૮૫–૨૬, ૨૭ અને ૩૬, ૩૭ અને ૩૯. ૪૦ આમાથી અન્ત્ય ઋચા વિકાસની ત્રણ

ભૂમિકાને રૂપકથી વર્ણવે છે. આ વિકાસની ત્રણ ભૂમિકા એ સ્રીત્વ-પ્રાપ્તિનાં ત્રણ બહિશ્ચિન્હ સમજાય છે દરેક ભૂમિકાની અધિકારી એક રક્ષક દેવતા કન્યાનાં પતિત્વે બિરાજતી દેખાડાઈ છે, અને એ દેવતા કન્યાને સૌભગતા, મધુરતા, શોભનવાણી, અને વિકાસોન્મુખ જીવનસત્વ અર્પે છે. આમાં સૂચન એ છે કે જ્યાં સુધી વિકાસની આ ત્રણ ભૂમિકાઓને કન્યા વીતાવી નથી ગઇ ત્યાં સુધી એ કોઈ પણ પુરૂષની પત્ની થવાને યોગ્ય નથી બની. સ્રીના શારીરિક વિકાસની આ ત્રણ ભૂમિકાને સ્મૃતિઓ વિસ્તારથી વર્ણવે છે અને સ્પષ્ટ કહે છે કે આ શારીરિક વિકાસનો ક્રમ પૂર્ણ ન થયો હોય ત્યાસુધી કન્યા પુરૂષને યોગ્ય નથી થઇ.

અગ્નિની સમક્ષ લગ્નના પવિત્ર સમ્બન્ધ વિષે, પુરૂષ કહે છે તે ઋગ્વેદ ૧૦, ૮૫-૪૧, ૪૨ અને પતિગૃહમાં પ્હોંચ્યા પછી વળી વધૂ કહે છે તે ઋગ્વેદ ૧૦ ૮ -૪૬. તે બધાં સુકતોમાંથી કોઇ પણ ન્હાની ઉમરની શિશુવધુને ઉદ્દેશીને હોઇ શકે એવું નથી. જે વધૂ **બહુ તરીકેના સર્વ ધર્મોનું પાલન કરવા જેટલી ઉમ્મરની ન થઈ હોય, જે પતિઘરમાં 'સામ્રાજ્ઞિ' બનવા યોગ્ય ઉમ્મરની ન હોય, જે સંતાનને જન્મ આપી શકે એવી ઉમ્મરની ન હોય તેને આ સૂકતો લાગુ નજ પાડી શકાય.**

અથર્વવેદમાં એક બહુજ શિષ્ટ સુકત છે. જીવનના જુદા જુદા પ્રદેશમાં બ્રહ્મચર્ય પાલનના લાભ સમજાવવાનો એનો હેતુ છે. એમા કહે છે ને પ્રમાણે (૧૧, ૫, ૧૭-૧૮, ૧૦, ૫, ૧૭-૧૮)

જ્યાંસુધી કન્યા શિશુ મટી પૂર્ણાંશે યુવતિ ન બને ત્યાંસુધી એનાં લગ્ન નહોતાં થતાં એટલેજ સંયમ યુવતિઓનું એવું એકજ અમોઘ સાધન હતું જેનાથી સમાવર્તન પામેલા સ્નાતકોમાંથી યોગ્ય પતિ મેળવી શકે.

**વિવાહવિધિની નિષ્પત્તિઓ**

લગ્નનો ઉદ્દેશ ધર્મપાલન હતો, ક્રિયાકાંડનું અવિક્ષિપ્ત અનુષ્ઠાન હતો, અને પ્રજોત્પત્તિદ્વારા વંશની સંતાનવાહિતા સિધ્ધ

કરવાનો હતો. એટલે વધૂ એ તો પતિના ગૃહસ્થોચિત ધર્મ કર્મમાં સહચાર કરનારી સાથી બનતી. અને વંશના વિસ્તાર અર્થે આરોગ્યવાન્, નીતિમાન, અને સબેધ, વીર એવા પુત્રોને જન્મ દેનાર માતા હતી. અને વિવાહવિધિમા એવા અનેક સુચનો છે જેની નિષ્પત્તિ એવી થાય કે તે કાલે પરણનાર કન્યા, કાચી ઉમ્મરનુ બાલક નહિ પરંતુ યુવાનીમાં આવેલી સ્ત્રી હતી, જે પ્રજોત્પત્તિને લાયક હોય (ઋગ્વેદ ૧૦ ૧૮, ૩, ૨) ગૃહ્યસૂત્રોમા વિવાહવિધિ વિસ્તારથી વર્ણવાયો છે, અને એ સમયે જે મન્ત્રો બોલાય છે તે અનેકવાર બે વસ્તુઓનો નિર્દેશ કર્યા કરે છે. એક તો આસન્ન શારીરિક સમ્બન્ધનો અને બીજો પતિગૃહે પત્નીને મળનાર સ્વતન્ત્રતાનો! સપ્તપદી પછી પત્નીને પતિ કહે છેઃ તે જોતા પણ આજ નિષ્પન્ન થાયછે 'પુત્રો મેળવીએ તને દીર્ઘાયુ(પુત્રો) બહુ થાઓ'

પતિગૃહે પ્હોચ્યા પછી, ક્રિયાઓની પુનરાવૃત્તિ અગ્નિસમક્ષ થાય છે. આ અગ્નિ વિધિપુરસ્સર કન્યાગૃહેથી ઉપસમાહિત હોય છે. જે વિધિમા યોગ્ય સૂકતો અને યૌવનશાલી વધૂવરને અર્થે આશીર્વચન, સુખસંતતિની અભ્યર્થના વગેરેનો સમાસ થયો હોય છે. આ વિધિ પછી નિયત સમય સુધી પતિ પત્ની શક્તિ અનુસાર બ્રહ્મચર્ય પાળે છે. બ્રહ્મચર્યનો સમય ત્રણ દિવસથી એક વર્ષ સુધીનો હોય છે આ બ્રહ્મચર્યની ફલશ્રુતિ કરાવતા બૌધાયન કહે છે કે જેમ સમય લંબાય તેમ ઉતમ કોટિનો પુત્ર સાંપડે. ત્યારે પ્રજોત્પત્તિ અર્થે સમ્બન્ધ યોજાય ત્યારે પતિ કહે છે.

> ત્હારા હૃદયમાં મ્હેં જોયું; ત્યાં મ્હેં ચિન્તન દીઠું-યોગ્ય સમયે ત્હારૂં શરીર રક્તને ધારે એ ચિન્તનનો વિષય દીઠો. હે સંતાન કામના વાળી, યૌવનરંગેલા સ્ત્રીત્વથી પુરસ્કૃત થા, આપણા સમ્બન્ધ અર્થે કૃતકૃત બન અને ત્હારી સંતતિનું આસ્તરણ રચી લે!

આનો સ્પષ્ટ છે કે વધુ અને વર ઉમ્મરે પ્હોચેલાંજ હોય અને પતિ પત્નીના સમ્બન્ધ વિષે જીવનનાં અભિલાષી હોય, જે અભિલાષાનો પ્રાણ એ વીર સંતતિની પ્રાપ્તિ હોય—તોજ આ મન્ત્રો સાર્થક બને.

**સ્મૃતિઓ શું કહે છે:**

જો કે સ્મૃતિઓ પોતપોતાના આદેશ માટે વેદમૂલત્વનો દાવો કરે છે છતાં સ્મૃતિસંદર્ભ રજોદર્શનથી પૂર્વેજ લગ્નનું વિધાન કરે છે. જૈમિની અનગ્નિકા કન્યા ઇષ્ટ માને છે (ગૃહ્યસૂત્ર-૨૦, ૧) કારણ, એનાં શરીર વિષે લગ્નોનો ભાવ ઉગ્યો હોય છે. ગોભિલ (સૂત્ર ૩, ૪, ૬) નગ્નિકાને લગ્ન માટે શ્રેષ્ઠ માને છે, પરંતુ જ્યાંસુધી રજોદર્શન ન થાય ત્યાંસુધી સમ્બન્ધનો નિષેધ કહે છે (સ્મૃતિ ૩, ૧૩૬).

ગૌતમ તો વધારે સ્પષ્ટરીતે પ્રાગ્રજોદ્રષ્ટ વિવાહનો વિધિ કહી, એ પ્રમાણે પુત્રીને નહિ પરણાવનાર પિતાની નિર્ભત્સના કરે છે. મનુ તો માત્ર એટલુંજ કહે છે: 'યોગ્યકાલે દાન ન કરનાર પિતા નિંદાય છે, કાલે ગમન ન કરનાર પતિ નિન્દ્ય છે અને પિતાના મૃત્યુ પછી માતાનું રક્ષણ ન કરનાર પુત્ર નિંદાય છે. મનુનું આ વચન આદેશ છે કે ઉપદેશ તે (૯, ૪)નો નિર્ણય કરવા બહુ દૂર જવું નહિ પડે, કારણ મનુ પોતેજ ત્યાર બાદ કહે છે: યોગ્ય પતિ ન મળે તો ઋતુમતી સતી પણ આમરણ પિયરમાં કન્યા રહે એજ ઇષ્ટ છે, પણ ગુણહીનને એનું દાન ન કરવું (૯. ૮૯). વળી મનુ કહે છે 'ઋતુદર્શન પછી જો પિતા વર શોધવામાં પોતાનો ધર્મ ન પાળે તો પોતે વર પસંદ કરવાનો કન્યાને હકક પ્રાપ્ત થાય છે.' (૯, ૯૦) આ વચન બૌદ્ધાયનમાં પણ છે (૪, ૧, ૧૪) રજોદર્શન પછી કન્યાને ન પરણાવનાર પિતા પાપભાગી બને છે એમ યાજ્ઞવલ્કયનો મત છે (૧, ૬૪) પણ મનુ તો સ્પષ્ટ કહે છે કે ઋતુદર્શન પછી ત્રણ વર્ષે કન્યા સ્વયંવર પતિને પરણે તેમાં કન્યાને કે પરણનારને કશો દોષ નથી લાગતો (૯, ૯૧). પરાશરાદિ કેટલાક વળી એમ કહે છે કે ઋતુમતીને પરણનાર પતિત થાય છે અને 'અભાષ્ય' અને 'અપાંકતેય' ઠરે છે જો કે આ લગ્ન ફોક થયેલું તો આ સ્મૃતિકારો પણ નથી માનતા.

**પરિસ્થિતિમાં ફેરફારની અસરો:**

હવે પ્રશ્ન એ છે કે આ આદેશો અને નિર્દેશોને વિશે ધર્મની દ્રષ્ટિયે કેટલું મૂલ્ય કેરવી શકાય? પ્રાગ્રજોદ્રષ્ટ વિવાહને આ સર્વ

ઇષ્ટ ઠેરવે છે એમાં શંકા નથી. પરંતુ વેદદષ્ટ અને સૂત્રદષ્ટ યુગને માન્ય આદેશો સાથે એ સર્વ વિસંવાદી છે. એ યુગમા તો ત્રૈવર્ણિક બટુમાત્ર ગુરૂકુલે વિદ્યાસંપાદન માટે જઇ રહેતો અને સમાવર્તન પછી ગૃહસ્થાશ્રમને માટે પણ યોગ્ય શિક્ષણ મેળવતો અને એકદમ ન્હાની ઉમ્મરની કન્યાના વિવાહ માટે સામાન્યરીતે વર તો દુર્લભજ હતાં. (મનુ ૪, ૧) બૌદ્ધ યુગની અસર હેઠે જૂના અને નવા આદર્શો વચ્ચે સખત ભેદ પડવા માડયો. ગૃહસ્થાશ્રમને હીનપદ આપવામા આવ્યું અને નિદિધ્યાસન પ્રત્યાહારાદિના જીવનને ઉચ્ચપદ અપાયુ સિદ્ધિની પ્રાપ્તિ માટે નૈષ્ઠિક બ્રહ્મચર્યના જીવનને અગત્યનુ સાધન ઠેરવવામાં આવ્યું. અને યતિ આશ્રમની પૂર્વે બ્રહ્મચર્યાશ્રમ અને ગૃહસ્થાશ્રમનાં આવશ્યક પરિપાલન વિષેના પૂર્વાદર્શોનો અનુક્રમે હ્રાસ થવા માડયો. (મનુ ૬; ૨,-૩૩-૩૪)

### અકાલ સંન્યાસનો પ્રતિકારઃ

નૈષ્ઠિક બ્રહ્મચર્ય અથવા બ્રહ્મચર્ય માટેની લોકપ્રિયતા અને અભિનિષ્ક્રમણની વિસ્તરતી પ્રથાને પરિણામે અવિવાહિત રહેતી કન્યાઓની અભાગી સ્થિતિનાં વર્ણન કરતા કલ્પના સુકર થઇ પડશે અનો પ્રતિકાર અવશ્ય થવો જોઇયે દરેક દિશામા જાણે ભિક્ષુ અને ભિક્ષુણીનાં પૂર ઉછળવા માડયા હતા. આવે વખતે અકાલે સંસાર ત્યાગ કરી જતા અસંખ્ય સ્ત્રી પુરૂષોને સંસારમા રહેવા સમજાવવા કે ત્યાગમાથી રોકવાનો એકજ માર્ગ હતો-તે એ કે ન્હાના બાલકોને લગ્નના બંધનોમા બાધી લવા અને આ માર્ગ તે કાલના ઋષિઓને ઇષ્ટ લાગ્યો અથવા તો પ્રાચીન ઋષિવચનને સાચવી રાખનાર બ્રાહ્મણોને ઇષ્ટ લાગ્યો જેના વચનો હજુ આદરથી સાંભળવામાં આવતાં હતા.

ધર્મના આદેશોની સક્તિથી, પ્રાચીન ઋષિઓના પવિત્ર નામની સંકિનથી-પ્રાક્ જ્યેષ્ટ વિવાહ થોડા સમયમાંજ લોકમાન્ય થઇ પડયો. અને પ્રાચીન આદરણીય પ્રથાનો વિરોધ કરીને પણ ઉપનયનોત્તર કોઇ દૂરના ગુરૂકુલ તરફ ઘરમાથી પ્રસ્થાન કરતા

બટુઓને થોડાંક પગલાં ભરે કે તુરત સમાવર્તન કરાવી લેતા, અને જેટલો વ્હેલો બની શકે તેટલો વ્હેલો ગૃહસ્થાશ્રમપ્રવેશ કરાવી લેતા. નિદાન ઉમ્મરે પ્હોચવા પ્હેલાંતો છોકરાને પરણાવી દેતા. પરદેશીઓના અહિં આગમનથી આ રિવાજ વધારે રૂઢ અને સ્થિત થઇ ગયો; અને બૌધ્ધ અસર હઠી જવા પછી પણ લોકોનાં બુધ્ધિ, શરીર અને આરોગ્યને અનિષ્ટ છતાં આ રિવાજ હજુ પ્રચલિત રહી શક્યો છે.

## દેખીતો વિરોધ

પ્રાચીન આચાર ત્યજી દેવાનાં ખરેખરાં ગમે તે કારણો હશે, કારણ આમાં પ્રમાણભૂત આધારને અભાવે કલ્પનાઓજ થઇ શકે છે, તો પણ એટલું તો નિશ્શંક છે કે ધર્મનું મૂલ વેદ છે અને જ્યાં શ્રુતિ અને સ્મૃતિનો વિરોધ હોય ત્યા શ્રુતિનેજ પ્રમાણ માની શકાય

જે વેદસૂકતમાં જણાવ્યું છે કે વિકાસની ભૂમિકાઓમા કન્યા સોમ, ગન્ધર્વ અને અગ્નિના પતિત્વે રહેલી હોય છે તે વિષે અત્રિ કહે છે 'સ્ત્રીયોને પ્હેલાં દેવો ભોગવે છે–સોમ અને ગન્ધર્વ અને અગ્નિ પુરૂષો ત્યાર પછીજ એને ભોગવે છે પરંતુ તેથી સ્ત્રી વિપ્રદુષ્ટ નથી થતી. જ્યારે વિકાસનું પ્રથમ ચિહ્ન દેખાય છે ત્યારે સોમ, સ્તન વિકાસે ગન્ધર્વ, અને ઋતુદર્શને અગ્નિ–આ સુપ્રચિત છે' (પ. પ. ૯) સંવર્ત કહે છે. રોમદર્શને સોમ, ઋતુદર્શને ગન્ધર્વ અને સ્તનદર્શને અગ્નિ કન્યાનો ઉપભોગ કરે છે. (૪૬) વશિષ્ઠ, બૌધ્ધાયન અને યાજ્ઞવલ્કય આ વિષે કહે છે. 'આનો અર્થ એ છે, સોમ કન્યાને શુધ્ધિ અર્પે છે ગન્ધર્વ મીઠો સ્વર આપે છે, અને અગ્નિ એને ધર્મ્ય ક્રિયાઓનું અનુષ્ઠાન કરી શકે એવી પવિત્રતા અર્પે છે (વશિષ્ઠ ૨૭, ૬ બૌ. ૨. ૨, ૪ યા. ૧ ૭૧).

ગોભિલ (સ્મૃતિ ૧૩૬) વિશિષ્ટ નિર્દેશ કહે છે કે જ્યાંસુધી કન્યાને ઋતુ ચિહ્નો ન દેખાય અને રોમદર્શન ન થાય ત્યાંસુધી પુરૂષ એને લઇ શકે નહિ.

આ વિધાનો વેદદષ્ટ વિધાનને સવાદી છે. અને અન્ય વિધાનો જે અન્યથા હોય તો તે વેદવિધાનની ઉપરવટ તો નજ થઇ શકે, દ વિધાન કન્યાને કોઇ પણ ઉમ્મરે પરણવાની છુટ આપે છે અને અન્યથા વિધાનો તો બદલતી પરિસ્થિતિ કે યુગને અનુકૂળ ઉપદેશજ માની શકાય

સ્મૃતિઓ, કેટલો હુકમ અને કેટલી ભલામણઃ—

સદાચાર અને ધર્મનાં પાલન વિશે ચાલનારના આદર્શ માટે સ્મૃતિઓ અનેક ભલામણો કે ઉપદેશો આપે છે કેટલાક તો કવળ નીતિવૃત્તિને અનુકૂળ ઉપદેશો છે (મગ્કારનુ મીમાસા રૂલ્સ ઓફ ઇન્ટરપ્રેટેશન પાના ૪૨, ૧૮૧) અન્ય વળી દિશાસૂચક વચનો છે જે અન્યથા પ્રાપ્ય હેતુ સુલભતર કેમ બને એ કહે છે. વળી કેટલાક વચનો એવા છે જે અન્યથા અપ્રાપ્ય વ તુને પ્રાપ્ય બનાવતી ક્રિયાઓનો વિધિ નિર્માણ કરે છે

સ્મૃતિએ વર્ણવેલા મસ્કારો વિહિત છે પરતુ તે તે મસ્કાર વિધાનનો સમય કેવળ વિહિત નથી પણ ઉપદિષ્ટ છે ઉદાહરણ તરીકે અમુક સમય પૂર્વે કન્યાનો વિવાહ કરવો કે અમુક ઉમ્મરની ઉપરનો છોકરો દત્તક ન લેવો એવા વચનો કેવળ ઇષ્ટ શ છે એજ દર્શાવે છે અમુક જ્યારે પેઢીઓ મુ રીતેજ લગ્ન થય એ વિધિ સર્વથા બન્ધનકારક છે અને એ વિધિનોભ ભગ લગ્નને અધર્મ્ય ઠેરવે છે પરંતુ મનુ ત્ય કહે છે કે કન્યા હશા' અને નિરોગી જોઇયે, કે જ્યા યાજ્ઞવલ્ક્ય કહે છે કે કન્યાને ભાઇ હોવો જોઇયે તેમજ વયથી ન્હાની હોવી જોઇયે નિરોગી હોય વાચાળ ન હોય વગેરે ત્યા પ્રત્યક્ષ હેતુ છે અને એ વચનોનો ભંગ કંઈ પત્નીને અધર્મ્ય નહિ ઠેરવે. (જુઓ બેનરજીનો હિન્દુ લૉ ઓફ મેરેજ ઍન્ડ સ્ત્રીધન' પાનુ ૪૮, ૭૬)

જ્યા સ્મૃતિઓ વિરૂદ્ધ હોય એવા કેટલાય આચારો આદરણીય મનાય છે તેના અનેક ઉદાહરણો આપી શકાય જ્યાર સ્મૃતિઓ ખાસ ઉપદેશે છે એવા અનેક આચારો લુપ્ત થયા છે એટલુંજ

નહિ પણ લૌકિક દ્રષ્ટિયે નિષિધ્ધ મનાયા છે એના પણ અનેક ઉદાહરણો છે. દાખલા તરીકે એકજ પુત્ર હોય તો પિતા એને બીજાને ખોળે દત્તક નથી આપી શકતો, કારણ સ્મૃતિકારની નજરે તે પુત્ર નો સ્વપિતાને પિણ્ડ આપવા સર્જાયો છે, છતાં, આજે ઉંચામાં ઉંચી અદાલતોએ આ વચનને કેવળ ઉપદિષ્ટ માની કહાડી નાખ્યું છે.

શ્રી. બલસુ વિ. શ્રી. બલસુ L. R. ૨૬ 9. A. ૧૧૩ વળી મ્હોટો ભાઈ અવિવાહિત હોયૂ તો ન્હાનો ભાઇ ન પરણી શકે એમ સ્મૃતિવચન છે. જો મ્હોટો ભાઇ પરદેશમા હોય અથવા સરીર કે માનસથી વિવાહને અયોગ્ય હોય તોજ ન્હાનો ભાઇ પરણી શકે. આ વચનના વિરૂધ્ધ વર્તે ને ન્હાનો ભાઇ અને એને પરણનાર કન્યા અને પરણાવનાર પુરોહિત સહુ પાપભાગી ઠેરવવામાં આવ્યાં છે અને 'નર્કે જાય' એમ સ્મૃતિઓ એક મતે પોકારી રહી છે.

જુઓ મનુ ૩, ૧૭૧, ૧૭૨; ૧૧,'૬૧ પરાશર ૪, ૨૩, બૌ. ૨, ૧, ૩૯ અને ઉદ્‌વાહતત્વ (રઘુનન્દનું) પુસ્તક ૨ પાનું ૬૬.

પણ આ નિયમ કયાંય પણ વિવાહને બન્ધન કારક મનાયો નથી. આતો કેવળ ભલામણ રૂપેજ છે એમ મનાયુ છે. મનુ મામાની પુત્રી સાથે વિવાહને નિષિધ્ધ કહે છે (૩, ૫; ૧૧, ૧૭૨-૧૭૩) અને ઉતરતી જાતિની કન્યા સાથેનાં લગ્નનો બાધ ગણતા નથી. (મનુ ૩, ૧૨. ૧૩; ૯, ૨૩; વિરૂધ્ધ યા. ૧, ૫૬) પરંતુ કંઈ મામાના છોકરાં દક્ષિણમાં કેટલાય પરણે છે જ્યારે અનુલોમ વિવાદ લોકમતે નિષિધ્ધ ઠેરવ્યો છે.

**ધર્મનાં વેષ્ટનમાં સભ્યાચારઃ**

લોકોના પરમાદરને પામે એ હેતુથી સામાન્ય નીતિ અને આરોગ્યના નિયમોને પણ ધર્મનું વસ્ત્ર પ્હેરાવવાની ઋષિઓની પ્રથા હતી. આવા નિયમોનો ભંગ અનેકવાર ધર્મભ્રષ્ટતા કે પાપને નામે વર્ણવેલો છે છતાં વસ્તુતઃ શ્રેયસનો નાશ કરી શકે કે પતિતત્વ આપે એવું નજ હતું. ખરેખર સભ્ય આચાર અને ધર્માચાર વચ્ચેનો

વિશેષ એટલો તો લુપ્ત થઇ ગયો છે. મનુ અનેક બાબતોમાં સમેય આચારાદિના ધાર્મિક અનુશાસનો વર્ણવે છે. ઉદાહરણ તરીકે દાય-ભાગના કાયદાઓમાં મનુ લખે છે કે જેઓ નિર્દિષ્ટ વસ્તુઓના ભાગ વ્હેંચે, જે વસ્તુઓ સ્ત્રીઓની હોય અથવા જેઓ નિર્દિષ્ટ અદાય સગાઓનું પોષણ કર્યા વગર બિંક્ત વ્હેંચી લે તેઓ પતિત થાય અને પાપભાગી થાય. (મનુ ૯, ૨૦૦-૨૦૨)

પ્રાગ્જેદ્દષ્ટ વિવાહની ભલામણ કરતા નિયમો અથવા ઋતુ દર્શનોત્તર ત્રણ વર્ષ સુધી પિતા કે પાલક લગ્ન ન કર તે હકીકતમાં સ્વયં કન્યાને વર વરવાની છૂટ વિશેના નિયમ અન્ય નીતના વિધાનો કરતા વધારે ધર્મ્ય શાસન નથી ધરાવી શકતા-જે નીતિના વિધાનો પણ આવીજ સ્પષ્ટ ભાષામાં કરાયા છે અને કબુલે કહો તો પણ કાચી અને ચિરવટી પંડિત સમાજે કહ્યું છે તેમ પ્રાગૂજેદ્દષ્ટ વિવાહ એ અપાતકલ્પ કહેવાય.

**પાપનો નિશ્ચય:**

ઋતુદર્શન પછીના વિવાહને લીધે થતા પાપ વિશેનું મન્તવ્ય મનુમાં નથી દેખાતુ (૯ ૯૧) એટલે ત્યાર પછી ઉભુ થયુ લાગે છે ત્યાં યોગ્ય વર ન મળતો હોય અથવા અન્ય સબલ હેતુ હોય ત્યાં મનુએ વિકલ્પ વિહિત માન્યો છે વાસ્તવિક રીતે મનુ પ્રમાણે કન્યાદાન વિશે પિતાનો હક્ક ઋતુ પછી પણ ત્રણ વર્ષ સુધી કાયમ રહે છે અને બૌધાયનાદિ સ્મૃતિકારો આમાં સંમત છે

**અભિગમનનો ધર્મ**

પિતૃઋણ ફેડવાનો ધર્મ સંતતિની અપેક્ષા રાખતો હોવાથી ઋતુસ્નાતા પત્નીના અભિગમનનો ધર્મ પણ સ્પષ્ટ શબ્દોમાં વિહિત કરાયો છે. અને પિતૃઋણ ફેડવું એ નૈતિક અથવા ધર્મ્ય જવાબદારી લેખાય વળી પુત્રની ઇચ્છાવાળા માટે અમરાત્રીનું પણ એમાંજ વિધાન કરાયુ છે આ વિધાન એ વિધિ તો નજ કહેવાય. મનુ કહે છે કે પ્રથમ ચાર, અગિયારમી અને તેરમી રાત્રી બાદ કરતાં અન્ય રાત્રિઓ

સોળ વર્ષની નીચેની ઉમ્મરવાળી સ્ત્રીને પેટે પચ્ચીશ વર્ષથી
ન્હાના પુરૂષે થયેલાં આધાનમાં, ગર્ભ કૂખમાંજ નષ્ટ થાય છે,
જન્મે તો અલ્પાયુષી હોય છે, અને લાંબુ જીવે તો શરીરે અને
અંગે નિર્બળ રહે છે.

સ્ત્રી કિશોરાવસ્થામાં હોય ત્યારે ગર્ભાધાન સર્વથા હેય છે.
અન્ય આયુર્વેદાચાર્ય ચરકનું વચન છે કે સંતતિની શક્તિનો આધાર
અન્ય વસ્તુઓ ઉપર અને પિતા માતાની જુવાની, શક્તિ અને મૉનસ
ઉપર આધાર રાખે છે. વાગ્ભટ્ટ કહે છે કે સબલ સંતતિની અપેક્ષા
હોય તો લગ્ન પછી કન્યા સોળ વર્ષની થાય અને પતિ વીશનો
થાય ત્યાં સુધી આણુ ન વાળવું. વાસ્તવિક રીતે સત્ત્વશાલી અને
વીર પ્રજાની ઉત્પત્તિ વિશે પૂર્વાચાર્યોનો એટલો તો આગ્રહ હતો કે
બૃહદારણ્યક ઉપનિષતમાં આવી પ્રજાને જન્મ દેનાર માતાની પ્રશસ્તિ
કરી છે—જેવી પ્રશસ્તિ અન્ય કશા વિશે નથી થઇ.

જેનાં જીવનમાંથી રક્તનું શોષણ થઈ ગયું હોય જેની શારી-
રિક શક્તિ પકવ ન બની હોય, પૂર્ણ વિકાસને પામી ન હોય એવી
બાલવધૂઓ વિશે આ સંભવે ખરૂં? શું વીર્યશાલી પ્રજાનો
આપણને ખપજ નથી રહ્યો? સુવાવડમાંજ મૃત્યુ પામતી અસંખ્ય
માતાઓ અને અકાલે ચીમળાઇ જતો બાળકોના કિસ્સાઓથી
સમાજની આંખ નથી ઉઘડતી; તો યુદ્ધ દર્મ્યાન લશ્કર અને પોલીસમાં
ભરતીના ઉમ્મેદવારોની મ્હોટી સંખ્યા કેવળ શારીરિક તપાસથીજ
નાલાયક ઠરી જતી હતી એથી તો સમાજને હૈયે વિમાસણ થવુંજ
જોઇયે ને? સમાજની શારીરિક સંપત્તિનો ઉત્તરોત્તર નાશ થઇ રહ્યો
છે. કેળવણીના અતિ પ્રચારના અભાવે, ભારતવર્ષ જેવા વિશાળ
ખણ્ડની સુધારણાની પ્રગતિ જરૂર ધીમી રહેવાની. સ્મૃતિ દ્રષ્ટધર્મને
પરિસ્થિતિના બદલવા સાથે બદલાવવાને શક્તિમાન ધાર્મિક કે
પાર્થિવ સત્તા પૂર્વે હતી તેવી હવે ન હોવાથી, કાયદો એ એકજ
ઉપાય છે, જેથી પ્રજાનો આ શરીરધ્વંસ અટકાવી શકાય.

પ્રો. અતિસુખશંકર ત્રિવેદી

# અધ્યાપકની નજરે*

(ફૂટનોટ અમારી છે: -તંત્રી)

સમાજમાં કોઇ પણ લોકસમૂહનું સ્થાન તેની કેળવણી પર આધાર રાખે છે. પશ્ચાત્ય પ્રજાઓની આબાદી મોટે ભાગે તેમની કેળવણી પર આધાર રાખે છે આપ કહેશો કે તેમની પ્રગતિ ત્યાના વેપારરોજગારને લીધે છે; તો તેનો ઉત્તર સરળ છે ને તે એ કે તેમનો વેપારરોજગાર તેમની કેળવણીને લીધે વ્યવસ્થિત હોય છે આપ કહેશો કે તેમની પ્રગતિ તેમની રાજકીય સ્વતંત્રતાને લીધે છે, તો તેના ઉત્તર પણ સરળ છે ને તે એ કે તેમની સ્વતંત્રતા તેમની કેળવણીને લીધે વ્યવસ્થિત બનેલી છે પાશ્ચાત્ય પ્રજાઓ પ્રત્યેક પ્રશ્નનુ નિરાકરણ-પછી ભલે પ્રશ્ન સમાજિક હોય, કૌટુમ્બિક હોય વા નાગરિક હોય-તે તમામ પ્રશ્નોનું નિરાકરણ પોતાના ને પોતાના પાછલા જમાનાના જ્ઞાનને ઉપયોગ કરી વ્યવસ્થિત રીતે કરે છે; તેથી તેમની પ્રગતિ વખતોવખત થઇજ ચાલી ગઇ છે. આપણે ત્યા તો * પ્રથમ આપણું સમાજબંધારણ હાલ તમોગુણપ્રધાન હોવાને લીધે ગતિજ

* મુંબઇ વડનગરાનાગરમંડળના ૨૧મા વાર્ષિક મહોત્સવના પ્રમુખનાં ભાષણનો સારભાગ

* જુઓ નાગરિકપ્રશ્નાવલિ, બંધારણ વિભાગ પ્રશ્ન ૧૦, ૧૧ અને ઉત્તરો.

૧૦ બંધારણ વગર જ્ઞાતિ દિવસાનુંદિવસ અસ્તવ્યસ્ત થતી જાય છે એમ તમને લાગે છે? ઉત્તર હા-૯૭૮; ના-૨૨

૧૧ જ્ઞાતિનું સર્વત્ર નવું બંધારણ ઘડાવું જોઇએ એમ તમને લાગે છે? ઉત્તર; હા-૯૪ ૫, ના-૫૫

ઓછી થાય છે તો પછી પ્રગતિ ધાર્યા કરતાં ઓછી થાય છે તેમાં અચંબો પામવા જેવું કશું નથી. એટલુંજ નહિ પણ આપણે તો અપગતિ, અધોગતિ ને અવગતિથી ચેતતા રહેવાની જરૂર હોય છે.

સમય હતો કે જ્યારે બ્રાહ્મણો કેળવણીમાં અગ્રસ્થાન ભોગવતા હતા. એવું અભિમાન ધરાવી શકીએ એવો સમય હવે રહ્યો નથી, ને ભૂત ગૌરવનું યશોગાન કંઇ વર્તમાન કાળમાં યશઃસિધ્ધિની ગરજ સારી શકતું નથી આપણી કેળવણી સાર્વક્ષેત્રિક નથી. આપણા યુવકોનો મોટો ભાગ સાહિત્ય ને કાયદાવિષયક કેળવણી તરફ દોરવાય છે. જોઇએ તેટલી સંખ્યામાં ઇજનેરી, દાકતરી, વિજ્ઞાનની ને વેપારની કેળવણીમાં તેમનું આકર્ષણ થતું નથી. ÷ બીજું, યુવકોમાંથી મોટા ભાગનું વલણ સાધારણ ઇયત્તાની કેળવણી પ્રાપ્ત કરવાનું હોય છે; ઉચ્ચ પ્રકારની કેળવણી મેળવવી કે કોઇ પણ વિષયમાં પારંગતતા પ્રાપ્ત કરવી. એ તરફ જોઇએ તેટલા શ્રમ લેવાતા નથી. પ્રગતિની અપેક્ષાએ આ શોચજનક લેખાય.

ઇગ્લૅંડ, અમેરીકા, ને જર્મની જ્યાંતે ઉચ્ચ કેળવણી મેળવનારાઓની સંખ્યા પ્રતિવર્ષ વધતી જાય છે. સ્થાનિક કેળવણીપદવીઓની જે મૂલ્યઆકણી થોડાં વર્ષ પહેલાં હતી તે આજે રહી નથી. કોઇ પણ શાખાના બૅચેલરની પદવી આજે મૂળાના શાક જેવી થઇ પડી છે.

આજનો સમાજ સાધારણ વિષયોમા સાધારણ લાયકાત ધરાવનારાઓને માટે ઘણોજ વિકટ છે. સાધારણ વિષયમા પણ અસાધારણ લાયકાત અથવા તો અસાધારણ વિષયમાં સાધારણ લાયકાત ધરાવનાર માટે હજી કંઈ પણ સારું સ્થાન છે. વળી કોઇ પણ સમાજમા અનેક સાધારણ લાયકાતના માણસો જેટલા ઉપકારક

÷ જુઓ સદર કેળવણી વિભાગ પ્રશ્ન ૨

૨ બી. એ. થાય કે ડાકટર થાય કે વકીલ થાય કે હાથ કારીગરીનાં, ઇજનેરીનાં, વીજળીનાં, ખેતીનાં, વગેરે હુન્નર ઉદ્યોગનાં સાધનોથી સંપન્ન થાય એમાં કયી કેળવણી તમે લાભદાયી અને ફલદાયી માનો છો? ઉત્તર ૯૩ ટકા હુન્નર ઉદ્યોગની; ૭ ટકા બીજી.

હોઇ શકે તેના કરતા થોડા પણ ગન ને ઉત્કૃષ્ટ લાયકાત ધરાવનારાઓ જીવનકલહનો ઉકેલ વધારે સરળતાથી કરી શકે વિશેષમા, loftier/finer personalities, ગગનસુખી વ્યકિતઓ પોતે ઉચ્ચ રહે ને ઉત્કૃષ્ટ પદ પ્રાપ્ત કરી શકે તેની સાથે બીજાઓને પણ ઉચ્ચતા પ્રાપ્ત કરાવવામા મદદગાર બની શકે માટે કેળવણીની તુલનામા આપણે Quantitative fallacy ન કરવી જોઇએ, સખ્યાઆકણીએ નહિ પણ મૂલ્યઆકણીએ જોવુ જોઇએ

વિદેશપ્રાપ્ય કેળવણી બધાને સરખી રીતે લાભકારક નીવડતી નથી, તેમજ વિદેશી ડિગ્રીઓને માટે આપણામાના કેટલાક ભાઈઓને ખોટી લાલસા પણ હોય છે, ખોટી એટલા માટે કે પોતાની નબળી વિદ્યાર્થી–કારકીર્દીની ઊણપ પરદેશી ડિગ્રીઓના ઓપથી પૂરવાની તે લાલસા હોય છે પરતુ તેવા દાખલા એ ન અપવાદરૂપ ગણવા જોઇએ એકદરે લાયકે વધારે લાયકાત પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવો એ ખરેખર સ્તુત્ય પ્રવૃત્તિ ગણી શકાય ખાસ કરીને દેશમાં અપાતી કેળવણી સતોષકારક ન હોવાથી વિદેશપ્રાપ્ય કેળવણી માટે × યુવકોને યોગ્ય ઉત્તેજન મળવુ જોઇએ

એક પાસથી વધતો જતો બ્રાહ્મણેતરોનો બ્રાહ્મણદ્વેષ, બીજી પાસથી મેવાડનિથીજ જીવનવૃત્તિ પેપરાની વ શપરપરાની આપણી આવડત સિવાયની બીજી આવડતનો લગભગ અભાવ ત્રીજી પાસથી અત્યત પ્રબળ થતો હાલનો જીવનકલહ ને ચોથી પાસથી નિર્માલ્ય જેવી આપણે ત્યા અપાતી કેળવણી–એ બધી બાબતોનુ સમગ્ર ચિત્ર નજર આગળ ખડુ કરીએ છીએ, ત્યારે હાલના ને ભવિષ્યના યુવકોને માટે લાગણીથી હૃદય કપી ઊઠે છે. તે સ્થિતિમા એ કપા

× જુઓ સદર વિભાગ સામાજીક, દેશાટન પ્રશ્ન ૨

" "તમારાજ વતનમા નાગરેતર વર્ણો ખત્રી, કાયસ્થ, લોહાણા, સઇ, સુતાર, સુથાર પરદેશ જઇ ઉચ્ચી વિદ્યા પ્રાપ્ત કરી દિનપ્રતિદિવસ રાજકાજમા અને વેપારમા ધંધામા નાગરોને આટતા જાય છે એ તમે માનો છો? ઉત્તર હા–૬૪ ૩ ના–૫૭

રીતે આધીન થવું, એ તો સહજ છે; એને દબાવી દઈ આપણા યુવકોને માટે આશાજનક કંઇ પણ પ્રવૃત્તિ આપણે સાધીએ તોજ કૃતકૃત્ય થયા ગણાઇએ. જ્યાં સુધી સંખ્યાબંધ યુવકો વિવિધ શાખાઓની અત્રપ્રાપ્ય તેમજ વિદેશપ્રાપ્ય ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી લેશે નહિ ત્યા સુધી હવે આપણો અભ્યુદય અશકય છે.

સ્ત્રીકેળવણીની ઉપયોગિતા સિદ્ધ કરવી પડે એવો વખત કયારનોએ ગયો છે. એક સારા લેખકને હાથે તેનું સમર્થન તેનાં એક પુસ્તકમા નીચેના એક ફકરામાં મેં જોયું ત્યારે મને ઘણી રમુજ ઉત્પન્ન થઇ —

"જો સ્ત્રીઓને ભણાવીએ, તો તેઓ રાંડે કે વંઠી જાય, એવી વાત કેટલાક કરે છે, પણ વિદ્યા ભણવાથી રંડાપો શું કામ આવે અને તેથી કેમ વંઠી જાય તેનો કોઇ વિચાર કરતું નથી. જો ભણવાથી રંડાપો આવતો હોય, તો આખું વિલાયત રંડાવું જોઇએ; કેમકે ત્યા ઘણીખરી બાઇડીઓ વિદ્યા ભણે છે. આપણે અહીં નાગર વગેરે કેટલીક જાતિમા સ્ત્રીઓને ભણાવવાનો ચાલ છે તેમાં શુ બીજી નાતો કરતા વધારે વૈધવ્ય જોવામાં આવે છે? ભણવાને ને રાંડવાને કશો સંબંધ નથી...... . ભણ્યા પછી કોઇ નઠારૂં નીવડ્યું તો તે વિદ્યાના કારણથીજ નીવડયું એમ સમજવું નહીં. તે મૂળેજ નઠારૂં હશે, તેને વિદ્યાનો પાસ બેઠો નહિ હોય, અથવા તેને સંગતિ દોષ લાગ્યો હશે, એમ જાણવુ."

આ દલીલમા જેમ સરળતા છે તેમ વિદ્યાને વૈધવ્યનો સંબંધ કલ્પવામા ખૂબ રમુજ છે; ને તેજ રુથે વળી ખાસ આકર્ષક તે એ વાત છે કે નાગરોમાં ભણાવવાનો ચાલ છે એમ માની લેવામાં આવ્યું છે. ફકરો નાગરોને અમુક માન આપે છે. થોડાં વર્ષ પહેલાં એવી સ્થિતિ હતી કે નાગર કન્યાઓને સ્હેજસાજ લખતાંવાંચતાં આવડતું ને અન્ય જ્ઞાતિઓની કન્યાઓને બહુ ઓછી સંખ્યામ આવડતું પણ હવે તે વસ્તુસ્થિતિ રહી નથી. હવે અન્ય જ્ઞાતિઓમાં સ્ત્રીકેળવણીનું પ્રમાણ સારી રીતે વધ્યું છે ને ઉચ્ચ સ્ત્રીકેળવણી પણ

તેમાં સારી રીતે અપાતી થઈ છે. આની વિરુદ્ધ નાગરોમાં હજી એવા માણસો છે કે જેઓ ભણેલી ભામિનીથી ભડકી ઊઠે છે; એટલુંજ નહિ પણ ઉચ્ચ ભણતરની સામે તેઓ ઝુંબેશ ઉઠાવે છે. ખરૂં છે કે સર્વથા સંતોષકારક સ્ત્રીકેળવણી હાલની પ્રણાલિકામાં મળતી નથી; પણ તેમ તેટલુંજ ખરૂં છે કે સર્વથા સંતોષકારક પુરુષકેળવણી પણ હાલની પ્રણાલિકામાં મળતી નથી. તેટલા માટે કેળવણી આ ઉચ્ચ પ્રકારની સ્ત્રીકેળવણી–કૉલેજકેળવણીની સામે આપણે ટકોર કરીએ તો તે યોગ્ય નથી.

* મારૂં નમ્ર મન્તવ્ય એવું છે કે ઓછામાં ઓછી શાળાન્તર પરીક્ષા–મૅટ્રિક ઉત્તીર્ણ થવા જેટલી સ્ત્રીકેળવણી તો તદ્દનજ આવશ્યક છે, અને એવી કેળવણી આપવાની બાબતમાં આપણામાંના દરેક જ્ઞાતિહિતચિંતકની સક્રિય સહાયતા હોવી જોઈએ. આજથી પાંચ વર્ષ પહેલાંની સ્થિતિમાં ને આજની સ્થિતિમાં જોતજોતા ફેર પડી ગયો છે. પ્રત્યેક કુટુંબમાં અંગ્રેજી ને ઇતર વિષયોનું સાધારણ જ્ઞાન, જેટલુંજ જ્ઞાન મૅટ્રિક સુધીનો અભ્યાસ સિદ્ધ કરે છે, તેટલું જ્ઞાન તો તમામ સ્ત્રીઓને જરૂરનું છે.

† કહેવાની જરૂર નથી કે કૉલેજની કેળવણીને હું ઉત્તમ સ્ત્રીકેળવણી ગણું છું: પણ કૉલેજમાં કેળવાએલી કન્યાને તો હજી આપણા જેવી આગળ પડતી જ્ઞાતિમાં પણ કેટલોક ભાગ કુતૂહલથી જોવાનું એક શોભીતું પ્રાણી ગણે છે. એવાઓના સંબંધમાં એટલુંજ કહેવું બસ છે કે તેઓ આધુનિક યુગમાં નહિ પણ મધ્યકાલીન યુગમાં વસે છે.

* જુઓ સદર વિભાગ કેળવણી પ્રશ્ન ૪
આપણી છોકરીઓએ કમમાં કમ કયાં સુધી ભણવું જોઇએ?
ઉત્તર ૭૧ મેટ્રિક ૨૯ ગુજરાતી.

† જુઓ સદર વિભાગ કેળવણી પ્રશ્ન ૯
"છોકરીઓને ઉચ્ચ કેળવણી આપવામાં તમે માનો છો?
ઉત્તર હા–૮૫ ના–૧૫.

સ્ત્રીકેળવણીના કરતાં પણ સ્ત્રીસંસ્કૃતિ ને સ્ત્રીપ્રતિષ્ઠા વધારે ઉપયોગી બાબતો છે. સ્ત્રીજીવનને ઉજ્જવલ કરવાને માટે, સ્ત્રી સ્ત્રીના સમાગમો વધારવાને માટે, સ્ત્રીપુરુષના વિચારના આપલેને માટે, રસિકકલાઓમાં સ્ત્રીઓને પ્રવૃત્ત કરવાને માટે, આનંદ વિહારનાં સ્થળોમાં છૂટથી ફરવા હરવાને તેમને સગવડ કરી આપવા માટે, નિડરતા ને સ્વતંત્રતા ખાલવે એવા તેમના આચારવિચાર પોષવા માટે, રે! એટલુંજ નહિ પણ અજ્ઞાનના સૂક્ષ્મ આવરણને દૂર કરવાનું તો ઘેર ગયું પણ વસ્ત્રના સ્થૂલ ॥ મુખઆવરણને દૂર કરાવી તેમની સંસ્કૃતિ ને પ્રતિષ્ઠા વધારવાને માટે પણ હજી આપણે બધાએ શું કર્યું છે? જો તેમ નથી તો આપણો પોતાનોજ ઉદય કયાંથી થઇ શકે? આપણી બહેનોમાં નિડરતા નહિ હોય તો આપણામાં કયાંથી આવશે? ભાવી માતાઓમાં સ્વાતંત્ર્ય નહિ હોય તો ભાવી સંતતિમાં કયાંથી આવશે? સ્ત્રીવર્ગમાં સંસ્કૃતિ નહિ હોય તો આપણી સંસ્કૃતિ ખોટીજ રહેવાની.

મારે કહેવું પડે છે કે સાહિત્યપ્રવૃત્તિ ઘણી વાર ઘણાંના જીવનમાં શક્તિ ને કાળનો દુર્વ્યય કરાવે છે. લેખક કહેવાવા ખાતર લેખક થવું એના જેવું બીજું કશું અનર્થકારક નથી. લખવાનું હોય ને લખવું, એ જુદી બાબત છે. ને લખવા ખાતર લખવું, એ જુદી બાબત છે. મારી પોતાનીજ કૉલેજના સુમારે પંદર ઉપર વર્ષના મારા અનુભવ પરથી હું કહું છું કે બીજા યુવકોના કરતાં નાગર યુવકોને લેખક થવાની ઉમેદ ગમે તેમ પણ વધારે મોટી સંખ્યામાં ને વધારે તીવ્રતામાં હોય છે, અને તેમ છતાં એ ઉમેદની ને તે માટેની લાયકાતની વ્યાપ્તિ જોવામાં આવતી નથી. અને યુવકો સાહિત્ય લખે તેમાં મોટે ભાગે 'શું' હોય છે તે આપને મારે કહેવું પડશે? આપ કલ્પી શકશો કે તે સાહિત્ય વાર્તા ને તે પણ સ્ત્રીવિષયક હોય છે

॥ જુઓ સદર વિભાગ સામાન્યરીતભાત પ્રશ્ન ૪
"લાજનો રિવાજ નાબુદ કરી સ્ત્રીઓ પુરૂષો સાથે છૂટથી હળીમળી શકે એ તમને ઇષ્ટ લાગે છે? હા-૮૫૪ ના-૧૪૬.



**પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી**
**એમ. એ., એલ. એલ. બી.**

તેમનાં મુંબઇ વડનગરાનાગર મંડળના પ્રમુખ તરીકેનાં ભાષણ વિશે કહેવાયું છે કે "વિચારકનાં ક્ષેત્રમાં અધ્યાપક ત્રિવેદીનો ઉપન્યાસ બહુજ પ્રશસ્ય છે. અધ્યાપકનું કર્તવ્ય ઉપદેષ્ટાનું છે તે ત્રિવેદી સાહેબે સંપૂર્ણ રીતે અને સર્વાંગસુન્દર રીતે બજાવ્યું છે."

**શ્રી કનકપ્રસાદ ર. અંજારિઆ**
**બી. એ., એલ. એલ એમ.**

તેમણે, કલોલના નાગરસંમેલન સમક્ષ પ્રમુખપદેથી આપેલું ભાષણ સુન્દર અને પ્રેરક હતું.



હાલમા ગુજરાતી સાહિત્યમા અમુક અમુક વિચારવાડાઓ છે તે આપ જાણો છો. તેમા વિષપૂર્ણ ને વૈષયિક નિર્માલ્ય સાહિત્ય એક વાડાની રંગભૂમિ થઇ પડયુ છે જેવી રીતે પતગીઓ દીપમા આકર્ષિત થઇ પોતાની જાતનો નાશ કરે છે તેનીજ રીતે આ સાહિત્યના ઉપાસકો, નહિ, તેમને માટે સાહિત્યશોખીનો શબ્દજ બસ છે આ સાહિત્યશોખીનો નવા સાહિત્યમા ઝપનાવે છે ને જેવુ વાચે છે તેવુ લખે છે, જેવુ લખે છે તેવુ કલ્પે છે જેવુ કલ્પે છે તેવુ જીવવા મથે છે આ કેટલુ ભયકર છે તેનુ પૃથકકરણ કરવા હુ ઇચ્છતો નથી

આચાર ને ધર્મ વિશે મારા તરફથી કઇ સાભળવાની આપને આશા નહી હશે પણ તે આશાને સતુષ્ટ કરવા હુ ઇચ્છતો નથી એ બાબતો પ્રત્યેક મનુષ્યના જીવનની ખાનગી બાબતો છે એ બાબતોના સબધમા એટલુ કહેવુ હુ ઉચિત ધારૂ છુ કે સામાજિક સબધોમા આપણે સરક્ષક હોઇએ તો ઉચ્છેદકને પણ નીભાવી લેવા જોઇએ ધર્મિષ્ઠ હોઇએ તો નાસ્તિકને નીભાવી લેવા જોઇએ ને નાસ્તિક હોઇએ તો ધર્મિષ્ઠને નીભાવી લેવા જોઇએ આપણે અતરંગ કલહની બાબતથી વિમુખ રહેવુ જોઇએ જમાનો એટલો જલદી વધતો જાય છે ને તેમા કેળવણી સ્નેહસમાગમ મુસાફરી પુસ્તકવાચન વગેરેના આશ્રયમા વિવિધતા એટલી બધી વધી ગઈ છે ને વધશે કે ન વિશે ઉદાસીન રહેવામજ સામાજિક શાન્તિ સમાએલી છે

જીવન અખડરૂપ છે ને વસ્તુમાત્ર અસ્થિર છે સ્થિરતા ને જડતા જેવુ જગતમા કશુ છેજ નહિ યુવવ થાને હુ અનુભવો મેળવવાની, વિચારો બદલવાની ને પ્રગતિની અવસ્થા સમજુ છુ યુવકોનો સમાગમ તેમના ભાવનવિકાસો તેમના નવા વિચારસ્પંદનો આપણે વધાવી લેવા જોઇએ તરુણ પુરૂષોના બદલાતા દ્રષ્ટિબિન્દુઓનો શાન્ત વિચાર કર્યાથી તરૂણેતરોને પણ લાભ થાય છે તરૂણ પુરૂષોના સહવાસમા રહી શકે તે પુરૂષને હુ સુખી ગણુ છુ તરુણ અવસ્થા

એ જિંદગીની ઉત્તમ અવસ્થા છે ને તેટલા માટે આપણા તરૂણ પુરૂષો તરફ વડીલોએ સમભાવશીલ રહેવું યુક્ત છે. તરૂણો ને વૃધ્ધ જંના ઝઘડામાં વૃધ્ધો તરૂણોની મુશીબત કલ્પી શકતા નથી; તરૂણો તો મુશીબતમાંથી તાબડતોબ રસ્તો કાઢવાને આકળા હોય એ સ્વાભાવિક છે તરૂણોની મુશીબતોને તેમનાથી આગળ વધેલા-ઓએ તેમને મદદ કરવાની ઉત્તમ તકો તરીકે વધાવી લેવી જોઇએ

હિન્દુસ્તાનનો ઇતિહાસ એટલેજ આન્તર વિશ્લેષને લીધે બાહ્ય શત્રુઓનો વિજય એલેકઝૅન્ડરની સામે પોરસે ટક્કર ઝીલી ત્યારે પણ એમ હતું. ને મહમ્મદ ગઝનીની સામે પૃથુરાજે ટક્કર ઝીલી ત્યારે પણ એમજ હતું. ઇતિહાસની આરસીમાં તેજ દૃશ્ય મરાઠા સત્તાના પરાજય વખતે પણ આપણે જોઇ શકીશું. નજીકના ઇતિહાસ પર જવાની જરૂર નથી. પ્રશ્ન એ છે કે આપણો ઉદય આપણે કયા તત્ત્વ પર ભાર મુકવાથી સાધી શકીશું?

ઇતિહાસ અનુભવથી શિખવાતું તત્ત્વજ્ઞાન છે. તો આપણે એ તત્ત્વજ્ઞાનમાંથી કંઇક ડહાપણ મેળવી શકીએ. વિજેતા પ્રજા, જિત પ્રજાના કરતાં સંખ્યામા ગમે તેટલી નાની હોય, તેમ છતાં સંસ્કૃતિનો પરાજય સંખ્યાબળ પર નહિ પણ સંસ્કૃતિસામર્થ્ય ન એકબીજાની જરૂરીઆતો પર આધાર રાખે છે. લગભગ આવું પરિવર્તન આપણા દેશનું પણ થતું ચાલ્યું જાય છે. આપણી સંસ્કૃતિને પાશ્ચાત્ય સંસ્કૃતિ પલટાવતી ચાલી જાય છે. આપણે કેળવણીમા, આચારવિચારમાં, ધર્મમા, સમાજબંધારણમા, સંસ્થાઓમા કાયદાઓમાં, રાજ્યબંધારણના સ્વરૂપમા પાશ્ચાત્ય બન્યાજ છીએ; એટલુંજ કે આપણાં વસ્ત્રો જો કે પાશ્ચાત્ય છે, છતા તે પરનાં રંગ ભારતીય છે. આમ પ્રવાહનું પૂર ખાળવું અશક્ય છે. પણ પ્રવાહ પ્રબળ હોય ને તારો હોશિયાર હોય તો તે જળના વેગનો લાભ લઇ તે વેગની દિશામાં તરી જઇ મનપસંદ ઘાટ પર ઊતરી શકે છે; પરંતુ પ્રવાહની એકદમ વિરૂધ્ધ જતા તો તે તારો પ્રવાહને ખાળી તો નહિજ શકે, પણ ઊલટો પોતાની જાતને જળશાયી નાંશ અપાવશે. આટલા

પરથી જ્ઞાતિના ને રાષ્ટ્રના વિરોધમા આપણે એટલું ડહાપણ મેળવી શકીએ કે જ્ઞાતિજ જ્યાં વિશ્લેષનુ તત્ત્વ છે, ત્યા તે વિશ્લેષ, ન ખળી શકય એવા રાષ્ટ્રપ્રવાહના ઐકયપૂરની સામે ટકાવવા મથનારની દશા ઉદાહરણના તારાની દશાના જેવી થવાની સાશશ, સકુચિત, અભિમાન, નાશ પામતી સંસ્કૃતિ અનર્થકારક ભેદ—એ ને એવી બાબતોના સંબધમા હિતને નામે અહિત ન થાય એ વિષે આપણે બધાએ બહુ કાળજી રાખવાની છે. પેટા પરન્યાનાના સબધમા તેમજ હિદમા વસતી મોટી પરકોમે.ના સંબધમા આપણે કેમ વર્તવુ, અને રાષ્ટ્રહિતની બાબતોમા આપણે કેમ વલણ રાખવુ, ને સર્વમા આટલુ કંઇક દિશાદર્શક તરીકે ગણી શકાશે.

[પૂજ્ય ત્રિવેદી સાહેબના મુબઇના વ્યાખ્યાનને ઉદ્દેશી અમને મળેલ નીચેનો પત્ર છપિયે છિયે એમાની હકીકત પરત્વે તટસ્થતા અનુભવવા છતાં અમે એ પત્રને સ્થાન આપ્યું છે તેનુ કારણ સુલભ છે અન્યત્ર બસકની જુવાની હવે જ્ઞાતિપ્રશ્નોને પણ આમી હેવા ઉત્સુક થ. છે એમ આ પત્ર પરથી લગે છે

નાગરિકપ્રશ્નવલિના ઉત્તરો પરથી રચેલો નિબન્ધ અધ્યાપક ત્રિવેદીના વ્યાખ્યાન સાથે સરખાવતાં પ્રોફેસર સાહેબે જ્ઞાતિના હૃદયને કેવું સચોટ રીતે પારખ્યુ છે એ જણાઇ આવે છે ત્રિવેદીસાહેબ જેના સુન્દર અધ્યાપક છે તેવ જ સકલ નેતા બની આ પત્ર લેખક જુવાનની આશા પૂર્ણ કરે એવો સુભાગી દિવસ દૂર ન રહે એમ અમે પ્રાર્થિએ છિયે

તત્રી નાગરિક]

'થી॰ 'ઢી॰ સુધારાનો સાર સમજો સજની'

અધ્યાપકની કલમને શોભે એવી આ ચર્ચા છે એ વિષે શકા ન હોય, પરંતુ જ્ઞાતિહિતના પ્રશ્નોને વિચાર દશામાથી વ્યવહાર દશામા ઉતારવાની શક્તિ આની ચર્ચામા કેટલી હોઈ શકે ' આજના કર્તવ્ય પ્રધાન યુગમા આ શકા વાજબી નથી? રાજકારણમા વિચારયુગના નેતાઓ મવાલપક્ષવાદની જડતાએ આજે અનાપ્ત

અમારો જુવાનોનો આદર્શ આજે ગોખલે નહિ પણ જવાહરલાલ છે. સમાજક્રાન્તિના પૂરમાં આપ ગોખલેપદજ ન દીપાવો જુવાનોને ઉપદેષ્ટા પ્રિય છે તેથી પણ વધરે હવે રણજંગમાં યાહોમતી હાકલ કરનાર નેતા પ્રિય થવા માંડયો છે. જુવાનોના સહવાસમાં નવ જોબનનો રસ તમે ચાખ્યો છે અને ચાખો છો તો બતાવો કે જુવાન હૈયામાં જે વેગ આવ્યો છે એ તમે નથી પારખ્યો? કે શું જુવાનોનાં હૈયાંમાં હજુ સાચ્ચોસાચ વેગજ નથી આવ્યો? પણ એ શંકા અસ્થાને છે. આજના જુવાનો 'કુછ ન કુછ કર જાયંગે' એના નાદે ધપવા માંડયા છે દિશા કોણ દેખાડશે?

વેદ કહે છે ચરન્ વૈ મધુ [િ]ન્દતિ-વિચારયન્ નહિ જુવાન છતા મોહ પામેલા અર્જુન જેવી સમાજને સાંખ્ય યોગજ સમજાવશો કે તસ્માત યુધ્યાય યુજયસ્વ એમ પણ પડકાર કરશોને? અર્જુન નજ ઉઠે તો જેટલો દોષ એનાં કાર્પણ્યનો ગણાય તેટલો દોષ ગીતા ગાનારનો પણ ગણાશેને?

પ્રેમરાય ગૌરીશંકર

સ્ત્રીકેળવણી

સ્ત્રી તો અર્ધાંગના છે, એને કેળવણી કોણ આપી શકે? થોડી સ્ત્રીઓ કર્વેની વિદ્યાપીઠ ની ગ્રેજ્યુએટો થાય એમાં શું વળ્યું? તેથી કેળવણી નથી થવાની. સ્ત્રી અર્ધાંગના છે એ સમજાય એમાં જ ખરી કેળવણી છે.

ગાંધીજી.

જ્યોત્સ્ના શુક્લ

# શક્તિપૂજા

નવરાત્રિના ઉત્સવ એટલે શક્તિપૂજા અંબા કાળિકા દુર્ગા તુળજા ભવાની સરસ્વતી વગેરે જુદા જુદા સ્વરૂપે રહેલી શક્તિઓ દેવી રૂપે-જગતજનની રૂપે પૂજાય છે. નવરાત્રીના ઉત્સવમ આખા દેશમા એ શક્તિની આરાધના થાય છે, અને બંગાળામા તો કાળી પૂજાના દિવસે દીવાળીના દિવસના કરતા પણ વધુ ઉત્સવના મનાય છે

આ પૂજા-શક્તિપૂજા એટલે દેશની ભાગ્ય લક્ષ્મીની આરાધના એ પૂજા કરીને, નવ દિવસની એ આરાધના કરીને પ્રસન્ન થયેલી એ મંગલમયી શક્તિઓ પાસે પ્રજા દેશને માટે કલ્યાણપ્રદ આશીર્વાદ પામતી, હોમ હવનથી અને મંત્રોચ્ચારથી પવિત્ર થયેલા વાતાવરણમા સંતુષ્ટ થયેલી શક્તિઓ કંકુ ઉગાળતી દેશના ભલા સુદ્ધા અનિષ્ટોને નિર્મૂળ કરતી એ શક્તિઓ પ્રજાને ઉત્સાહ આપતી પ્રેરણા પાતી, સંકટ સમયે પ્રજાને સહાય કરતી શત્રુઓના હુમલાથી દેશનુ રક્ષણ કરવા માટે પ્રજાને બળ આપતી અને રણચંડીરૂપે રણક્ષેત્રમા યોદ્ધાઓને પ્રોત્સાહન દેતી

આજે નથી રહી શક્તિપૂજાની એ ભાવના કે એ પવિત્રતા, અને નથી રહી એ શ્રદ્ધા પ્રજા પૂજા કરે છે ઉત્સવ ઉજવવા માટે પણ આરાધના કરે છે રૂઢી પાલનને અર્થે પ્રજા દર્શને જાય છે મેળો જોવા માટે ખાવાનુ લેવા માટે રમકડા ખરીદવા માટે અને સારા વસ્ત્રો પહેરીને ફરવા માટે શક્તિપૂજાની આ ભાવના શક્તિઓને પ્રસન્ન કેમ કરી શકે'

આ શક્તિપૂજામાં દેશની સ્ત્રીશક્તિનો પણ સમાવેશ થાય છે. આજે હિંદની સ્ત્રીઓ શક્તિ રૂપે નહી પણ અબળા રૂપે ઓળખાય છે. દેશની એ શક્તિઓ આજે મૂર્ત્તિમંત અશક્તિ સમો અસહાય બની છે. એ કોઇને પ્રેરણા પાઈ શકે એમ નથી, એ કોઇને ઉત્સાહ આપી શકે એમ નથી, શત્રુઓથી દેશનું રક્ષણ કરવા માટે કોઈને પ્રોત્સાહન આપવાનું થાન એનામાં નથી, આમ હિંદુસ્તાન શક્તિઓની સહાયથી વિમુખ બન્યું છે.

આ રોળાઇ જતી શક્તિઓને સજીવન કરવી એ પ્રજાનું કામ છે. સ્ત્રી અજ્ઞાન હોય, અનઘડ હોય, અભણ હોય, અશક્ત હોય, અને મૂર્ખ હોય: તોયે એમ કહેવું પ્રાપ્ય થાય છે કે એ બધાય દોષાને ખંખેરી કાઢીને સ્ત્રીનું સાચું શક્તિસ્વરૂપ વિકસાવવું એ અત્યંત જરૂરનું છે અને એ તરફ જેટલું દુર્લક્ષ થાય છે એટલો પ્રજાના ઉન્નતિમાર્ગમા વિરોધ થાય છે. સ્ત્રી આજે અબળા છે તે માત્ર એ સ્ત્રી છે તેથી નહિં; પરંતુ એ સ્ત્રીના સ્ત્રીત્વને, એ સ્ત્રીત્વમાં રહેલી શકિતઓને પ્રગટાવવાનો ને વિકસાવવાનો પ્રયત્ન નથી થયો એથી અબળા છે. એના તરફની ભાવના બદલાઇ છે તેથી એ અબળા રહી છે. સ્ત્રીનાં સ્ત્રીત્વને પવિત્ર દૃષ્ટિએ શ્રધ્ધા પુર્વક નિરખીને પૂજી નથી શકાનું એથી એ અબળા બની છે.

શક્તિપુજાની અત્યારની કૃત્રિમ ભાવનાની જેમ સ્ત્રી શક્તિને પણ અશ્રધ્ધાથી, કૃત્રિમ ભાવનાથી અને સંસાર ચલાવવાની વ્યવહારિક બુધ્ધિથી પોષવામા આવે છે, અને વસ્ત્રાલંકાર ને ખાનપાનથી તેમને સંતુષ્ટ રાખવાનો યત્ન થાય છે! કયાંક કયાંક 'સુધરેલાં' સમાજમાં તેમને ગાડીમાંથી ઉતરતી વખત હાથ ઝાલવા જેવું કે પશ્ચિમની અસરોને લીધે ઉત્પન્ન થયેલી સ્ત્રી સન્માનની એવી કૃત્રિમ ભાવનાયુક્ત સન્માન મળે છે; પરંતુ એથી તેમનાં આંતર બાહ્ય જીવન વિકાસમાં કશોજ વધારો થતો નથી.

દેશની સ્ત્રીશકિત આમ રોળાઇ જાય છે. આખો દેશ જ્યારે પરાધીનતાની શૃંખલા તોડી નાખવાની પૂર્વ તૈયારીઓ કરી રહ્યા છે,

ત્યારે મૂગા પ્રાણીની જેમ સ્ત્રીઓ અસહાય બની દૂરથી એ યુધ્ધ જોઇ રહી છે. હિંદ જેવા સુસંસ્કૃત દેશને માટે આ સ્થિતિ શોભાસ્પદ નથી. હવે સ્ત્રી અબળારૂપે રહે એ અસહ્ય છે. એ ગૃહરાણી ને ગૃહલક્ષ્મી ભલે રહે, ગૃહના સુખસગવડ ભલે સાચવે ને વધારે, પરંતુ ગૃહની દિવાલોમા પૂરાઇ, લૂગડા ઘરેણા ને પાકશાસ્ત્રની વાતોગાંજ નિમગ્ન રહે એ હવે નહીં ચાલે. ગૃહમાં રહ્યા રહ્યા પણ દેશસ્થિતિનું અને દેશની જરૂરિયાતોનું એને ભાન થવાની જરૂર છે હિંદુસ્તાન એ નારીવિહોણા પુરૂષોનો દેશ નહીં, પરંતુ સ્ત્રી પુરૂષના ભેગા સામર્થ્યથી અને બેઉની સમાન સ્વદેશભક્તિથી રક્ષાયલો દેશ હોવો જોઇએ.

સ્ત્રીએ શક્તિરૂપે દેશનાં સ્વાતંત્ર્યયુધ્ધમા પૂરેપૂરી સહાય આપવી પડશે; એટલું જ નહીં પણ યુધ્ધ ખેલનારાઓને પ્રેરણા પાવી પડશે, પ્રોત્સાહન આપવું પડશે; અને યુધ્ધમાં પણ સાથ દેવો પડશે. પણ આ બધું સ્ત્રીઓમાં રહેલી ગુપ્ત શક્તિઓને ખીલવ્યા વિના નહીં થાય. એમના તરફની ભાવના બદલ્યા વિના નહીં થાય, સ્ત્રી પ્રત્યેની ઝેરી દ્દષ્ટિ બદલ્યા વિના નહીં થાય. જેમ શક્તિપૂજા માટે નિર્મળ વાતાવરણ, વિશુધ્ધ ભાવના અને અખંડ શ્રધ્ધાની આવશ્યકતા છે, એમ સ્ત્રીશક્તિની પ્રેરણા ઝીલવા માટે પણ સ્ત્રીમાત્ર પ્રત્યે નિર્મળ દ્દષ્ટિ અને વિશુધ્ધ ભાવના કેળવવાની જરૂર છે.

આમ શક્તિપૂજાની અને સ્ત્રીશક્તિની યોગ્યતા અને આવશ્યકતા પીછાની એ બેઉને મંગલમય-કલ્યાણ સ્વરૂપ આપવામા આવશે, અને સ્ત્રીઓ પોતે વસ્ત્રાલંકારથી શણગારાયલી ઢીંગલી કે પૂતળી બનવાનું છોડીને પોતાના શક્તિસ્વરૂપને પીછાનશે ને દેશના સ્વાતંત્ર્યયુધ્ધમા વીરાંગનાં બની ઘૂમશે ત્યારે શક્તિપૂજાનું રહસ્ય સમજાશે, ત્યારે હિંદુસ્તાન પરદેશીઓના પાશમાંથી મુક્ત થશે, ત્યારે એ પવિત્ર થયેલા વાતાવરણમાં પ્રસન્ન થયલી શક્તિઓ કંકુ ઉછાળી દેશનાં રહ્યાં સહ્યાં અનિષ્ટોને ફરીવાર નિર્મૂળ કરશે. અને ત્યારે નવરાત્રિના ઉત્સવોની અને શક્તિપુજાની સફલતા સિધ્ધ થશે.

સુરત, સુદર્શન ૧૫-૧૦-૨૯

# વહુ ભણેલી શા માટે?

જ્યારથી ગુજરાતમાં નિશાળની કેળવણીના ગણેશ મંડાયા છે ત્યારથી અભણ વહુના ભણેલા વરની દયા અનેકવાર ખાવામાં આવી છે. ભાઇ ભૂગોળ અને ખગોળમાં રમે અને "પેલી"નું ચિત્ત ચૂલામાંજ હોય એ પરિસ્થિતિની વિષમતા કવિતામાં ગવાય છે, નવલિકાઓમાં ગૂંથાય છે, આખ્યાનોમાં વર્ણવાય છે, ભાષણોમાં વકતવ્ય બને છે અને નિબન્ધોમા ચર્ચાય છે.

ભણેલા વરો, નવરાશને વખતે, દિવાનખાનામાં આરામ ખુરશી ઉપર પડયા પડયા ચોપડીઓ અને ચોપાનિયાંઓ દ્વારા ભણતરનો સદ્‌ઉપયોગ કરતા હોય છે, ત્યારે પોતા માટેની આ સર્વતોમુખી દયા અને સહાનુભૂતિ અનુભવી, વિચારમા પડી જાય છે, અને રસોડામાં ધુંવાડા અને રાખથી ધૂસર મુખવાળી અભણ વહૂ તરફ જોઇ, એકાદ બે ધીમા નિશ્વાસ નાખે છે. ગરમાગરમ સ્વાદિષ્ટ રસોઇ જમતાં પણ, નીચું માથું કરી, ભણેલી વહુની મોહિની કેવીક હશે, એ સંબંધી સ્વપ્નાં જોતા, નીમકહરામ બિલાડી પેઠે, ભોજન પીરસનારની આંખ ચૂકાવે છે.

દ્રઢભાજક અને અપૂર્ણાંક ન આવડે તેથી, કે "ભણકાર"ની વિદ્વદ્‌ભોગ્ય કવિતા ન સમજાય તેથી, કે સમપ્રમાણ બે વર્તુલની એક સરખી બે કમાનો, સમપ્રમાણ અક્ષાંસનો કોણ શા માટે ધરાવે છે એની ગતાગમ ન પડવાથી, કે અ વત્તા ક્ષ નો ત્રણપટ ગુણાકાર શો

થાય તે ન જાણવાથી, કે શેલિની (કે કીટસની? કંઈક છે તો ખરું) ચંડોલની કવિતા ન સમજી શકવાથી, કે એવી અનેક કેળવણીની મનાયલી તુટીઓથી,-રૂપે, ગુણે, વ્યવહારે, શીલે, ધર્મે કે સમયસંસારે લાયક છતાં અભણ વધૂજન, કેટલાંય ઘરોમાં, અસંતુષ્ટ પતિદેવના કૃપાકટાક્ષથી વંચિત રહે છે.

વયનાં કજોડાં કે સંસ્કારનાં કજોડા કરતા પણ આ ભણતરના કજોડાં વધારે અનિષ્ટ હોય એમ કહેવાયા કરાય છે.

ભણેલા વરને અભણ વહુના ઉપયોગો નથી એમ તો નથીજ એ ભોજ્યેષુ માતા બની શકે છે. એ શયનેષુ રંભા પણ-પરસ્પર વાતાવરણમાં વીજળી ઝબકે તો-બની શકે-પણ કાર્યેષુ મન્ત્રી બનવા માટે તો ભણતરજ જરૂરી છે એમ ભણેલા વરો સામાન્ય રીતે માનતા દેખાય છે. એટલુંજ નહિ પણ ભોજ્યેષુ માતા અને શયનેષુ રમ્ભા બનવા માટે પણ ભણતર જરૂરી છે એમ તેમાના ઘણાખરાનુ માનવું છે

દુનિયાંમા વાસ્તવિક દુઃખ કરતા, માની લીધેલા દુઃખનો મહિમાં મ્હોટો છે એ સહુકોઈ દુખીજન જાણે છે-અથવા જાણતો હોવો જોઇએ. એટલે ભણેલા વરની અભણ વહુની કમનશીબીનો પારજ નથી.

પણ કોઇ કહેશે કે વહુ એટલે શું ? શા શા ઉણપો પુરવાને વહુ પરણાતી હશે ? વહુનું વહુપણું શેમાં છે ? જો ભણતરજ વહુપણાંની અચૂક જરૂરિયાત હોય, તો અનુભવીયો કહી શકશે, કે ભણેલી વહુઓના વરો-ગ્રેજ્યુએટથી માંડી સેકંડઇયર ટ્રેન્ડ શિક્ષિકાના વરો-વહુને પુરી રીતે આદર્શ સહચરીમાની, અનુભવી, પોતે સુખી અને સંતોષી બની રહ્યા છે ખરા?

જે જે આવેશો, ભાવનાઓ શકિતઓ, વિચિત્રતાઓ, વગેરેના મિશ્રણથી પરણનાર વરનો સ્વભાવ કે ચારિત્ર બંધાયેલ હોય છે એ સ્વભાવ કે ચારિત્રની વિવિધતાને સમાસી લે તોજ વહુના પ્રેમની કીંમત

Somnambulist

# નાગર

**(ઢાલની બીજી બાજુ)**

આખા બ્રહ્માંડમાના પ્રાણી માત્રથી પોતાને ઉચ્ચ ભાવના વાળો અને ઉચ્ચ આચરણ વાળો માને તે નાગર આમાં માન્યતા જરૂરી છે. હોવાપણાનો સવાલ નથી.

સનાતન ધર્મના મતાનુસાર બ્રહ્માએ જે ચાર વર્ણ ઉત્પન્ન કર્યા તેમાં સર્વથી શ્રેષ્ઠ બ્રાહ્મણોને માન્યા; તે એટલે સુધી કે ખુદ ઈશ્વરાવતાર પોતે પણ બ્રાહ્મણને નમે અને તેનો પ્રસાદ મળે તો અહોભાગ્ય સમજે; આ બ્રાહ્મણોથી પણ પોતાને ઉચ્ચતર માનનાર–એટલે કે તેઓનું અડકેલું અન્ન (પકાવેલાંની તો વાતજ શી) રાંધેલું અન્ન પોતાને ખાવા માટે અયોગ્ય ગણનાર–તે નાગર આ પ્રમાણે નાગર એ પાંચમો વર્ણ માનવો જોઇયે.

પોતાનાજ ધર્મગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજ, કે જેઓ શ્રી મોક્ષ મેળવવામા સહાયતા આપી શકે અને જેઓ આ પૃથ્વી ઉપર નાગરને માટે ધર્મની બાબતમાં સર્વોપરી સત્તા ભોગવે છે, અને જે શ્રીમદ્ શંકરાચાર્યના દર્શનથી અને આશીર્વાદથી પોતાને પાવન અને કૃતકૃત્ય થયેલો નાગર માને, પણ તેજ વ્યક્તિ જો (ભલે પોતાના હાથનું, દૂધમાં કે પાણીમાં,) રાંધેલું અન્ન, તે શ્રીમદ્પરમહંસ પરિવ્રાજકાચાર્યસર્વતન્ત્રસ્વતન્ત્રજગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યનું અડકેલું હોય તો તે ખાવામાં પોતાને અભડાયેલ અને તેથી અધોગતિએ પહોંચેલ માનનાર તે નાગર.

જેની કોમમા મનાજ પરેન અથના જે કોમ પરેવ વગરની એટને કે જ્ઞાતિબધારણ સબધી નિરકુશપણે વર્તનાર હાય તે નાગરની કોમ

નાગર એરને ચાણક્ય નીતિમા પોતાને અદ્વિતીય માની (જો કે ખરી રીતે તે નેવો થવામા નાલયક પુરવાર થયો છે) તેવા ગુણોમા મગરૂરી માનનાર તે

નાગર એટલે પોતાની કોમના દુગુણો જાણતા છતા તેના તરફ આખવીચામણા કરનાર તથા કોઇ તે દુર્ગુણે બતવે ના તેને સામે લઇ પડે તે વ્યક્તિ

નાગર એટલે બોનવામા ગાજ્યો ન જાય તેવો પણ તે પ્રમાણે વર્તવામા ડેડકાથી પણ ડરપોક

।ગર એટલે પોતાની કોમને નિશે નિરાશાજનક ભાવિ ય માનનાર

નાગર એટલે "મોયા પડયા પણ ટગડી ઉચી એ । જીવતો જાગતો દાખલો

આખા હિંદુસ્થાનના નાગરો ભેળા થયા હોય તેમાથી જો ઉપર વર્ણવ્યો તેવા પેચાપરી કે લાખપુરી નાગર ગાતી કાઢવો હોય તે જેના કપાળમા લાલચાડલો કબીનકીવાળુ સફેદ ગાજરીયુ ગીલુ મેનથી મોગુ થયેલુ ધોતીયુ ચાર કે આ' દીનસની હજામત (નાગ્તામા ગોનવો હોય તો એમડા જેવડી ડાઢીથીજ જનદી ઓળખશે) મેનને પરમેવાથી રસરસતી જનોઈ વાગી ચોરવી, સાયગમા દાદર ધોતીયુ તાણીને બાધવાથી થયેલી મકોડા જેની કમર (ઘણુ કરીને દારુથી અનકૂત થયેલી હોય છે) બોગી પધ્ધતિથી કરેના પ્રાણાયામને પ્રતાપે બેમી ગયેલી છાતી અને એટલુ છતા સાધારણ અભણ બ્રાહ્મણને જે મળતો આવે તેનો હાથ ઝાલવાથી તે વ્યક્તિ મળી હેશે

કાન્તિલાલ સુન્દરરામ ઘોળકિયા

# લગ્નમ્ પુનઃ પુનઃ

જીવનનો ભાર હલકો કરવા હું અનેક જનના પરિચયમાં આવતો. એ બધા મ્હને મિત્ર ગણતા હું તો વર્ષો થયાં મિત્રતાનો ખરો અર્થ ભૂલી ચૂક્યો છું. માત્ર ભિન્ન ભિન્ન પ્રકૃતિ અને વિચારોના અભ્યાસનો છન્દ કે કુચ્છન્દ મ્હને લાગ્યો હતો એટલે અનેકનો સંસર્ગ હું સહી લેતો. આવી અપ્રતિકારાત્મક તિતિક્ષાને પરિણામે કોઈ કોઈ વાર એક વિચિત્ર મંડલમાં જઈ ચ્હડતો.

આ મંડલમાં રૂચિ શક્તિ, સંસ્કાર અને રસિકતાનું એટલું તો વૈચિત્ર્ય હતું કે જગતનું એ એક ન્હાનકડું નિદર્શન જ હતું. આ મંડલમાં ઈશ્વરથી શૂન્ય સુધી બધું ચર્ચાતું સામ્રાજ્યથી મનોરાજ્ય સુધી સહુ અહિં છણાતું, પુરૂષોત્તમ ગાંધીજીથી માંડી ચકલામાં લાટરીની ધુરા વહેતા પિનિયાં-ગાંધી સુધીનું માનવમંડલ અમારી નજરતળે પસાર થતું. ટંકમાં જગતના ભાવમાં થતી તેજી મંદીનો ભાવ આ મંડલમાં નક્કી થતો. ઈશ્વરની બુધ્ધિની દાંડી સમતોલ છે કે કેમ તેનો નિર્ણય અહિં થતો. ખાલી હળદરને ગાંઠીયે જ ગાંધી થઈ શકાય કે શેર સુંઠ પણ સાથે જોઈયે એનો અત્રે ઉહાપોહ થતો.

મંડલના કેન્દ્ર, વ્યાસ, અને પરિધ જેવા સભ્યો તો અલબત થોડાક જ હતા. તેમાં મુખ્યનો પરિચય આ પ્રમાણે· કટ્ટર સનાતની વેદમૂર્તિ પાઠકજી, પ્રખર સુધારક શ્રીયુત આર્યવર શર્માજી, કાવ્યતરંગનાં ફીણ જેવી શુષ્કકીર્તિસંપન્ન અને કવિશિરોમણિના પણ

શિખાગ્રે બિરાજવા લાયક કવિશ્રી વિલાપિન્, સદ્યસ્નાતક શ્રીયુત્ પ્રભાકર અને સ્નાતકસર્જનવ્યવસાયવ્યગ્ર પ્રોફેસર મ્હેતા—આ સજ્જનોએ એવો કોઇ વિષય નહિ રાખ્યો હોય જેને છણી ચાળી અને એનું ભુસુ મગજમા ભરવામાં ન આવ્યુ હોય.

આવા મંડલમા એક દિન ભાઇ કરસનજી આવી ચડયા ભાઈ કરસનજીની પાઘડીને આટે આટે મંગલ હતો અને જતે દહાડે પ્રાચીન કૃષ્ણજી પેઠે આ અર્વાચીન કરસનજી પણ સોળ હજાર એકસો ને આઠ પત્નીને પરણી વળશે એમ લાગતું હતું. એમણે કેટલાંય વિવાહ-તોરણો ચાખ્યા હશે અને કેટલીય મતપત્નીઓને નામે કાગવાસ વાંટયા હશે એનો કોઇને હિસાબ જ ન હતો. એમની હાજરીમાં બીજો કોઈ વિષય ચર્ચાય એ સંભવિત કેમ હોય?

કરસનજીનો વિવાહોચિત વેષ જોઇ પ્રથમજ શાસ્ત્રી બોલ્યા; 'ન જાતુ કામં કામાનામ્ ઉપભોગેન શામ્યતિ, હવિષા કૃષ્ણવર્ત્મેવ-વાર્ડ્ કરસનજીભાઇ, ત્હમારી ફઇયે ત્હમને કૃષ્ણજીજ અપનાવેલા કે કૃષ્ણવર્ત્મન્ નામ પાડેલુ?'

કરસનજીને પરણવા આડે અભ્યાસ માટે ફુરસદ નોતી મળી એટલે ટૂંકમાં જ કહ્યું 'એવા જડબાંતોડ નામ પાડે એટલા માટે ઇશ્વરે મ્હને ફઇ જ દીધી નથી!'

હવે કવિશ્રીએ કહ્યુઃ 'પણ કરસનભાઇ, સ્ત્રીઓને માટે જે અખણ્ડ સૌભાગ્યનો આશીસજનક પ્રયોગ થાય છે એ વાસ્તવિક રીતે તમને જ લાગુ ન પાડવો જોઇએ'"

'કવિરાજ' કરસનજીએ કહ્યું 'છે સૌભાગ્યે ભરી વિમલતા ભાઇ વૈધૂર્યથી કંઇ' એ કવિવચન આપ કેમ ભૂલો છો?

"હિયર! હિયર!" શર્માજીએ કહ્યું. "કરસનજીભાઇ પોતાની કવિતા પૂરી કરે એવો હું ઠરાવ રજુ કરૂ છું.

વધારે આગ્રહની રાહ ન જોતા કરસનજીએ ચલાવ્યું:

"છે સૌભાગ્યે ભરી વિમલતા ભાઈ વૈધૂર્યથી કંઇ

અન્થી છૂટે ફરીફરી ઘડે એજ પૌરૂષ રીતિ
જીવે તેના જતન કરતા મૃત્યુ થાતા ન મ્હોવું
સંસારે તો સુખદુ ખ વતી એક આસુજ હ્હોવુ
પુષ્પો જાતા, અનિલ, સુરભી, ભૃગ એ એજ વ્હાણું
વ્હાલા ભાઈ સહન કરવું એય છે એક લ્હાણૂ''

' દિયર દિયર'' શર્માજીએ ફરીથી કહ્યું 'શાબાસ કમ્તનજી કવિ પણ છે અને પૅરડિસ્ટ પણ છે નેથી જ એનાથી બહુ વખત પત્નીવિહાણું નહિ રહેવાતુ હોય !''

મુગ્ધ કવિહૃદયે કહ્યું ''અરે બાપુ કવિતા જોઇયે તેટલી બનાવે પરંતુ આવા ઉદાત્ત અને કરૂણ કાવ્યની પૅરડી તે હોય?''

' કેમ ન હોય '' પ્રોફેસર મ્હેતાએ કહ્યું ''માનવજીવન એ એક સત્યની સળંગ પૅરડી હોય એમ નથી લાગતુ ?''

'' નિદાન સંસાર તો પૅરડી છેજ'' પ્રભાકરે કહ્યું '' હિન્દુ સમાજ એ નિર્ઘૃણ ઉપહાસ કાવ્યજ છે સોળ વર્ષની વિધવા પુત્રીનો પિતા એની માતાના મસીના પ્હેલા કોઇ નવોઢના કોડ નથી કરતો? ખૂણામા બેઠેલી પુત્રવધૂને ચચ્ચાર છોકરા ઉછેરવાનુ સોંપી નવી માસુના કોડ પુરનાર મમરાએ નથી ? બાલરાંડ નણંદ સાથે પ્રેમગોષ્ઠી કરવા ચોથીવારની ભાભી નથી આવતી ? આ તે ઉપહાસકાવ્ય કે કાલભૈરવનુ અટ્ટહાસ્ય કાવ્ય ! અને તે બધું શાસ્ત્રને નામે ?''

'' શાન્તમ્ પાપમ્ '' પાઠકજીએ કહ્યું.

' એમ કહ્યે પાપ શાન્ત નથી થતુ '' પ્રભાકરની મદદે દોડી પ્હોચતા શર્માએ કહ્યું '' કાનપર હાથ દેવાથી કદાચ સમાજ મત્યુ ઘંટનો અવાજ ઓછો સંભળાશે પણ એ ઘંટ વાગતો બંધ નહિ થાય. સમાજનાં પાપતો તમારા કૈલાસના શિખરેથી, તમારા કાશી-વિશ્વેશ્વરના મન્દિરના ઘુમ્મટપરથી, તમારાં જગતદહેરાંની અગાશી પરથી પોકારી રહ્યા છે. એ કહ્યે એમ શાન્ત ન થય

" આ સમાજનો અને સાથે અમારા આગન્તુક જેવાઓનો તો નાશજ થવો જોઇયે " સિસેરો જે અદાથી 'કાર્થેજ મસ્ટ બિ ડિસ્ટ્રોયડ' કહેતો હશે એ અદાથી પ્રભાકરે કહ્યું.

શાબાશ હું આ વાકયને આપણી નાગરિક સંસ્કૃતિનું ઉત્તમોત્તમ વિષાદકાવ્ય લેખું છું" કવિએ કહ્યુ.

" વિષાદકાવ્ય નહિ પરંતુ વિષમકાવ્ય ગણવું એવો હું સુધારો રજુ કરૂં છું" પ્રભાકરે કહ્યું.

"ગૃહસ્થો" શર્માએ પણ ઉભા થઇને કહ્યું. આજના વ્યાખાતા શ્રીયુત કરસનજી છે અને વ્યાખ્યાનનો વિષય 'મારી સંસારકથા અથવા લગ્નના પ્રયોગો છે."

કરસનજીને હસવું કે રોવું એ સમજ ન પડવાથી એમણે ફિક્કું હસીને કહ્યું આમાં કેટલીય ખાનગી બાબતો પણ આવવાની છે, અને દરેક જણ પોતાના ખાધિયા પાસે મહાત્મા ઠરી શકે !"

" તો સાહેબ થવા દો ગણાનાં ત્વા ગણપતિ ગં .. ત્યાંથીજ આરંભ કરો.

પ્હેલું લગ્ન તે તો પ્હેલુંજ લગ્ન છે, કરસનજીયે શરૂ કર્યું. આટલી લગ્ન યાત્રાએ વરણાગિયો બનવા છતાં, ગૃહસ્થો, મ્હને પ્હેલાં લગ્નની યાદ બહુ તાઝી છે, કારણ એ લગ્નને ભાગ્યેજ સાત આઠ વર્ષ થયા હશે. અને આપણા સમાજમાં સંવનન. પરિશીલન કેશું જ ન હોતાં લગ્નની પ્હેલી યાદ તે વસ્લની યાદ 'શબેવસ્લ'ની દર્દ-ભરી શાયેરી આદિ ગાઇ શકાય. ધોળા દૂધ જેવી તે રાત હતી. મ્હારા મ્હોટા ભાઇને ગુજરી ગયે હજુ છ મહિના થયા હતા–પરંતુ ભાભીએ જ મેડી શણગારી હતી. આપણે પણ શણગાર્યા હતા. અને 'સખી સ્વપ્નમહિ'નું સુવિખ્યાત મહાકાવ્ય ગાતા હતા ત્યાં બારણું ઉઘડયું, અકાળે તૂટી પડેલાં ઝાડનાં થડને શરીરે વળગી એક નવી લતા ઉગે તેમ વિધવા ભાભી પાછળ નવોઢા આવ્યાં, કોણ જાણે

કેમ પણ ભાભી એકાદ આંસુ લોતાં હોય એમ લાગ્યું પણ મ્હને એવું જોવાને કદી ફુરસદ જ નથી મળતી. ઉલ્ટું એ અપશુકન જ મ્હને હંમેશ ખૂંચ્યા કરે છે.

"ખરૂં છે" પ્રભાકર વાર્યા છતાં વચ્ચે બોલ્યો 'જે સમાજમા પત્ની મરતાં ફરી આનંદમંગળ થઇ શકે છે છતા પતિ પછવાડે આંસુ જ સરાય છે તે સમાજ તમને અકળાવે એમાં નવાઈ શું?

"નહિ પણ શબેવસ્લ વખતે પૌરૂષ તો પોતાનો રોફ જમાવી દેવામાં છે. સત્ં ઽપ્રકૃત્તં જગત. તે પરોઢિયે એ ડસક ડસક રોતી હતી તે મને ખૂબ રૂડું લાગેલું. કારણ ત્યાર પછી એ મ્હારી નજરથી જ થરથરતી અને એના ગરીબ સ્વભાવનો મ્હેં લાભ પણ પૂરેપુરો ઉઠાવેલો તે વખ્તે હજુ સનાતન ધર્મની પૂરેપુરી જય બોલાતી અને શારદા બિલનો પવન પણ ફુંકી ન શકતો–ત્યારની આ વાત છે અને પરણ્યા પછી એકાદ વર્ષે એ તેરવર્ષેજ મૃત્યુ પામી."

"શિવ શિવ" પાઠકજી બોલ્યા 'આપને ખેદ તો જરૂર થયો હશે"

"એ તો યાદ નથી, પણ થયોજ હશે. નોય મન વાળવું એજ પતિને શોભે" કરસનજીએ નિશ્વાસ નાખતા કહ્યુ.

"ખેદ શા માટે થાય? 'જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુ' પ્રભાકરે કહ્યુ'

"કંઇ નહિ, સૌભાગ્યે મરવું અને વારંવાર મરવું એ હિન્દુ સ્ત્રીની ટેવને લઇને જ હિન્દૂ સભ્યતા ટકી રહી છે" શર્માજીએ ઉમેર્યું

સૌએ અશ્વાસન આપ્યું 'કરસનજીએ ચલાવ્યું" બાપે કહ્યું એનું આયુષ્ય ખૂટયું હશે, નાતમા કયાં છોકરીનો તોટો છે?

બધાએ જુદા જુદા રાગમાં એક જ ગીત ગાયું. એટલે આપણે ભૂતકાળની કડવાશ ભેગી ભવિષ્યની મીઠાશ અનુભવવા લાગ્યા, કારણ બીજીની વાત સ્મશાનમાં જ થઈ ગઇ. આપણી છોકરીયો થોડીજ બીજી નાતમાં જવાની હતી.

"બેશક બીજાના કૂવામાં તરવા કરતાં બાપના કૂવામા બૂડી મરવાનો સનોતન ધર્મ હજુ આપણી જ્ઞાતિમાં સજીવન છે" પ્રભાકરે કહ્યું.

"બસ ભાઇ બસ, સન્તિ મૂષકા ઇતિ કિમ્ ગૃહાણિ ન બધ્યન્તે ? એકાદ આવો કિસ્સો બને તેથી શું થયું ?" પાઠકજીએ સંનાતન ધર્મનો સનાતન બચાવ કર્યો "યદ્યપિશુધ્ધં લોકવિરૂધ્ધં નાચરણીયમ્"

પછી કરસનજી વધ્યા: આપણું પ્રથમ પુનર્લગ્ન તુરતજ કર્યું. સસરો પણ આપણોજ હેડમાસ્તર. એ કંઇ વિદ્વાન નથી જે બધો વિચાર કર્યા વગર મ્હને ચિતાચાંડલો કરાવે? ખરૂં પુછોતો કન્યાદાનનો લોટરી છે. જે મુરતીયો પ્હેલો આવે, પછી ઘોડો કે ગધેડો તેને દેવીજ જોઇએ. વળી છોકરી સાવ અગિયારની હતી પણ મ્હોટી બ્હેન પરણતી હતી એટલે એક રસોડે બે વેવાઇ પતાવી દેવાનો મોકો સચવાયો. ચોરીમાજ આપણે કહી દીધું હતું કે ચોરીમાં ચાંડલો નહિ થાય તો છોકરીનાં સુખદુઃખ માટે આપણે જવાબદાર નથી.

"ત્યારે તે 'શેબેવસ્લ' ની ઉજાણીમાં તો રમકડાંજ વસાવ્યાં હશે !" પ્રભાકરે પૂછ્યું

"અરે સંવનન તો મ્હેં લગ્ન પ્હેલાં શરૂ કર્યું હતું. રૂમાલ, સુગંધી, બંગડીયો વિગેરે કયરનોય મોકલતો. શબેવસ્સ માતો એકજ રમકડૂં હોય સાહેબ! ચોરીના ચાડલાના દહાડે મ્હેં ચીઠી લખી "અરે ઓ પુષ્પ આ મધુકર. મરેછે, હો ! મરેછે, હો ! હવે જલ્દી, અરે વ્હાલાં, હું તારો છું, તું મ્હારૂં થા !" પણ એ એવી મુર્ખ કે એણે એ ચિઠ્ઠિ પોતાના બાપને દેખાડી. આવું ન કર્યું હોતતો. એને તેજ રાત્રે કદાચ ન પણ મારત !

"બરાબર છે" શર્માજીએ કયુ "શાસ્ત્રમાં સંતુષ્ટો આર્યયા ભર્તા કહ્યું છે સંતુષ્ટા ભાર્યા ભર્ત્રા નથી કહ્યું."

"એ પણ શાસ્ત્રતો નહિ પણ થોડુંક ભણેલી. કોઇક ગુણ સુંદરી ને ગાનચતુર કે માનચતુર અગાશીમાં બેશી ગાલ ભટકાવીને ગાતાં એમ એક દહાડે મ્હને કહ્યું. મ્હેં લાગલાજ બપોરે પણ અગાશીમાં લઇ જઇ ગાલ ભટકાવી 'ખને છગરકો પીતી હું' અને

મણિકાન્તની એક ગઝલ ગાઇ નાખી. ત્યારથી એણે બીજાની પેઠે જીવવાની હોંશ મુકી દીધી. સ્ત્રીઓને ભણતરમાટે નથીજ સર્જાવી એમ મ્હારો દૃઢ અભિપ્રાય છે.

"પાઠકજી આ માટે શાસ્ત્ર શું કહે છે?" પ્રભાકરે બે હાથ જોડી પુછ્યું

"વત્સ, એ પ્રશ્ન તે ભલે પુછ્યો 'પ્રજનાર્થં સ્ત્રિયઃ સૃષ્ટા" એમ શાસ્ત્રો કહે છે" પાઠકજીએ કહ્યું

'હિયર ! હિયર !" શર્માજી તાળી પાડતા બોલ્યા અને સ્ત્રી જીવનની શાસ્ત્રીય સાર્થકતા કરસનજી જેવા સનાતનીઓ પુરી કરવામા કદી પાછી પાની નથી કરતા, બોલો શ્રી સનાતન ધર્મ કી 'જય-જય" સહુ સાથે બોલ્યા.

કરસનજીએ પથરાયેલી શન્તિનો લાભ લઇ આગળ ચલાવ્યું, તેર વર્ષે એને રાખડી બાંધી. પછી બચુભાઈ પધાર્યા. પણ એની માને મૂર્છા ન વળી તે નજ વળી અને છેવટે દહાડે એને વળાવી દેવી પડી"

"ગઢ આલા પણ સિંહ ગેલા" પ્રભાકરે કહ્યું

"ગઢ શેના" કરસનજીએ કહ્યું 'બચુભાઇ રોગનું ઘર છે પણ નામ તો છે."

'તમે હવે લુપ્તપિણ્ડોદકક્રીયઃ તો નહિજ રહોને" પાઠકજીએ કહ્યું

'સાને પેઢીને સ્વર્ગનો પાસપોર્ટ મળી ગયો' પ્રભાકરે કહ્યું.

'અને બ્રિટિશ હિન્દમાં એક 'લાકડાનો વ્હેરનાર અને પાણિનો ખેંચનાર Hewer of wood and Drawer of water વધ્યો" શર્માજીએ કહ્યું

"તમે બધા ઠેકડી કરો છો", કરસનજીએ કહ્યું 'પણ હિન્દને નસીબે ગુલામી લખી હશે તો ગમે તેવાં બલિષ્ઠ બાળકો પેદા થશે તોય શું ? પરંતુ મને તો પ્રભુનો એક નવો જ ઉપયોગ મળ્યો. હવે

બધા એને નામે આગ્રહ કરવા મંડયા. એ છોકરા ખાતર તો પરણવું જ જોઈયે ને! મા વગર મોટો કોણ કરે? મ્હને પણ એ બ્હાનું ઠીક લાગ્યું!"

"શું તે ત્રીજીવાર આપે બચુની મા શોધી કે આપ માટે કન્યા શોધી?" પ્રભાકરે નનુ મુકયો.

"પિતાની પત્ની તે પુત્રની મા એ વ્યાખ્યા ત્હમારા જેવા ભણેલા પણ નથી સમજતા?" કરસનજીએ આશ્ચર્ય દેખાડયું. પણ હું કંઇ ભોળો નથી જ. છોકરૂં ન હોય તે વંશખાતર વહુ લાવવા પરણે, છોકરૂં હોય તો મા લાવવા પરણે એ એટલુ જ દેખાડે છે કે હિન્દુ સમાજનું તર્કશાસ્ત્ર વન્ધ્ય નથી. બચુની મા ગઇ ત્યારે હેડમાસ્તર તો કવિતામાં રેલ્યા.

'મારો ક્ષમા કરે અપરાધ, પુત્રી. પ્રિય પ્રાણ! ઘણી તું ડાહી!
તુજ જનકે પાયું ઝેર. અરે રે! ખરે કટારી સહી!

એને એનો સ્વાર્થ લાગે છે. જુના આચાર અને નવા વિચાર વાળાઓ જેવો એ ગધેડાનો સરદાર છે જુની કોડીમાં નવા કપાસિયા કોડી ફાડે કે કવિતા લખાવે. જ્યારે મ્હારો બચુ તો ડોકટરોનું સાત ભવનું લેણું ચુકવવાજ જન્મ્યો છે.

"પછી, હું ડરતાં ડરતાં પુછું છું કારણ મ્હારી જીજ્ઞાસા અને તમારા વરઘોડા અનન્ત લાગે છે" પ્રભાકરે પુછયું.

"પછી શું પુનરપિ પુનર્લગ્ન. બીજું શું? વાત એમ થઇ. જ્યારે હેડમાસ્તરને ત્યાં નકિક થયું ત્યારે જ એક બીજી કન્યાનું પણ નકકી જેવુંજ હતું. જ્યારે બચુની મા માંદી થઈ ત્યારે એજ જુની વાત પાછી ઉપડી. અને ખાનગીમાં નકકી પણ થઇ ગઇ હતી વચમાં જરા બચુની માને વળતભાવ થવા માંડયો હતો ત્યારે બાયે કહ્યું હતું કે જો આ વહુ નાહી ઉઠશે•તો બીજવાળાને મોઢું શું દેખાડશું?" પણ અમારી આબરૂ સચવાઇ અને બે વર્ષ પર ફરી પરણ્યો.

"પછી ઇત્યાદિ" પ્રભાકરે કહ્યું.

"પછી આવતી કાલે ફરી પરણીશ-બીજું શું!" કરસનજીએ કહ્યું.

"ભાઇઓ" પ્રભાકરે ભાષણ શરૂ કરતા કહ્યુ 'આજના વ્યાખ્યાનનો આપણે સાર સમજવો જોઇયે એમ મને લાગે છે. સ્નેહલગ્ન, આત્માના ઐકય, સંસારનો સાર, ધર્માર્થપત્ની, રામે યજ્ઞમા રાખેલી સોનાની સીતા-વગેરે વર્ણન આજના વ્યાખ્યાનને લાગુ પડે છે એ તો દેખાતું જ છે વળી સ્ત્રીઓ દેવી છે તેથી એમને પુરુષો જેવી ગંદી વૃત્તિ જ ન હોય એ દેખીતુ છે. વળી......આવા પુન' પુન લગ્નના અનુભવો ન થાય તો આપણા સાહિત્યકારો વારંવાર દામ્પત્ય પ્રેમ ઉપર નવાં નવાં પ્રકરણો કયાંથી લખી શકે? આ પ્રમાણે આજના વ્યાખ્યાનના અનેક ગુણો માટે તો અસિતગિરિસમંસ્યાત જ બોલવું પડે છે આટલું કહી હુ બેશી જવાની રજા માગુ છું.

'રીસુત શર્માએ ઉભા થતા કહ્યુ મહાશય પ્રભાકરે જે અસિતગિરિસમંનો શ્લોક સુચવ્યો છે તેના જ વિશેષ સમર્થનમાં મ્હારે કહેવું પડે છે કે એમાં દેવી સરસ્વતી લેખિકા હોય એમ છે તેને સ્થાને આજના વ્યાખ્યાનના વિષયે મિસમેયો લેખિકા હોય એમ વાચવું. આટલું અશુધ્ધ શુધ્ધિપત્રક દાખલા કરવા હું રજા લઉં છું.

"જો સરસ્વતી આ હિન્દુસમાજના ગુણની ગણના કરવા બેસે તો છેવટે સ્ત્રી માત્રને પોતાજેવી કુમારી રહેવાનું જ લખે" પાઠકજીએ કહ્યું "પ્રમુખ સાહેબની રજાથી હું કહેવા માગું છું—"

પ્રોફેસરે ઉભા થતાં કહ્યું: "આજની સભાનો પ્રમુખ ચૂંટવાનું આપણે મૂલમાંજ ભૂલી ગયા હોવાથી આ સભા હું બરખાસ્ત કરવાની જોખમદારી સ્વીકારી લઉં છું—"

અને અમે સહુ વિખરાયા!

# વેરનાં રસિયાં

જગતને વશ રાખવાના ઉપાયમાં સર્વશક્તિમાન તો દણ્ડ-પ્રયોગ મનાયો છે. દણ્ડભીતિથી જગતનો પારલૌકિક વ્યવહાર ચાલે છે, એમ ઉપનિષત્કાર કહે છે. અગોચર સત્તાની બ્હીકથી વાયુ વાય છે, એજ બ્હીકથી સૂર્ય ઉગે છે. અગ્નિ અને ઇન્દ્ર પણ એજ બ્હીકથી પોતાનો ધર્મ પાળે છે એ ઉપનિષદ્ વર્ણન વાંચિયે, કે બાલ જગત માટે દશ વર્ષાણિ તાડયેત્ એ સલ્લાહનો વિચાર કરિયે કે સ્ત્રી જગત માટે માર ખુધું અને કર સુધું એ લોકોક્તિ સાંભળિયે, કે સમાજની સુવ્યવસ્થાના હેતુને નામે ન્યાયમન્દિરોમાં અપાતી શિક્ષાઓનો વિચાર કરિયે, ત્યારે લાગે કે સર્વમ્ દણ્ડજીતમ્ જગત્ એ સૂત્ર લખતાં મનુભગવાને અનેક યુગને માન્ય એવા પ્રયોગનું જ સમર્થન કર્યું છે. શિક્ષા–સજા, અને શિક્ષા–શિખામણ, કેળવણી એ શબ્દ પ્રયોગ પણ એજ દેખાડે છે કે સજા અને સુધારો એ કાર્ય કારણરૂપે સંકળાયલાં છે. છતાં સજા કરવાનાં રસિયાંઓ માટે બીજી ઘણીયે બાબતો વિચારવા જેવી છે એમાં શક નથી.

સામાન્ય રીતે કોઈ પણ દેશની અને કોઇ પણ યુગની દણ્ડ-નીતિમાં પ્રતિકારનો જેટલો અંશ નહિ મળે તેટલો પ્રત્યાઘાતનો અંશ મળે છે. પ્રત્યાઘાત–વૈર–દાંત બદલ દાંત અને આંખ બદલ આંખ–એ દુનિયાની દણ્ડનીતિના સો પ્રયોગોમાં નવાણું પ્રયોગમાં દેખાઈ આવે છે. કોઇ પણ વ્યક્તિ પોતાને થતું નુકશાન સહન નથી

કરી લેતી એટલુ જ નહિ પણ ગયેલી વસ્તુ પાછી ન મળે એમ હોય તો પણ નુકશાન પ્હોચાડનારને તેટલુ જ અથવા તેથી પણ અધિક નુકશાન પ્હોચાડવા માટે જીવતોડ મ્હેનત કરે છે માની લીધેલા ગુન્હેગારે ખરેખરો ગુન્હો કર્યો છે કે નહિ, એ પણ નક્કી કરવા માટે કોઈ થોભી નથી શકતું સામાન્ય માણસ સ્હામી વ્યક્તિના વર્તન માટે કોઈ પણ હેતુ નક્કી કર્યા વગર જ જો એ વર્તનથી પોતાને નુકશાન થયુ હોય તો એને સજા કરવા તૈયાર થાય છે પછી ભલે એ મતનો પ્રકાર અને વિષય ગમે તે હોય ધર્માસન ઉપર બેસી મધવાઓને સજા કરતો ન્યાયાધીશ જુઓ કમળા બાળકો ઉપર સોટી ઉગામતો શિક્ષક જુઓ મ્હારની ઉપાધિયે દાઝીને બચ્ચન નિર્દોષ તોફાન માટે હાથ ઉગામતો ગૃહપતિ જુઓ વહીનોના કકળાણથી થાકેલો વડુન ધમારતો વર જુઓ સાસુની ટોક ટોકથી કટાગીને પોતાના બાળકોને મારતી વહુ જુઓ કે પિંજરાના બંધ નથી કોપેલો સળીયા સાથ માથુ અફાળતા કોઇ જંગલી પશુ જુઓ, બધાની ક્રિયામા અન્ધા વૈરનુજ તત્ત્વ મુખ્યત્વે દેખાશે

ધર્માસન પર બેસતો ન્યાયમૂર્તિ અનમત આ બાબતનો ખુલ્લો સ્વીકાર નહિ કરે એમ તો ખીજેલો શિક્ષક કે ગમેલો બાપ કે કટાળેલો વર કે રૂઠેલી મા કે ત્રાસેલુ પશુ પણ આ બાબતનો ખુલ્લો સ્વીકાર નહિ કરે એ તો એટલુ જ દેખાડે છે કે પામર પુરુષો ગમે તે સ્થિતિએ કે આસને બેસે તો પણ પોતાની પામરતાનેજ ઓપાવે છે

ન્યાયમૂર્તિ કહે છે કે એ પોતે તો માત્ર સમાજના રક્ષણ માટેજ સજા ફરમાવે છે એમજ શિક્ષક કહી શકે છે કે બાળકના હિત માટેજ તે સોટી વાપરે છે બાપ વગર મા બધા કુટુમ્બના હિતમાજ હાથ ઉગામે છે અને પીંજરમા પૂરેલો સાવજ આથી પણ ઉંચા અને ગંભીર હેતુ માટે નરી સ્વતન્ત્રતા માટેજ પોતાના પંજા અફાળે છે એટલે ખરેખરતો મારવા માટે માર્યું, વૈર લેવાના રસથીજ સજા કરી એમ કોઈ માનતુ જ નથી છતા સોયે નવાણુ મજા એ

હેતુથીજ કરવામાં આવે છે. માત્ર સજા કરનારામાંથી પણ નવાણું ટકાને સજાના હેતુ હોઈ શકે. કે કેમ એ તપાસવાને થોભવા જેટલો સંયમ કે અકકલ હોતી નથી એટલુંજ. જો સજાના હેતુ તપાસવાને કોઇ પણ ઉભો રહે તો સજા કરેજ નહિ એ નકિક.

દંડપ્રયોગનો હેતુ

ન્યાયમૂર્તિ ગંભીર ચ્હેરે, અને માનો કે નિષ્પક્ષપાત તરીકે, મુકર્દમો ચલાવે છે—જોકે અનેક મનોરથો અને માન્યતાઓથી ખદબદતા માનવ મગજમા નિષ્પક્ષપાતનો વાસ સુદુર્લભજ છે—બંધવાએ ચોરી કરી છે, કે મારામારી કરી છે કે પીનલકોડની સત્તરસો ને સાત કલમમાથી કોઇક ભાગીને આવ્યો છે—મૂળનો એટલુંજ પૂરવાર કરવાનું છે—અને ન્યાયમૂર્તિનાં મનમા એટલું પૂરવાર થયું લાગ્યું કે બંધવાને સામો માર મારવાનો એની સ્વતંત્રતા છીનવી લેવાનો, એના વિષયમાં પીનલકોડની ઘણીખરી કલમો બે ધડક તોડવાનો એઓ હુકમ ફરમાવી શકે છે અને ન્યાયમૂર્તિના બે હાથ બધા બંધવાને પ્હોંચી વળવાને અશક્ત હોવાથી જે સમાજ એ ન્યાયમૂર્તિને પગાર આપીને પોષે છે તેજ સમાજ બીજા હજારો હાથને પણ આ બંધવાઓ ઉપર ગુજારવાના સિતમો બજા લાવવા માટે પોષેછે આ બધા સિતમ કાયદેસર મનાય છે કારણ સમાજની સુવ્યવસ્થા માટે આ સિતમ ગુજારવામાં આવે છે. **જો સુવ્યવસ્થા એજ સજાનો હેતુ હોય તો આટલી સદીઓ થયાં કોટયવધિ સજાના પ્રયોગો અજમાવવા છતાં સુવ્યવસ્થા પ્રાપ્ત નથી થઇ શકી એટલે સજાના પ્રયોગની ઉપયોગિતા વિષે કયારેય શંકા ઉઠવી જોઈતી હતી.** પણ એમ નથી થયું તેથીજ સજાનો હેતુ કોઇ બીજો હોવો જોઇયે એમ માન્યા વિના છૂટકો નથી.

બનવા જોગ છે કે ચોરી કરનારની આર્થિકસ્થિતિ ઘણી કફોડી હતી. નોકરી શોધીને, મજુરી શોધીને, તે અઠવાડીયાં સુધી ભુખ્યો ઘેર પહોંચ્યો હતો, ભૂખથી ટળવળતાં છોકરાંઓને જોઇ જીન્દગી ખારી કરવા તૈયાર થયો હતો—અને છેવટે નીતિના, સમાજના, ધર્મના,

કેળવણીના બધા સંસ્કારને બાળી નાખતો આત્મરક્ષણ અને કુટુમ્બ પ્રત્યેની મમતાનો અગ્નિ એનાં દિલમાં ભભૂકી ઉઠયો હતો. ઉન્મત્ત બની એણે એકજ બાકી રહેલો ઉપાય અજમાવ્યો. અને ચોરી કરી. અને અણઘડ, મુઝાએલો હોતાં પકડાયો ન્યાયમૂર્તિએ બધી હકીકત સાંભળી કંઇ માની, કંઇ ન માની પીનલ કોડના પાનાં ઉથલાવી છેવટે સજા ફરમાવી અને બંધવો પાછળ છેકજ નિરાધાર બનેલા બાલબચ્ચા માટે કાળી પાં નાખનો ન્યાયદનોની સાકળોથી જકડાઇ સભ્યતાની પેલેપાર, જેલની દિવાલો પાછળ અસ્ત થયો મજુરીથી પણ પૈસા ન મળે એવી આર્થિક અંધાધુધી ચાલી રહે એવા મુડી-વાદના આ જમાનામા લઘુમતિને રાજી રાખવા કરોડોના બજેટો ઘડનાર અને ભાગનાર નાણા પ્રકરણીપ્રધાન આ ચોરીને માટે કેટલો જવાબદાર હતો એ મુદો ન્યાયમૂર્તિને સુઝ્યો નહિ-ધર્માસન ઉપર માત્ર કાયદો નહિ પણ ઇન્સાફ બિરાજતો હોત તો બંધવાના કુટુમ્બ પોષણના સાધનો શોધી આપવાના બંદોબસ્ત કરી, થયેલી ચોરી માટે નાણા પ્રકરણી પ્રધાનને પોતાનું કામ ન સમજવા છતા જાહેર ભંડોળમાંથી પગાર ઉપાડવા માટે, સારી જેવી સજા ફરમાવવામાં આવત પણ ઇન્સાફ અને કાયદો એ જુદી જુદી વસ્તુ છે.

માની લ્યો કે બંધવો સ્વભાવે જ ચોર છે પ્રમાણિક કમાઇના સાધનો સુલભ છે છતાં ચોરી કરવામાંજ બધી શક્તિ વાપરે છે. દેખીતી રીતે એ સમાજનો શત્રુ છે. ન્યાયમૂર્તિ ફેંસલો આપતી વખતે જરા રહેરો કરડો બનાવે છે, ચશ્મા ઠીક કરે છે. કલમ મજબૂત પકડે છે. ભારે સજા ફરમાવે છે. બંધવો હસતો હસતો અતિપરિચયથી જેને માટે અવજ્ઞા થઇ ગઇ છે એવાં કારાગૃહ તરફ ન્યાયદૂતને મોખરે ટહેલનો ટહેલનો રવાના થાય છે. ફરી ત્યાંથી વ્હેલો નાશી ન છુટે તો સમયસર છૂટી લાગલોજ ચોરીના રસ્તા શોધે છે. આવાઓને સજા કરમાવીને પણ ન્યાયમુર્તિ કઇ રીતે સમાજની સુવ્યવસ્થા જાળવી શકે એમ છે. વળી માણસના ચારિત્રનાં બંધારણ માટે જેટલાં કુદરત અને સ્વભાવ Nature અને

પછી ભલે ને રમણીયતા ભયંકર હોય. આપણે લેવાનો માર્ગ જો સરળજ હોય, જ્યા જવું છે ત્યાં જવામાં જો કોઇ પ્રતિબલ નજ હોય તો તો પછી આવા સંઘબલ ભેગાં કરવાની તકલીફ-પણ-શા માટે લેવી પડે ? પણ જ્યારે હયાત પ્રતિબલો છતા કંઇક કરવું જરૂરનું છે એમ લાગતું હોય ત્યારે તો વિષધરની સાથે જવા જેટલી અડગતાથી, મોતને ભેટવા જતા રાજપૂતાના મરણીઆ સ્વભાવ જેવી બેદરકારીથી અને સમૂહને માટે પોતાનું વ્યક્તિત્વ કુરબાન કરતા સેવકની નિખાલસતાથી જ આપણે આગળ વધવું જોઇએ. આ હૃદયની ઊર્મિથી પ્રેરિત અડગ, બેદરકાર પણ નિખાલસ હિલચાલ કદાચ મૂર્ખ ગણાય, કદાચ ઉધ્ધત ગણાય, કદાચ બડખોર પણ ગણાય છતાં ચાલુ પરિસ્થિતિ ફેરવવીજ હોય તો ચોકખી વાત કર્યેજ છૂટકો ગોળ ગોળ વાતો કરી, વર્ષો પછી પણ ન હાથ લાગે તેવી સોનેરી તક હાથ લાગ્યા પછી પણ થોડાક ડાહ્યા-ડમરા લાગે તેવા ઠરાવો કાગળ ઉપર મૂકીને પોતાનાં અસ્તિત્વને પણ ભૂલી જવું હોય તો બહેતર છે કે એવી પરિષદ કે એવું કોઇ પણ બીજું સામુદાયિક કાર્ય હાથજ ન ધરવું. હવેના જમાનામાં તો કુરબાનીની બેપરવાઇ દરેક કામની પહેલાં જરૂરની છે

ગઇ પરિષદે એક બીજી ભૂલ પણ સમજાવી છે જે પરિષદનો મુદ્રાલેખજ કંઇ સક્રિય કામ કરવાનો નહોતો તે પરિષદનાં પણ પ્રતિ નિષિત્વની સંખ્યાનો વિચાર કરતાં, સામુદાયિક કાર્ય હાથ ધરનારની લાયકીના પ્રશ્નનો જવાબ મળી જાય છે. ૧૧૭ સત્કારક સભ્યો અને ૧૫૨ સામાન્ય સભ્યો મળી કૂલ ૨૬૯ સભ્યોએ અખિલ ભારત વડનગર નાગર પરિષદ ભરી. ત્રીશ કરોડ હિન્દીનો નહેરૂ રિપોર્ટ મુઠ્ઠીભર માણસોએ ઘડયો. આવાં કામોમાં સંખ્યાબલ કરતાં ઉત્સાહબલ જ ગણાવું જોઇએ. સામુદાયિક કામમાં તો જેમને ઉત્સાહ હોય જેમને ધગશ હોય, જેમનામાં ખરો આત્મા હોય તેવાઓ-પોતાની મેળે બહાર આવે છે અને પોતાનો મત મકકમ રીતે રજુ કરે છે. બહાર ન આવે અને મન રજુ કરવાની પણ ઉદારતા ન બતાવે તેવાઓને સામુદાયિક કાર્યોમાં ભાગ લેવાનો પણ શો હકક હોય ?

# મ ન ન

## ૧ સંઘશક્તિ

### બંધારણવિમર્શ સમિતિ

સમાજમાં અવ્યવસ્થા હોય ત્યારે વ્યવસ્થા લાવવી જોઈએ એટલું તો બધાને કબૂલ છે. જેમ સમાજમાં તેમ જ જ્ઞાતિમાં. નાગરોનું વ્યક્તિગત અસ્તિત્વ આજે ગમે તેવું અસ્પષ્ટ હોય પણ જ્ઞાતિસંસ્થા તરીકે નાગરસમૂહનું ભાન થાય એવું આજે શું છે? નાગરજ્ઞાતિ છે એમ ન કહીએ તો ઘણાને ખોટું લાગે પણ જે જ્ઞાતિને કશો પણ આદર્શ ન હોય, જે જ્ઞાતિને સમસ્ત જીવનના ઝાંખા ખ્યાલો પણ ન હોય, જે જ્ઞાતિને આંતરવ્યવસ્થા કેમ નથી તેનું ભાન પણ ન હોય અને જે જ્ઞાતિને હવે જે વ્યવસ્થા થાય તે કેવી થાય તે વિશે ધ્યાન રાખવાની પરવા પણ ન હોય તે જ્ઞાતિને જ્ઞાતિ કેમ કહીએ? તે જ્ઞાતિમાં અનેકવિધ માનસની અને ભૂમિની અનેક વ્યક્તિઓ જરૂર હોય પણ સમૂહજીવન કેમ ગાળવું તે નક્કી ન્યા રાગ ને વ્યક્તિઓ નિયત સ્થાન વગરના ઢોરની જેમ યથેચ્છ વિચરે.

આ સ્થિતિ નાગરોમાં આજે છે તે નક્કી. અને તે સ્થિતિ ટાળવા મથવું પડે, જ્ઞાતિમાં ફરી વ્યવસ્થા આણી, સમૂહજીવન અને વ્યક્તિજીવનનો સમન્વય કરવો જોઈએ એમ દરેક વિચારશીલ સજ્જનને હમેશાં લાગ્યું છે. રાજકોટથી નીકળતા ત્રિમાસિકના સમયથી જ આપણા અનેક સુજ્ઞજનોએ બંધારણ-સર્વમાન્ય

બંધારણ કે બહુમાન્ય બંધારણ-જોઇએ એવું ભાર દઇને કહ્યું છે. મુંબઇમા ભરાએલી પરિષદે પણ આ વાત વિચારી છે. અને અરાજકતાના પકકા હિમાયતીને પણ તે અરાજકતા વિશે નિયમો ઘડયા વગર કદી પણ ચાલશે? આપણે જો સમૂહ તરીકે રહેવું હોય તો તેમ અને સમૂહને વીખેરી દરેક વ્યકિતને સ્વેચ્છાનુસાર વર્તવાની છૂટ આપવી હોય તો તેમ-ગમે તે સ્થિતિ લાવવી હોય, પણ તે આપણે જ એકઠા મળી, વિચારી અને શા માટે ન કબૂલ કરીએ? આપણને ફાવે તે આપણે રાખીએ, ને ન ફાવે તે આપણે તજીએ.

કંઇક આવા વિચારોથી પ્રેરાઈ નાગરિકે આપણી જ્ઞાતિબંધારણ-વિમર્શકસમિતિની યોજના આ ચાલુ સાલની શરૂઆતમાં બહાર મૂકી હતી આ તો વિમર્શકસમિતિ છે નહિં કે બંધારણસમિતિ. બંધારણ કેવું હોવું જોઇએ તેનો વિચાર કરી એક પાકો મુત્સદો જો આ વિમર્શકસમિતિ ઘડી શકે તો પણ ઘણું છે તે મુત્સદો પછી. તરત જ કે ભવિષ્યમાં કામ લાગે. એટલે આ કાર્ય એવું છે કે તેથી કંઇ જ હાનિ નથી. અને છતાંયે આ વિમર્શકસમિતિની ચૂંટણી થતાં સુધીમાં તો અનેકરંગી માનસના ઓછાયા નાગરિકના પત્રોની ફાઇલમાં પડયા છે. કોઇને આ યોજના શકય લાગતી નથી. કોઇને નકામી લાગે છે. કોઇને ક્રાન્તિકારી બળવાનાં ચિહ્નરૂપ લાગે છે. કોઇને શાન્ત જ્ઞાતિમાં તોફાન મચાવનારી લાગે છે. કોઇને આચારમાં ન મૂકાય તે વિચારમાં કઇ ફળ નથી લાગતું. કોઇને કેમ લાગે છે અને કોઇને કેમ લાગે છે. છતાં એક અશ્વાસન છે. જ્ઞાતિએ અને સમસ્ત ગુજરાતે જેને વિચારશીલ મુરબ્બીઓ ગણ્યા છે તેમને બધાને આ યોજના ઉપયોગી લાગી છે. મતદારોની બહુમતિએ જે બાર નામો ચૂંટયાં છે તેમાંના ઘણાખરાની કામ કરવા માટેની ખુશીની હા આવી ગઈ છે. મુબઇ, અમદાવાદ, પેટલાદ, જુનાગઢ. અને કરાચી, વગેરે સ્થળોનાં જૂદા જૂદાં મંડળોએ પોતાના પ્રતિનિધિઓ મોકલીને આ સમિતિ સાથે સહકાર સાધ્યો છે. બીજાં મંડળોનાં પ્રતિનિધિનાં નામો તરતમાં આવી જવા વકી છે. એટલે અને જ્ઞાતિને આવી કોઇ યોજના સંમત છે તે જરૂર,

નવાં વર્ષથી આ સમિતિનું કામ શરૂ થઇ જશે. તેના કામના તગફકા અને વિધિ નકકી થયે નાગરિકમા જણાવાશે

મંડળો

આજે આપણી આસપાસ ઘણા કાળબળો કામ કરે છે. અને જ્ઞાતિના એક ભાગની સ્મસ્તબધારણ પ્રતિ આટલી અઘોર બેદરકારી છે છતા કાળબળે પ્રેરાએલ નવા લોહીએ પોતમા વ્યવસ્થા રાખવાની સગવડ કરી જ છે. આજે સમય એવો આવનો લાગે કે કે ભયંકર નિદ્રામા પડેલ સમસ્તબધારણને જ્યા તે છે ત્યા રહેવા દઇ, કાલાનુસાર તત્ત્વોવળા નવા મંડળો સ્થપાતા જાય છે. છૂટા છવાયા વસતા નાગરભાઇઓને ખબર પણ ન હોય તેટલા નવીન પ્રેરણાવાળા નાગર મંડળો આજે હૈયાતીમાં છે મુંબઇ, કરચી અમદાવાદ કે રંગુન જેવા દૂર દેશમા ગએલા ભાઇઓ તો પોતામા સંગઠન રહે માટે મંડળો સ્થાપે જ તેમા નવાઇ નહિં પણ આજે આપણા જ્ઞાતિમથકો સમા જામનગર ભુજ જુનાગઢ ભાવનગર નડિયાદ, સુરત, પેટલાદ વગેરે સ્થળોએથી પણ નાગરજ્ઞાતિઓના અસ્તિત્વની જેટલી જાણ નથી થતી તેટલી ત્યાના નાગરમંડળોની જાણ થાય છે આ મંડળો જૂની જ્ઞાતિસંસ્થાના અનુભવ ઉપર પગ દઇને આજે નવીન સ્વાગમા ઊભા છે. અને આવતી કાલના નાગરોની મંઘશક્તિ મૃતપ્રાય જ્ઞાતિઓ નહિં પણ આ નવીન પ્રેરણાબળવાળા મંડળો ઘડશે તે બનાવવાને દીવો લેવા જવું પડે તેમ નથી

ત્યારે આ મંડળોમા એવા શા તત્ત્વો કે જે જૂની જ્ઞાતિસંસ્થામા નથી અને આજના ઉછરતા લોહીને સંતોષ આપી શકે છે' જ્ઞાતિસંસ્થાના અનસ્તિકલ્પના સ્વીકારને બાજુએ મેલીએ તો પણ જૂની જ્ઞાતિસંસ્થા જ્યારે ઇશ્વરદત્ત જન્મથી મળતા હકકો અને તેથી નીપજતી આપખુદ સત્તામા માનતી ત્યારે આજના મંડળો ન બન્ને તત્ત્વોને ઢોલ વગાડીને તિલાંજલિ દે છે વ્યક્તિએ વ્યક્તિએ મળીને નિયત નહિ કરેલા એવા પરંપરાગત ઉતરી આવેલા બંધારણો આજના યુગબળને પોષી ન શકે. આજના વ્યક્તિવિકાસના જમાનામા જેટલું

માન વ્યક્તિને અપાશે તેટલું જ માન દરેક વ્યક્તિ, પોતે ચૂંટેલ કાર્યવાહી મંડળોને આપશે. બીજું. સમુદ્રના મોજાંની માફક ચારે કોર ઉછળી રહેલાં કાળતત્ત્વોને ધ્યાનમાં રાખ્યા વગર, રૂઢ, પુરાણ-મતીય રીતરિવાજ અને આચારવિચારને વળગી રહેનાર બંધારણ પણ આજના યુગને સ્વીકાર્ય ન થાય. આજના યુગને, આજના યુગમાં જે જાગૃતિ, જે ઉત્સાહ અને જે સંસ્કૃતિ દેખાય તેને અનુરૂપ રહે તેવા બંધારણો જ માફક આવે અને આજનો યુગ જો આવા બંધારણ માટે આગ્રહ કરતો હોય તો વાંક તેનો નથી, પણ પ્રાચીન રૂઢિને વળગી રહીને આજના જમાનાનાં વળણોને જે નથી સમજી શકતા તે ગયા જમાનાના પુરૂષો નો છે. એવો કોઇ બે પેઢી જૂનો માણસ વિરલ જ હશે જે આજના યુગનું ખાનપાન, પરદેશગમન ઇત્યાદિ તરફનું નવીન વલણ જોઇ મનમાં ન દૂભાય.

**પરદેશગમન**

પણ હમણાં જ સિધ્ધ થયું છે તેમ આજના યુગના નાગરોએ પરદેશગમનના બાધની એક બેડી નો હચમચાવી નાખી છે. આજે હવે વિલાયત જઇ ઉચ્ચ વિદ્યા પ્રાપ્ત કરી આવનારને અથવા ત્યાં જઇ ઉચ્ચ અને વિવિધ જ્ઞાન પ્રાપ્ત કરી આવનારને 'સફળ સફર' અને "હાર્દિક આશીર્વાદ" નહિં આપનાર લગભગ કોઇ જ નથી. જવા વખતે જનારને માનપાન આપી મોકલીએ અને પાછા આવે એટલે તેમના બહિષ્કારની વાતો કરીએ એવું અધમ માનસ આપણા નાગરોનું હવે નથી રહ્યું તે આનંદની વાત છે. આ એક વિષયમાં આપોઆપ જ્ઞાતિએ સમયને અનુરૂપ થવાનું વળણ બતાવ્યું છે અને હજી બીજા એવા કેટલાએ રિવાજો ખૂણેખાંચરે પડ્યા છે જેનાં યથાસમય નવીન સંસ્કરણો આપણને કરવાં જ પડશે. ડો

**૨ લગ્ન**

બંધુઓ ? લગ્ન સમયની ઉંમર નક્કી કર્યા પહેલાં લગ્ન એ શું છે અને તે આવશ્યક છે કે કેમ અને હોય તો શા માટે તેના

કારણો પ્રથમ જણાવ્યા બાદ ઉમરની ચર્ચામા ઉતરીયે એ વધારે જરૂરનુ છે.

**વિવાહની ઉપયોગિતા અને ઉદ્દેશ**

આર્યોના સેળ સંસ્કારોમા વિવાહસંસ્કાર વિશેષ મહત્વ ધરાવનારો છે અગ્નિહોત્રાદિક ધર્મકૃત્ય કરવા માટે તથા પિતૃઋણમાથી મુક્ત કરનારી ધર્મ્યપ્રજા ઉત્પન્ન કરવા માટે શાસ્ત્રમા સ્ત્રી પરણવાનો ઉપદેશ કરવામા આવ્યો છે પુરૂષ સ્ત્રી વિના અગ્નિહોત્રાદિક ધર્મનો અધિકાર થઈ શકતો નથી પરંતુ વિવાહ કર્યા પછી સ્ત્રીની મદદથી ધર્મકૃત્ય કરી શકે છે. પુરૂષનો પોતાનો તથા પોતાના પૂર્વજોના ઉદ્ધારનો આધાર સ્ત્રી ઉપર રહેલો છે તેમ સ્ત્રીની રક્ષાનો ભાર પુરુષ ઉપર છે. ભગવાન મનુ કહે છે કે —

**स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं चधर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति" ॥**

એટલે કે પોતાની જાયાનુ-જે પુરૂષ પ્રયત્નથી રક્ષણ કરે છે, તે પુરૂષ પોતાની પ્રજાનુ પોતાના ચરિત્રનુ પોતાના કુળનુ પોતાનુ અને પોતાના ધર્મનુ રક્ષણ કરે છે તેમ જાણવુ મતલબ બ્રહ્મચર્ય આશ્રમથી જેમ વીર્યની રક્ષા દર્શાવી છે તેમ વિવાહસંસ્કારથી ક્ષેત્રની રક્ષા દર્શાવી છે તાત્પર્ય એટલુજ કે પુરુષને પરલોક મેળવવા માટે ધર્માચરણમા સ્ત્રીની મદદની જરૂર છે તેથીજ સ્ત્રી પરણવાનો ઉપદેશ કરવામા આવ્યો અને તેજ કારણથી સ્ત્રીને શાસ્ત્રમા **ધર્મપત્નિ સહધર્મચારિણી**, વગેરે નામોથી વર્ણવી છે

**ઉભયની લગ્ન સમયની ઉમર કેટલી હોવી જોઇએ ?**

ઉભયજાતિઓએ ભવિષ્યમા સુખી થવા માટે પહેલી અવસ્થામા બ્રહ્મચર્ય પાળી તન તથા મનની કેળવણી લેવાની જરૂર છે, માટે માત પિતાદિ વડીલોએ-પુત્રની પેઠે પુત્રીને પણ બન્ને કેળવણી આપવી અવશ્ય છે પુત્રને જેમ યોગ્ય કેળવણી આપવી તેવીજ રીતે પુત્રીને પણ યોગ્ય સ્ત્રી ગુરૂ

દ્વારા અગર જુદી શાળા (કન્યા) મારફત અને જ્યાં તેવી સગવડ ન હોય ત્યાં સહશિક્ષણથી તેર વર્ષની વય પર્યંત વિદ્યાભ્યાસ કરાવવો. કારણ કે જો કે સામાન્ય રીતે આયુષ્ય સરખી કહી છે તો પણ પુરૂષ કરતાં સ્ત્રી ઉમરમાં વહેલી આવે છે. વૈદ્યક શાસ્ત્રના સુશ્રુત ગ્રંથમાં સૂત્ર સ્થાનના ૩૫માં અધ્યાયમાં કહ્યું છે કેઃ—

पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे ।
समत्वा गतवीर्यौ तौ जानीयात् कुशलोभिषक् ॥

મતલબ પચીશમે વર્ષે પુરૂષ તળા સોળ વર્ષે સ્ત્રી, બન્ને સમાન વીર્યને પ્રાપ્ત થાય છે. માટે જ તેર વર્ષની અર્થાત્ રજોદર્શન થાય ત્યાં સુધી વિદ્યાભ્યાસ ઉપર કહ્યા પ્રમાણે કરાવવો આવશ્યક ગણેલ છે અને ત્યાર પછીનાં ત્રણવર્ષ માતા અગર પિતાદિ વડીલોની દેખરેખ નીચે સામાન્ય જ્ઞાન ઉપરાંત શીવવા ભરવા વગેરેની કળા, ઘરકામ તેમજ મનની અને શરીર કસાય તેવી તનની–કેળવણી આપવી. તેથી એટલું તો સ્પષ્ટ થાય છે કે પૂર્ણ અવસ્થામાં આવ્યા સિવાય ગૃહસ્થાશ્રમ નજ કરવો જોઇએ અને કદાચ તે પહેલાં જો ગૃહસ્થ બની પ્રજા ઉત્પન્ન થાય તો સારી થતી નથી (અત્યારે જોઇ શકીએ છીએ)–તે સંબંધમાં સુશ્રુતનાં શારીરસ્થાનના ૧૦માં અધ્યાયમાં કહ્યું છે કેઃ—

उनषोडशवर्षायामप्राप्तपंचविंशतिम् ।
यद्ध धत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विनश्यति ॥

અને એમ ન બને તો

जातो वा न चिरंजी वेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यंतबालायां गर्भाधानं न कार येत् ॥

આથી એટલું તો ફલિતપણું થાય છે કે ગૃહસંસાર મોડો શરૂ કરવો તેજ ઇષ્ટ છે. અગાઉના કાળમાં ગમે તે વખતે પરણાવી ગમે તેટલી ઉમરે સાસરે કન્યાને મોકલાતી હોય તેનો ઉહાપોહ અસ્થાને છે. પરંતુ આ વર્તમાન કાળમાં કન્યાને વહેલી પરણાવી

ગૃહસ્થાશ્રમ વ્હેલો શરૂ થવાથી સ્ત્રી પુરૂષ બન્નેને જોખમકારક છે તેટલુંજ નહિ પરંતુ સમાજને બલ્કે દેશને વધારે નુકશાનકારક છે

૩ તો હવે કન્યાની લગ્ન સમયની ઉમર તેમજ વરની લગ્ન સમયની ઉમર કઈ તે નક્કી કરવુ જોઇએ કહ્યુ છે કે —

अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।
नोद्वाहयेत्पिता बालामज्ञात धर्मशासनाम् ॥

મહા નિર્વાણ મત્ર

એટલે કે કન્યા જ્યા સુધી પતિની મર્યાદા તથા સેવા અને ધર્મશાસ્ત્રમા કહેલા સ્ત્રી ધર્મથી અજ્ઞાત હોય ત્યા સુધી તેના પિતાએ વિવાહ કરવો નહિ તેથી હુ ઉપર જણાવી ગયો તે પ્રમાણે તે૨ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરાવી ત્યારબાદ ત્રણ વર્ષ સુધીનુ સાસારિક જ્ઞાન આપીને પછી જ કન્યાના લગ્ન કરવા એટલે કે સોળ વર્ષે

તેથી હવે ધર્મશાસ્ત્ર તેમજ વૈદ્યક શાસ્ત્રથી એટલુ તો નક્કી થાય છે કે સ્ત્રી તેમજ પુરૂષને ભવિષ્યમા સુખી થવા માટે અમુક ઉમર સુધી યોગ્ય વિદ્યાભ્યાસ કરી પુરૂષે રળવા કમાવા માટે અને સ્ત્રી એ ગૃહસસારના વિશેષ અનુભવ માટે અમુક વર્ષ સુધી તેની કેળવણી યોગ્ય વડિલો દ્વારા મેળવીને પછી જ ગૃહસંસાર શરૂ કરવો અલબત્ત રજોદર્શન થવાથી કન્યા ગર્ભધારણ કરવાને યોગ્ય થાય છે પરંતુ સોળ વર્ષની અદરની વય વૈદ્યક શાસ્ત્રના મત પ્રમાણે તેમજ અનુભવથી જોતા, તેથી ન્હાની ઉમરે પરણાવી સાસરે મોકલવાથી ગર્ભ રહે તો પ્રજા નિર્બળ તથા અલ્પાયુષિ થાય છે માટે સ્ત્રીને માટે લગ્ન સમયની વય ૧૬ની અને પુરૂષને ૨૦ ઉપરની ગણીએ તો વર્તમાન કાળ કે જે વૈજ્ઞાનિક યુગ ગણાય છે તેમજ આપણુ વૈદ્યક શાસ્ત્રો પણ તેજ કહે છે તો તે યોગ્ય ગણાશે તેથી આપે નિમત્રન વિષયની યોજના ક્રમ ૧ તથા ૨નો સક્ષિપ્તમા ઉપર મુજબ સમાવેશ થઇ જાય છે

૪. પેટાકલમ-૩-નું એવું કહેવું છે કે-લૌકિક રીતરિવાજોમાં ફેરફાર કરવાની જરૂર છે કે કેમ. અને હોય તો શાસ્ત્રીય ક્રિયાને જરાપણ બાધ ન આવે તેવી રીતે તેનો ઉકેલ કરીએ અને સાથોસાથ આર્થિકલાભ પણ સચવાય એવું પુછાએલું છે.

૧. પ્રથમ તો જાણે શાસ્ત્રીય ક્રિયામાં પણ ઘણે ઠેકાણે ફેરફાર થયા છે તે નીચેની પેટાકલમ ત્રણથી બતાવીશ પરંતુ તે પહેલાં એટલું તો મ્હારે કહેવું જોઇએ કે આ પ્રશ્ન જ મૂળે નકામાં જેવો છે; કારણકે ગતવર્ષમાં આપણી જ્ઞાતિના વ્યવહારિક રીતરિવાજોમાં ફેરફાર માટે એક સમિતિ નિયુકત થઈ હતી. તેઓએ પણ આ સંબંધે આબાલવૃધ્ધ સર્વનો અભિપ્રાય માગ્યો હતો-પરંતુ એ ચાર અપવાદ સિવાય કોઇએ પણ આવા ગંભીર-વિષયની દરકાર કરી નહોતી તેથી આવા વિષયો ચર્ચા, વિચાર જાણી, કાંઇ પણ થઈજ ન શકે બલ્કે કરીએજ નહિં તો પછી કેવળ કાળનો મિથ્યા વ્યયજ કરવો એમ ઠરે છે ને? અને તે પ્રસંગની જે મેહેનત વૃથા ગઇ છે તેવીજ આ નિબંધે જવાની છે તે નિર્વિવાદ છે એમ ચોકસ માનું છઉં છતાં પણ થોડું સૂચન જરૂરનું છે ખરૂં.

૨. મનુષ્યજીવન જીવનભાવનાનાં પરિવર્તન સિવાય ભાવી શકતુંજ નથી તે ન્યાયે અત્યારે જે રૂઢીઓ જડ ઘાલી બેઠી છે તે આજથી ૫૦-૭૫ વર્ષ પૂર્વે તેવી તો નહિંજ હોય, એટલે કે તે પહેલાની રૂઢીઓમાં પણ યોગ્ય ફેરફાર થઇનેજ અત્યારે જે પ્રચલિત રૂઢીઓ છે તે બની છે. તદુપરાંત રાજ્યવૈભવથી જેટલું જેટલું રીવાજો તરીકે ગણી ન શકાય પરંતુ મોટાઇ આવતાં વધી પડયું છે તે તે દાખલ થતું ગયું છે. તાત્પર્ય એ કે જમાનાને અનુકુળ ફેરફાર કરવા પડેલા. તેથી અત્યારના સંયોગે જે અનુકૂળ થઇ પડે તેવું ધોરણ કરીએ તોજ વધારે ડહાપણભર્યું ગણાય-પરંતુ અફસોસની વાત છે કે જ્ઞાતિ તરિકે સમગ્ર રીતે કાંઇ પણ કરી શકીએ તે તાજેતરના દ્રષ્ટાંતથી અસભવિત લાગે છે એટલે હવે દરેકવ્યક્તિને પોત પોતાના અભિપ્રાય અને સ્થિતિનેજ વર્તવું રહ્યું.

૩. શાસ્ત્રીય ક્રિયામાં પણ આપણે ફેરફાર કરતા ગયા છીએ તે પણ ચોકસ છે. દાખલા તરીકે કન્યાને લગ્ન પહેલાં જે સૂર્યપાઠ સંભળાવવામા આવે છે તે મંડપ મુહૂર્તના આરંભ દિનથી ઉત્તરોત્તર ચાર દિન સંભળાવવામાં આવતો હતો અને ત્યાર પછીજ લગ્ન થતાં. હાલમાં કેટલાક સમય થયાં આ રીતિનો લોપ થતો ગયો છે. અગર જાણી જોઇનેજ ગ્રહણ કરેલ છે. અને તે પાઠનું શ્રવણ એક અથવા બે દિનમાંજ સમેટી લેવાય છે. તો શા માટે ચોરી એક દિવસેજ ન કરી શકાય? કોઇ કહેશે કે તેને તો ચતુર્થી કર્મનો પ્રત્યવાય લાગે તો તે ચતુર્થી કર્મમાં પણ મૂળ રીતિએ ફેરફાર થયેલ છે. કારણકે વિવાહ વિધિમાં કહ્યું છે કે લગ્ન થયા પછી ચતુર્થી કર્મ પહેલાં જે વિધિ છે તે એ છે કે **खट्वादिरहिते भूभागे कटादिनां** ઇત્યાદિ. અર્થાત પલંગ વગેરે કાંઇજ નહિં પરંતુ સાદુ દર્ભાસન, સાદડી, ચટાઇ ઉપર ત્રણ રાત્રિ શયન કરવું અને ત્યાર પછીજ ચતુર્થી કર્મ થાય છે. તો જ્યારે આવી મહત્વની ક્રિયાનો લોપ થયો છે અને તે ખાસ સંયોગોને વશ બનીને કરવામાં આવેલ છે તો શા માટે ચોરી એજ રાત્રે પૂર્ણ ન કરવી? મતલબ ચોરી એક દિનેજ કરવી તેથી આર્થિક લાભ પણ રહેલો છે તે સહેજે સમજી શકાય તેવું છે.

**કંકણો બાંધવો અને ગોણું પહેરાવવા જવું તે એક પ્રસંગ કરવા બાબત**

આ બાબત કન્યાને લગતી છે. તે સંબંધે બે પ્રસંગો જુદા જુદા રાખવામાં આવ્યા છે તે એક કરવાની જરૂરિયાત છે, તેટલું જ નહિં પરંતુ જે હેમ રૂપું દ્રવ્ય વગેરે અપાય છે તે *વિવાહ પધ્ધતિનાં શાસ્ત્રથી ઉલટું છે મનુ કહે છે કેઃ—

ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।
गांधर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥

બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ. પ્રથમના ચાર છે તે બ્રાહ્મણોને માટે, આસુરાદિક છેલ્લા ચાર

* વિવાહ આઠ પ્રકારના છે તેમાં બ્રહ્મ દૈવ, આર્ષ, પ્રાજાપત્ય એમ ચાર પ્રકારના વિવાહ બ્રાહ્મણોને માટેજ ગણાય છે.

ક્ષત્રિયને, માટે અને વેશ્ય તથા શુદ્રને માટે આસુર-ગાધર્વ અને પિશાચ કેટલાક રૂષિઓનો મત છે પ્રથમ ચાર પ્રકારના વિવાહ પૈકી આપણે પ્રથમ તો તેજ પ્રમાણે ચોકસ કરતા હોવા જોઇએ પરંતુ આસુર પધ્ધતિ કયારે દાખલ થઇ તે કોઇ ઇતિહાસ જ્ઞાતા અજવાળું પાડે ત્યારેજ ખબર પડે

આસુર વિવાહનાં લક્ષણ—

**ज्ञातिभ्यो द्रविणं दत्वा कन्यायै चैव शक्तितः।**
**कन्याप्रदानं स्वाच्छन्दादासुरो वर्ग उच्यते ॥**

તેથી જ્યારે આપણને અનુકુળ વ્યવહાર શાસ્ત્રમા લખેલ પધ્ધતિથી વિરૂધ્ધ હોય છતા સ્વીકાર કરીએ છીએ તો શા માટે જમાનાને અનુકુળ થઇ પડતો યવહાર ન આચરવો તે સમજી શકાતું નથી તેથી ઉપર લખેલ બન્ને પ્રસંગો ભિન્ન ભિન્ન છે તે એક કરવાને સુચના કરૂં છઉં.

૫. વર પરણવા જાય છે ત્યારે લગ્ન પૂર્ણ થતાં દુધ, ચહા આપવામાં આવે છે તે પણ બીન જરૂરી છે તેટલું જ નહિ પરંતુ ખર્ચાળ તેમજ ખાસ તકલીફ આપનારી પ્રથા છે, તેથી તેને પણ નાબુદ કરવી જોઇએ

૬. પહેરામણી સંબંધે પહેરામણીની રકમ-ઉધડ ઠરાવી દેવી અને તે ઘરના (વરપક્ષના) વડીલને આપી દેવી તે ક્રિયામાં શા માટે આખા કુટુંબ પરિવાર સહિત જવું તે સમજી શકાતું નથી. પરંતુ આ રૂઢી એવી છે કે તેને પ્રથમ તકેજ તિલાંજલી આપી દેવી

૭. જમણ સબંધે દરેક સમજુ માણસ જાણે છે કે આપણે કારણે બીજાને બેરવ્યાજબી ખર્ચ કરાવવો તે આપણનેજ નુકશાન કર્તા છે. છતાં જ્યારે પોતે પ્રસંગને વશ બને છે ત્યારે તે પોતે તે પ્રમાણે વર્તી શકતો નથી-તેથી તે બાબત તો કાળ શીખવશે ત્યારે જ સમજશું એમ લાગે છે. છતાં જમણ લેવા જવાના સમયનો પણ ઉકેલ કરવાની જરૂર છે.

ઉપસંહાર કરતાં મ્હારા યુવક બંધુઓને એટલું જ કહેવું બસ છે કે જમાનો બદલાય છે તેવા પ્રસંગે કુંભકર્ણની નિંદ્રા ન હોવી જોઇએ એટલુંજ નહિ પરંતુ જૂના કાળના જર્જરિત મનોદશાના જુવાળ હવે ઓસરતા જાય છે, જીવતા મુડદા જેની દશા માટે આપણુન પોતાને જ શરમાવા જેવું છે માટે આવા જ્ઞાતિ હિતના પ્રશ્નનો નિકાલ યુવકો કરશે તોજ થવાનો છે.

( ઉપરનો નિબંધ ભાવનગર નાગર જીમખાના તરફનો ઇનામી નિબધ છે. )

મહેતા ઇંદુલાલ બાપાલાલ

**ખાનપાન**

ખાનપાન સંબંધી સુરત વિચાર રાખતી આપણી જ્ઞાતિમાં હવે તેથી વિરૂધ્ધ તત્ત્વ બહુ અંશે દાખલ થઇ ચૂકયું છે જાપાન, જર્મની. આફ્રિકા, અમેરિકા વગેરે સ્થળોએ જઇ આવેલાઓને કદાચ બાદ કરીએ-તેમ કરવા કંઇ કારણ તો નથી જ-તો પણ મુંબઇ, કરાચી, રંગુન, અમદાવાદ વગેરે સ્થળોએ વસતા આપણા ભાઇઓમાં આ જાતની છુટછાટ બહુ અંશે જોવામાં આવે છે. અને આપણા કેન્દ્ર કહેવાતા જુનાગઢ, જામનગર, ભાવનગર વગેરે સ્થળોએ એવું કંઇ નથી એમ છાતી ઠોકી આપણાથી કહી શકાય તેવું પણ નથી જ. સાથે જ મુંબઇ, કરાચી. પુના, અમદાવાદ, વડોદરા. સુરત. જુનાગઢ વગેરે સ્થળોએ વિદ્યોપસના અર્થે જતા આપણા ભાઇઓમાં પણ આવી જાતની છૂટ બહુ સારે અંશે જોવામાં આવે છે. નાગર કલબો જેવી. સંસ્થાઓ જે આગળ દરેક કોલેજોમાં હતી તે પણ હવે બંધ થઇ ગઇ છે અને નાગર વિદ્યાર્થીઓ બીજી જ્ઞાતિની કલબોમાં જમે છે. કારણો દેખીતાં છે-આપણુને તેવી સંસ્થાઓ માફક નથી આવતી આની સામે આંખમીચામણાં હવે કેમ ચાલશે? અહીંપણ એક સબળ કાલબળ કામ કરે છે, એમ સ્વીકાર્યા વગર છૂટકો નથી.

કંચન પંડયા

## ખૂણાખાંચરા

[ સંઘરી રાખેલી મડીની પેઠે, પરંપરાએ ઉતરી આવ્યા હોય તેવા કેટલાયે રિવાજો, કેટલીયે માન્યતાઓ અને કેટલાયે વિચારો સમાજના ખૂણા

ખાંચરામાં સંગ્રહાએલા પડયા હોય છે. આમાંથી ખાસ સૂચક નમુનાઓ નો સંગ્રહ અહિં અપાય છે. **આ નમુનાઓની વીગતો અને નામો કાલ્પનિક** છે પણ તેનાં પ્રતિબિંબો આજની સમાજમાં કે જ્ઞાતિઓમાં ન દેખાય તેવી તો તે વીગતો નથીજ એટલું ચોકખું કરવાની જરૂર છે.

**સંપાદક.]**

**એક દૈવી ઘર**

હું તમને વાત કઉં ? તમે તો સુધારાવાળા એટલે નંઇ માનો પણ મારી નજરે જોયેલું છે. કેટલાંક ઘર દૈવી થાય છે. ઘર સારાં, ઘરના માલીક સારાં પણ કોણ જાણે કેમ એમાં કોઇ રઇ ન શકે. એવુ એક ઘર મેં પોતે જોયું છે. આ આપણાં નાગર ફળીઆમાં રમણભાઇના ઘરની સામેનું લાલ ઘર નંઇ ? હા, ઇ ચણાણું તે દીથી તે આજ દી અંદર જેટલા રેવા આવ્યા એટલા બધા ઠરીને ઠામ નથી બેઠા. જુઓ, પેલાં તો જાણે આપણા ડાકટર સાહેબ મોતીભાઇ એમાં રિયા. તો છ મહિનામાં એની બાયડી મરી ગઈ, એની બદલી થઇ ને છોકરો માંદો પડયો. એની પછી આવ્યા ગણેશભાઈ, તે ઘરમાં રેવા ગયા તે દીથી એની પોતાનીજ તબીયત એવી લથડી કે ખાટલે પડયા. ઇ ઘરમાંથી નીકળ્યા તંયે સારૂં થયું. આ હુંયે ઈ ઘરમાં રેવા ગ્યો તો. ઘરમાં રિયો ત્યાં બે મહિનામા મારી નિમણુક હેડમાસ્તરમાંથી ફસ્ટ આસિસ્ટંટની થઇ ગઈ. ઇ ઘરમાં રિયા ઈ બધાયને એમજ થયું છે. કેટલાંક ઘર દૈવી હોય છે.

**એમાં કાંઈ નંઇ**

એમાં કાંઇ નંઈ. કોઇનાં કરમ કાંઇ કોઈ લખી જાય છે ? હવે કિયે છે કે અમારી કમુના વરને સેઘરવ્રી થયું છે. તે ઓલો કંચન કિયે કે હવે એને પરણાવો માં. હું તો કઉં છું કે કોઇના કરમ કાંઇ કોઇએ લખ્યાં છે? આ અમારા ભત્રીજાની વઉને પરણ્યા પે'લાં આંખું જાવા બેઠી'તી તે જો મૂકી દીધી હત તો? હવે કેવી મજાની આખું થઇ રઇ છે? ઇ તો બધું નશીબનું છે. એમાં કાંઇ નંઇ. નાહક નાતમાં વાતું કરાવવી ? એવો ભણેલો ગણેલો વર પણ કયાં

મળવાનો હતો ? ઇ તો કમુનાં નશીબમાં હશે તો હાજો હારો થઈ રે'શે. બાકી કાંઇ કરમ આડા હાથ નથી દેવાતા એમ જો સગપણ ટાળવા બેસીએ તો પછી આરો ક્યાં આવે? એમા કાઇ નંઇ.

, હવે રે'

હવે રે'. મોટા આવ્યો છે તે! જાણે ઘઇડો ડોસો. તે અમેય મોટા મુઆ છીએ. હજી તો ભણ્યા નંઇ ગણ્યા નંઇ ને મોટા શિખામણ દેવા આવ્યા. તારૂં તો કર તારા કરતા મોટા મર્યા છીએ ડોઢડાહ્યા. લગનમાં પૈસા નંઇ ખરચીએ તે કયા ખરચસું અમારા ડાડાએ નૌ દી હુધી નાત જમાડી'તી, જે દી મારો બાપ પઇણ્યા તે દી તો આજ નાતમાં આપણો ભાર પુછાય છે. આવ્યા મોટા! ઘઇડા કરી ગ્યાં હશે તે કાઇક હમજીને કરી ગ્યાં હશે. તૈયે પછી છેયા છોકરા ઘરેણા ગાદા કેદી પેરે? હવે રે'.... . મોટો ગરીબની દયા વાળો! તે ગરીબ શું કામ થયા? બીજા ગરીબ એમા આપણે શુંકામ પૈસા ન ખરચવા? આવાં ને આવા ભણાવે છે. આવું ભણીને શું ઓધવો વાળવાના છો? હવે ડાં'પણુ કરજે મા, અમે કૈયે છીએ તે કાંઇક હમજીને કે'ના હશું. લગન ટાણે ખરચ નહિ એમ કે? હવે, રે'.

ઇ તે હાલે ?

જુઓ ને, દેશથી આટલે છેટે આવવું, એકલા રે'વુ, ઘેર પૈસા મોકલવા અને હાથે રાંધવું એમ તે બની શકે? એવું હોય તો પછી બહારનું ખાધા વગર કેમ હાલે? બે પુરી, શાક ને ચાનો પ્યાલો લીધાં એટલે ઘેર રાંધવ ની તરખડ તો નહિં. બાકી ઇ સુધારાવાળાં કે'છે એમ કરવાની કાંઇ જરૂર નથી. હવે આહિં ખાઈએ છીએ તો કોણ ઘેર જાણવા બેઠું'તુ? નકામાં વડિલોનાં મન દુઃખી કરવાં? આપણે આપણું કરવું. એમાં વળી બધાને કે'તા શું ફરવું? કોઈના દેખનાં આપણે શું કામ ખાવું જોઇએ? આપણે છાનું ખાતાં નથી આવડતું! જ્યારે જોઇએ ત્યારે મળી શકે. અને દેશમાં તો કહી શકાય કે હાથે રાંધીએ છીએ ઘેર, પણ ચૂલો ખૂલો ઠીક રાખવો. ડહોળ

રાખવો. બાકી બહારનું ખાધા વગર તો મરી ન જાઈએ ? સાલી સવારથી સાંજ નોકરી કરવી ને પછી વળી રાંધવું. આપણાથી તો ન થાય. બાકી હા, હો હો કરવાથી શું ફાયદો ? ડો.

## અંગત અનુભવ

[દરેક કિસ્સામાં આપેલ વીગત અને નામ કાલ્પનિક છે, કોઇ જીવન્ત વ્યકિતને ઉદ્દેશીને નથી. સંપાદક]

**મારી પત્નીની સુવાવડ**

મને મહિને બેતાલીશ રૂપિયા પગાર મળે છે. મુંબઇ જેવાં મોટાં શહેરમાં ખાનગી પેઢીમાં નોકરી કરૂં છું. બાપ થોડુંક કરજ મુકી ગયા છે. મને એક ચાર વર્ષની દીકરી અને એક પોણા બે વર્ષનો દીકરો છે. હમણાં મારી વહુની ત્રીજી સુવાવડ આવી. મારી સાસુ ગુજરી ગયા છે. મારી મા છે નહિં. મારી કાકી સુવાવડ કરવા નવરાં નથી. મામી કહે છેઃ "રોજનું થયું. મારાથી ન થાય." ત્યારે સુવાવડ માટે પત્નીને નર્સીંગ હોમમાં ન મોકલું તો કરૂં શું ? પણ નર્સીંગ હોમના પૈસા પણ કયાંથી કાઢવા એટલે મફત દવાખાનામાં પત્નીને મોકલવી પડી.

પણ પત્નીની સારવારમાં રહેવાનું તો એક બાજુયે રહ્યું પણ મારાં છોકરાને પણ હું કેમ સાચવી શકું ? સાહેબ તો રજા ન આપે. પેટ ઉપર પાટુ મારીને પણ કપાતે પગારે રજા માગી. પણ સાહેબ તો કહે "જવું હોય તો જાઓ. અમને બીજા મળી રહેશે" કેમ જાઉં ? અને ન જાઉં તો દશ દિવસ ટળવળતાં નાનાં છોકરાંને કોણ સાચવે ? હેતાળ પત્નીને તબીઅતની ખબર કયારે પૂછું ? સવારે ઉઠીને હાથે રાંધીને તરત જ નોકરીએ ચડું તે સુરજ ડુબે પાછો આવું. આખા દિવસની પત્ની અને છોકરાંની ચિન્તા જીવને અરધો કરી નાખે. પણ શું થાય ? બેતાલીશ રૂપિયાના પગારદારને દુનિયા ઉપર શો હકક ?

**વડિલોની લાજ**

આજે વડિલ પૂજા કરતા હતા. પાસે ધૂપિયાનો ધગતો અગ્નિ પડયો હતો. મારો ચંપુ (દોઢ વરસનો જ) પાસે રમતો હતો. થોડીક

વાર થઇ ને રમતાં રમતાં ધુપિયાં તરફ ચંપુની પીઠ ફરી અને ઝભલાને અગ્નિ લાગ્યો. મારો આત્મા કળકળી ઉઠ્યો. પણ વડિલની આમન્યા લોપીને ચંપુને અડાય કે બોલાવાય કેમ? ઝભલું સળગ્યું. વડિલ તો પૂજાની ધૂનમાં. ચંપુ રમતો હતો. થોડી વારે ગરમી લાગતાં તે રોવા માડયો. વડિલને ખરાં કારણની ખબર ન હતી. તેની આંખ ચંપુ તરફ રાતી થઇ અંદરથી માંએ રાડ પાડી 'છાનો મર. પૂજામાંયે રાડ?'' અગ્નિની ઝાળ ચંપુના શરીરને અડી અને ચંપુની રાડો વધી. મારે શું કરવું? જ. મો

## ગુજરાતનું સામાજિક માનસ

### એમ હિન્દુ પત્ની

[યંગ ઇન્ડિયા, ૩-૧૦-૨૯ ગાંધીજી]

હિંદુસમાજે પત્નીને તદ્દન પતિને આધીન બનાવીને પત્નીનું સ્વાતંત્ર્ય લગભગ હણી લીધું છે આથી હિંદુ સ્ત્રી પોતાની રક્ષા કરવાની શક્તિ બીજી સ્ત્રીઓના પ્રમાણમાં ખોઇ બેઠી છે 'પતિદેવ' ઉપર એની અસર એ થઇ છે કે આપખુદ સત્તા ભોગવવાથી પોતાના મનુષ્યત્વને ભૂલી તે ઘણીવાર પશુવત્ બની જાય છે. આવા અત્યાચારોનો ઇલાજ છૂટાછેડાના કાયદાથી નહિ પણ વિવાહિત સ્ત્રીઓનાં સાચા શિક્ષણથી તથા 'પતિદેવ'ના અમાનુષી વર્તનની વિરૂદ્ધ લોકમત કેળવવાથી જ થઇ શકે છે. અને મજકૂર દાખલામાં તો ઇલાજ તદન સીધો છે. પત્નીનાં માતાપિતા અથવા ભાઇએ નિરાધાર થઇ ને બેસી જવું ન જોઇએ, નકામાં શોકનાં આંસુ વહેવડાવવા ન જોઇએ, પણ છોકરીનાં *સંરક્ષક બનીને તેને બળ આપવું જોઇએ,* અને એને સમજાવવું જોઇએ કે દુરાચારી પતિનો સહવાસ કરી નેને રિઝવવાનો તેનો ધર્મ હવે નથી રહ્યો. એ વાત સ્પષ્ટ છે. મજકૂર દાખલામાં પતિને પત્નીની જરાયે દરકાર નથી. એટલે જો તે પત્ની વિવાહનો સંબંધ તોડયા વિના તેના પતિથી છૂટી રહી, જાણે કે કોઇ દિવસ લગ્ન થયું જ

નથી એવી રીતે જીવન ગાળે, તે તેમાં જરાયે ખોટું ન ગણાય. હિંદુધર્મની બધી જાતિઓમાં વિવાહ રદ કરવાનો કાયદો નથી. પણ પત્ની કાયદાની મદદથી બે રીતે પોતાની રક્ષા કરી શકે છે ફોજદારી કાયદા પ્રમાણે પતિને 'આક્રમણ'ને માટે તે સજા અપાવી શકે છે, અથવા તેનાથી છૂટી પડીને નિર્વાહ માટે ખર્ચ મેળવી શકે છે. પણ અનુભવથી સિધ્ધ થયું છે કે હમેશ નહિ તો ઘણીખરી બાબતોમાં આ ઉપાય તદ્દન નકામો નીવડે છે, અને ધર્મનિષ્ટ પત્નીને તેથી જરાયે સંતોષ વળે એમ નથી. કારણ કે કચેરીએ ચડ્યા પછી પતિને સુધારવાનો અવસર આવવો લગભગ અશક્ય થઇ જાય છે. તે પતિના ઉધ્ધારની સર્વથા આશા તો નહિ જ છોડે.

આ દાખલામાં બાઇના માતપિતા સહેજે તેના નિર્વાહનો ખર્ચ ઉપાડી શકે છે. પણ જો તે ખર્ચ ઉપાડવાને અસમર્થ હોય તોયે દેશમાં નિરાધાર પત્નીઓની સહાયતાને માટેની સંસ્થાઓ દિવસે દિવસે વધતી જાય છે એ ભૂલી જવું ન જોઇએ હવે રહ્યો પ્રશ્ન પત્નીના સારૂ વિષયતૃપ્તિનો. હિન્દુધર્મમાં વિવાહ રદ કરવાનો વ્યાપક કાયદો ન હોવાથી પતિથી છૂટા પડીને પત્ની ફરી પરણી નહિ શકે એ વાત સાચી. પણ ઘણીખરી બાબતમાં લગ્નનો પ્રશ્ન ઊભો જ નથી થતો. કારણ કે આપણી સમાજમાં સૈકાઓથી છૂટા પડવાનો કાયદો ન હોવાથી વિવાહ નિષ્ફળ નીવડે તો પત્નીને પુનર્લગ્નનો વિચાર સુધ્ધા નથી થતો, અને તેની વિષયાસક્તિ શમી જાય છે. છતાં જો સમાજ અથવા એના અમુક વિભાગ ઇચ્છે તો આ બાબતમાં કાયદાનો ફેરફાર સહેજે કરાવી શકે છે તેમાં મને શંકા નથી. પણ હું આ પત્ર લખનારનો અર્થ સમજ્યો છું ત્યાં સુધી તેની ફરિયાદ પત્ની વિષયસેવન ઇચ્છતી છતી તેથી વંચિત રહે છે એ નથી. પણ તેનો પતિ ઘોર વ્યભિચાર કરે છે ને તાડન કરે છે તેની સામે છે અને એનો ઇલાજ પોતાનો દૃષ્ટિકોણ બદલવો એ છે; એટલે કે સ્ત્રીએ ગમે તે હાલતમાં પતિની સાથે રહેવું જ જોઇએ એ માન્યતા બદલવી. મનુષ્યની નિરાધારતાનું કારણ તેના બીજા ઘણા વ્યાધિઓની જેમ કલ્પનિક જ હોય છે, અને જરાક દૃષ્ટિકોણમાં

પરિવર્તનથી, જાગૃત સ્વતંત્ર વિચારથી તે સહેજે દૂર થઇ શકે છે વળી આવી બાબતોમા સમાજસંબધીઓએ પત્નીને પતિના અત્યાચારથી દૂર રાખીને જ સંતોષ મની લેવો ન જોઇએ તેમણે તેને સમાજસેવાને માટે કેળવણી આપવી જોઇએ, જેથી તે પતિના સમાગમના શકાસ્પદ ને ક્ષણિક સુખ કરતા સમાજસેવાનુ સાચું સુખ લુટતી થઇ જાય

**ભયંકર રમણીયતા**

[પ્રસ્થાન અષાઢ '૮૫ પ્રમાણે]

કોઇ પુછે કે જુવાનની એક સર્વસામાન્ય વ્યાખ્યા શી? બધાને માન્ય થઇ પડે તેવો જવાબ આપવો મુશ્કેલ છે પણ કાઇક આવો જવાબ વખતે સર્વમાન્ય થઇ પડવાનો સભવ છે ફુફાડા મારતો ભયકર વિષધર, નગ્ન દેહલતા પર વિટળાઇને હોઠ પર હળાહળ ઝેરનુ ચુમન કરતા, જે વખતે ફેણ ચડાવે છે તે વખતે હાનીવાલની બેન સોવેરેઓ જેવી નિશ્ચલ અડગતાથી આ ભયકર મૂર્તિને ભેટે છે તેની-હાડ હડા કરી મૂકે એવી નિશ્ચલ અડગતા-જીવન અને મૃત્યુનો ખેલ કરતી વખતે પણ જેના જીવનમા રહી શકે તે માણસ નિત્યજુવાન છે જેમ લોહચુંબક સોયને આકર્ષે છે તેમ ભયકર રમણીયતા જુવાનીને આકર્ષે હિમાલયના ગગનચુબી શિખરો ઉપર જ્યારે અ ધી ગુલાબી અને પવન જેવી પાતળી ચાદર પથરાય છે ત્યારે એ ભયકર રમણીયતાને પ્રત્યક્ષ કરવાનુ સ્વપ્નુ કોઇ તેજસ્વી જુવાનને જ આવે છે કોઇ એવુ દશ્ય જોઇ કવિતા કરે, કોઇ લેખ લખે, કોઇ ફિલસુફીભર્યું ચિંતન કરે, પણ એ જૂએ અને એ ભયંકર રમણીયતાની પાછળ જીવનને પામા જેવુ ગણીને ફેકે એ તો કોઇ પૃથ્વીના શણગાર જેવા જુવાન જુગારીનુ કામ છે, બીજાના એ કામ નહિ. કર્મ—જીવનનો પ્રધાન સુર જ કર્મ—એ યૌવનનું પ્રથમ ચિહ્ન છે

આ ભયંકર રમણીયતામા એવી તે શી મોહિની છે કે દેશ-દેશના નવજુવાનો બસ પોતાની અધિષ્ઠાત્રી દેવી તરીકે, નહિ કોઇ

સૌમ્યકાંતિવાળી કલ્યાણી, નહિ કોઇ શાંતિપ્રિય આનંદભરી 'મૂર્તિ', નહિ કોઇ ધ્યાનમગ્નસ્થ પ્રજ્ઞાપારમિતા, નહિ કોઇ ધર્મચક્રપ્રવર્તન કરનાર સત્ત્વશાળી બુધ્ધ, પણ આ ભયંકર રમણીયતાને જ સ્વીકારે છેઃ એવી તે આ ભયંકર રમણીયતામાં શી મોહિની છે કે બસ નવજુવાનને કાં હિમાલયનું શિખર સર કરવાનું સ્વપ્ન આવે છે અથવા' તો જુલ્મગાર સત્તાને જ્યાં હોય ત્યાંથી નમાવવા જુવાની અને જીન્દગી વેડરી નાખવાની તાલાવેલી લાગે છે ?

હિમાલયને સર •કરતાં બરફની હાડગાળે તેવી ઠંડી નીચે મરવાનું અથવા તો રાષ્ટ્રોધ્ધારને માટે હાંડ થીજાવી નાખે તેવી ફાંસીએ લટકવાનું—આવી જુદી જણાતી પણ એક જ મનોદશામાંથી પ્રગટતી આ તેજસ્વી પ્રવૃત્તિ-કેમ વારંવાર પ્રગટે છે? મરે છે અને છતાં કેમ જીવે છે ? અગ્નિનો સાગર છે એમ જાણવા છતાં એ ભયંકર રમણીયતાની મોહિનીમાં પડનાર મારૂતીઓ વારવાર કયાંથી આવે છે ? આ ભયંકર છે એમ જાણવા છતાં એવું તે શું સૌંદર્ય એમાં છે કે જે વારંવાર જુવાનોને આકર્ષે છે?

જેવી શંકરની કાલ્પનિક મૂર્તિ છે, જેવી દુર્ગાની માનસિક મૂર્તિ છે, જેવી શોકરાણી ચિત્રકાર કે કવિની કલ્પનામાં છે, જેવી દ્રૌપદી વ્યાસના માનસમાં ને સીતા વાલ્મિકીના હૃદયમાં છે તેવી આ ભયંક' રમણીયતા દરેકે દરેક જુવાનના હૃદયમાં છેઃ એ જુવાનીના લોહીના 'જેવો જ અંશ છે. જો કલ્પના નાશ પામે તો ભયંકર રીતે રમણીય ગણાતું જીવન નાશ પામે. એ રહેવાનું જ. એ ભયંકર પણ રહેવાનું અને એ રમણીય પણ લાગવાનું. કોઈ પણ કાયદો, કોઇ પણ લશ્કર, કોઇ પણ સત્તા એ સ્વપ્નને વેડરી નહિ જ શકે. બહારવટીઓ અનાદિ અનંત છે.

ત્યારે હવે સવાલ એ થાય છે કે આ રમણીય ભયંકરતાના પૂજારીઓ—હિમાલયના સૌન્દર્ય પર પ્રાણ ન્યોછાવર કરનાર-રાષ્ટ્રની ઇમારત થાય માટે પોતે પાયામાં ખપી જનારા, આકાશનો માર્ગ વીંધતાં પ્રાણ ખોનારા, આવા જીવનનો જુગાર ખેલનારાઓ માટે,

શાંત સૌમ્ય ધર્મ કે રાજનીતિમાં ક્યાંય સ્થાન ખરું કે ?—આપણા ડહ્યા મગજમાં એમને માટે શબ્દો તો છે જ—સાહસ ગાંડું શૌર્ય—અને રાજદ્વારી વિપ્લવવાદીઓ માટે તો—આડે માર્ગે ચઢી ગયેલા—એવા શાંત શબ્દો છે જ પણ આ શબ્દોમાં તેજ છે કે ખોટો ચળકાટ દેખાય છે ?—વિપ્લવ ખરાબ કે આડો માર્ગ છે અને સ્કૂલોમાં ઇતિહાસ ચાલતો હોય તેમાં કેવળ મૂર્ખતા એમ પણ લખાયું છે કે જેથી ઇતિહાસ મંજૂર થઇ જાય પણ એ પ્રાણાર્પણ કરનારાઓનો બરાબર ન્યાય છે ?

મધરાતે કોઇ મેદની ગલે બહાર પગ ન મૂકી શકે એવા માણસ જ્યાં ગૌતમ બુધ્ધના જીવનમાંથી ગોખી કાઢેલા શબ્દો વડે કોઈ પણ દેશના કોઈ પણ વિપ્લવવાદીની કિમ્મત આંકવા બેસે છે ત્યારે એનો મૂકેલો આંક હમેશાં ખોટો જ હોય છે રાજનીતિ હોય કે ન હોય, પણ કોઈ પણ દેશના કોઈ પણ વિપ્લવવાદી વિષે એકદમ જ એમ અભિપ્રાય આપવો કે એ સાચો માર્ગ નથી—એમાં નાર્ય નથી—એ અહિંસાવાદીની મોટામાં મોટી હિંસા છે

આવી ભયંકર નમણીયતાનો મોહ એ કોઇ જાતનો રોગ નથી ઊંધું માનસ નથી, આડે માર્ગે ચડેલી શકિતનો પ્રાદુર્ભાવ નથી, એ છે વિરલ મનુષ્યના જ જીવનમાં દેખાતી અન્યાય સામે કે જુલ્મના સામે મીટો મીટ થઇને મરી જવાની અતિ ઉગ્ર પણ તેજસ્વી જ્વાલા.

યુવક મંડળો

[પ્રસ્થાન, શ્રાવણ '૮૫ સુમન્ત મહેતા]

પણ યુવક મંડળોએ ન્યાતના રિવાજો બદલવામાં ખૂબ સારું કામ કર્યું છે આજે ઘણા યે ડોસા કુમળી કન્યાઓ જોડે પરણે છે પણ સમાજમાં તેમને માટે ધિક્કાર ઉત્પન્ન થયો છે અને કાયદાથી અસમાન વયના લગ્નો, બાળ લગ્નો અટકાવવાનો પ્રયત્ન થાય છે

ખોટા ખર્ચો કાઢી નાખવા માટે પણ યુવનોએ બંડ કર્યા છે. બારમાં અને તેરમાં ઓછાં થયા છે. લગ્નોના ખર્ચ પર થોડો કાંઈ અંકુશ મૂકાયો છે. સાદાં લગ્નોમાં ન્હાનમ ગણાતી નથી, કન્યાવિક્રય તરફ પણ અણગમો પેદા થયો છે, લગ્ન કરવાના સમયમાં થોડો કાંઈક સુધારો થાય છે. યુવકોને માટે જે ચીજ અત્યંત રહેલી છે તે, તે ઉપાડી લે તો કન્યાકેળવણીના પ્રશ્નનો નિકાલ થઇ જાય. જો આવા મંડળોનો દરેક સભ્ય પ્રતિજ્ઞા લે કે (૧) પોતે બાવીસ વર્ષ સુધી લગ્ન કરશે નહિ, અને નાના ભાઇઓનાં લગ્ન થતાં હોય તો તેને અટકાવવા માટે અત્યંત આગ્રહ કરશે; (૨) અભણ કન્યાને પરણવાની ના પાડશે અને પોતાની બ્હેનોને ભણાવવા માટે આગ્રહ કરશે—તો આપણા સમાજની સ્થિતિ વીસ વર્ષની અંદર એવી સુધરી જાય કે તે વખતની મિસ મેયો વાહવાહ કરીને અમેરિકા પાછી વળે. આપણા સમાજની ઘણી નબળાઇ કન્યા કેળવણીના અભાવને લીધે છે. જ્યાં સુધી આપણા નવજુવાનો નાની વયે, કમાતા થાય ત્યાર પહેલાં, પરણે ત્યાં સુધી તેમનામાં સાહસ અને બહાદુર વૃત્તિ ખીલવાનાં નથી એ ચોક્કસ છે

સ્ત્રીઓમા નવા વિચારનો પ્રચાર ઘણો થઇ રહ્યો છે પણ તેની અસર હજી આમ વર્ગ પર થઇ નથી. સમાજમાં તેમને ઉચ્ચ સ્થાન મળે, દરેક રીતે પરતંત્ર રહેવું ન પડે, માબાપની મીલ્કતમાં તેમને ન્યાયસર હિસ્સો મળે, સારામાં સારી કેળવણીને માટે વ્યવસ્થા થાય અને જેમને ફુરસદ છે તેમને જાહેરજીવનમાં યોગ્ય સ્થાન મળે તેટલા માટે ખૂબ ચળવળ ચાલી રહી છે. એમ કહેવામાં ખોટું નથી કે લગભગ દરેક ઇલાકામાં કન્યા કેળવણીનો વધારો થતો જાય છે અને આજ સુધી બહુ પછાત હોવાને લીધે આજે છોકરાઓમાં વધારો થાય છે તેના કરતાં છોકરીઓમાં વિશેષ છે. પણ હજી તો એ વધારો પાશેરામાં પહેલી પૂણી છે, અને જ્યારે જુવાન ભાઇ બ્હેનો કન્યા કેળવણીને માટે કફની પહેરશે અને પોતાનું જીવન તેમાં રેડશે ત્યારે કન્યાઓને યોગ્ય શિક્ષણ પ્રાપ્ત થશે. સ્ત્રીઓની કેળવણી પરિષદમાં હવે માત્ર શિણ-

ણનો વિચાર થતો નથી, દરેક પ્રશ્ન ઉપાડી લીધો છે જ્યા જ્યા સ્ત્રીઓને જાહેર કામ હાથ આવ્યુ છે, ત્યા ત્યા, સભાઓમા પરિષદોમા, મ્યુનિસિપાલિટીમા, ધારાસભામા સર્વત્ર-તેણે ઉદ્યમ, અભ્યાસ, સહિષ્ણુતાના સદ્ગુણોના બળથી ઉત્તમ કામ કર્યું છે.

## અ વ લો ક ન

નીચેના નવ પુસ્તકો અમને મળ્યા છે જે સાભાર સ્વીકારીએ છીએ

લેખક—(બધાના) શાન્તિશકર વેણીશકર મહેતા રગુન

૧ બિન્ત્રમગળ મૂલ્ય ૦–૬–૦ પૃ ૪૪

૨ શ્રી ભીષ્મ–પ્રતિજ્ઞા (આખ્યાન) મૂલ્ય ૦–૬–૦ પૃ ૪૦.

૩ જયદ્રથ-વધ (આખ્યાન) મૂલ્ય ૦–૮ ૦ પૃ પર.

૪ શ્રીકૃષ્ણ–સુદમા (આખ્યાન) મૂલ્ય ૦ ૮–૦ પૃ ૮૦.

૫ ચાઇઁડો યાત્રા (ના રમેશ ર ધારેખાનની પ્રસ્તાવના સાથે) મૂલ્ય ૦–૬–૦ પૃ ૩૧

૬. મીરાબાઈ (આખ્યાન) મૂલ્ય પૃ ૮૪

૭ રાજસૂય યજ્ઞ. (આખ્યાન) મૂલ્ય ૦–૬–૦ પૃ ૪૬

૮. રામાયણ બાલકાડ મૂલ્ય ૦–૮–૦ પૃ ૧૦૬

૯ રામવનવાસ (આખ્યાન) મૂલ્ય ૦–૮–૦ પૃ ૪૬

ઉપરના બધા પુસ્તકો આખ્યાન રૂપે જ છે બધાના વિષયો ખ્યાત છે માત્ર સખ્યાક પાચનો વિષય પ્રવાસવર્ણન જેવો છે ચાઇઁડો પેગોડાના પ્રખ્યાત મન્દિરની યાત્રા કવિએ કરી હતી તેનું આ વર્ણન છે આ આખા આખ્યાનમા ક્યાય રાગ નથી બધે છંદનો વપરાશ છે આ તત્વ કવિના બીજા આખ્યાનોથી આને જૂદુ પાડે છે

કવિ શાન્તિશંકરની શૈલી સરળ છે. સરળતા આખ્યાનનુ ભૂષણ છે સરળતાની સાથે સચોટ વર્ણન અને સુન્દર કવિત્વ ભળવાથી કવિના પુસ્તકો આદરણીય જરૂર બને છે. તેમના આખ્યાનોથી

રંગુનનો ગુજરાતી સમાજ ગાંડો બન્યો છે. પુસ્તકોમાં દેખાતા સાહજિક ગુણો સાથે જ્યારે આકર્ષક આખ્યાન શૈલી ભળતી હશે ત્યારે જરૂર ઉત્તમ ફળ નીપજતું હશે. અનંતપ્રસાદજી પછી ભક્તિ–રસની છોળ વ્હેવડાવવામાં કવિ શાન્તિશંકર નાગરોમાં પહેલા છે

તેમનું ટૂંક જીવનચરિત્ર અને તેમની સાહિત્યકૃતિઓની વિસ્તરિત નોંધ અમારા આવતા અંકમાં આવશે.

× × × ×

ભક્તિરસાયનઃ-અનુવાદકઃ મોતીલાલ રવિશંકર ઘોડા પૃ.
૩૩×૧૩૧ શ્રી શારદાપીઠ ગ્રન્થમાળા-પુષ્પ ૮મું.
પ્રકાશક કાર્યવાહી–શારદાપીઠ–પ્રભાસપાટણ.
મુલ્ય ૧–૦–૦

મધુસુદન સરસ્વતીના ભક્તિરસાયનના આ અનુવાદની સાથે શારદાપીઠના શ્રીમચ્છંકરાચાર્ય સ્વામી શ્રી સ્વરૂપાનંદતીર્થજીએ લાંબો ઉપોદ્ઘાત જોડ્યો છે. જે ગ્રન્થનું ગૌરવ વધારે છે. સ્વામીજી ભક્તિની પૂરી સમજુતી અતિ વિદ્વતાભર્યાં વિવેચનથી સમજાવે છે.

બુધ્ધિગ્રાહ્ય શુધ્ધ તત્વજ્ઞાન અને હૃદયસ્પર્શી ભક્તિ–આ બેનાં સ્વરૂપ અને ફલ વિશે ઘણો વિરોધ વિચારકોમાં દેખાય છે તેમ જ્ઞાનયોગ અને ભક્તિયોગનો સમન્વય પણ કંઇ નવો નથી. ગીતા જેટલો જૂનો તો તે ઓછામાં ઓછો છે. પરંતુ આજે ભક્તિ એટલે ઢોંગ અને તત્ત્વજ્ઞાનમા માનનાર મોટો ફિલોસોફર એવી કંઇક એકપક્ષી અને અયોગ્ય માન્યતા બંધાતી લાગે છે. આજે સામાન્ય સમાજમાં ભક્તિનું જે સ્વરૂપ અને ઉપલક્ષી નિષ્ઠા દેખાય છે તે કદાચ ઉપરની લાગણીના ઉદ્ભવને સમજાવી શકે. પણ બધાય વિચારકોએ નિષ્પક્ષાત હૈયે જ્ઞાન અને ભક્તિના ગુણો તપાસવા જોઇએ.

બુધ્ધિગ્રાહ્ય તત્ત્વો સામાન્યજનો માટે દુષ્પ્રાપ્ય તો જરૂર કહેવાય. માટે જ હૃદયસ્પર્શી ભક્તિ સામાન્ય જનમાં બહુ દેખાય છે. કોઇ પણ તત્ત્વજ્ઞાનનાં અંતિમ સ્વરૂપે પહોંચનાર જે આત્મસાક્ષાત્કાર

કરે તે આત્મસાક્ષાત્કાર ભક્તને માટે પણ શક્ય છે વેદાન્તીની આનન્દરસસમાધિ તે ભક્તની ભક્તિરસસમાધિ ભરતના **વિભાવાનુભાવ**૦ વાળા સૂત્ર ઉપરથી ઉત્પન્ન થએલ રસનિષ્પત્તિના ચાર વાદોની નોંધ મમ્મટે લીધી છે. લોલ્લટનો ઉત્પત્તિવાદ, શંકુકનો અનુમિતિવાદ ભટ્ટનાયકનો ભુક્તિવાદ અને અભિનવગુપ્તનો અભિવ્યક્તિવાદ—આ બધા જૂદા જૂદા દર્શનોના અંતિમ અનુભવોને કેમ મળતા આવે છે તે ડો દે એ (Sankrit poetics part II) બહુ સારી રીતે બતાવ્યુ છે આ રસની અભિવ્યક્તિને સમજ્યા પછી તેની ઉપર જેનુ મંડાણ છે તે ભક્તિરસાનુભવ સમજાય આ ભક્તિના મૂળથી માંડી તેના અંગોની તપાસ આ ભક્તિરસાયનમાં કરી છે હૃદયની લાગણીના આવેશના અતિરેકથી જ્યારે ભક્ત ભક્તિરસમાં ડૂબે અને આત્મસાક્ષાત્કાર કરે ત્યારે તેનામાં અને આનન્દસમાધિમાં ડૂબનાર વેદાન્તીમાં કશો ફરક નથી આમ ઉચ્ચતમ પદની પ્રાપ્તિનું સામાન્યજનસુલભ ભક્તિ જેવું બીજુ સાધન નથી

આ ભક્તિનુ સ્વરૂપ પૂરું સમજવામા શ્રી ગોંડાનો આ અનુવાદ ગુજરાતી આપણને જરૂર ઉપકારક થશે પરંતુ શ્રી ગોંડાએ માત્ર અનુવાદ નથી કર્યો બીજા ગ્રન્થોના સબળ પ્રમાણો આપીને સુન્દર ચર્ચા પણ કરી છે આમ મૂળ ગ્રન્થના અર્થને વિશદ કરવાની સાથે તુલનાત્મક દૃષ્ટિને શ્રી ગોંડા ભૂલ્યા નથી આ રીતે આ ભક્તિરસાયન ગુજરાતી વાઙ્મયમા ઉપયોગી ઉમેરો છે

# જ્ઞાતિવર્તમાવિભાગન

**વ્યવસ્થાપકઃ વિજયરામ પ્રી. ઓઝા**

નાગરિકનો આ વિભાગ સમૃધ્ધ બને માટે જૂદે જૂદે સ્થળે વસતા ભાઇઓને સહકાર આપવા વીનવીએ છીએ અગત્યના સમાચાર નીચેને શરનામે મોકલવા.

**વિજયરામ પ્રી. ઓઝા, એમ એ.**
આકારેડ કુવાની પોળ, રાયપુર,
**અમદાવાદ.**

**કરાચી.**

સંમતિવયસમિતિએ બહાર પાડેલ રિપોર્ટમાં નિચેની મતલબની નોંધ છે.

કરાચીમાં મા સી. એ. બુચે કેટલીક અગત્યની વીગતો ભેગી કરી છે જે અમને કામ લાગેલી.'

ઉપરની નોંધ આવી રીતે નાગરિક પ્રશ્નાવલીને લગતી છે તે દેખીતું છે અને આનંદની વાત છે કે નાગરિક પ્રશ્નાવલિએ એકઠી કરેલી વીગતોને આવું સબળ પ્રમાણપત્ર મળ્યું છે

અહીંના વડનગરા નાગર મંડળે આપણી બંધારણ વિમર્શક સમિતિ ઉપર રા. જયાશંકર પ્રાણશંકર દેખરને પ્રતિનિધિ તરીકે ચુંટયા છે.

**મુંબઈ**

સમસ્ત નાગર કોઓપરેટિવ બેન્કને લગતું પ્રચારકાર્ય થાય છે. શ્રી. માર્કંડરાય બ. મ્હેતા અને બીજા ભાવનગરી ગૃહસ્થ તથા શ્રી ગિરિધરલાલ વિશળનગરાનાગરગૃહસ્થ રસભર્યો ભાગ લે છે. ૫૦૦૦) ની કુલ મિલ્કતના દશ દશ રૂપીઆના ૫૦૦૦) શેઅર્સ

કાઢયા છે સર લલ્લુભાઈ ની સુરખ્ખીવટ નીચે ચાલતી 'ધી પીપલ્સ કોઓપરેટિવ બેન્ક' ની ધાટી પર કામ ચલાવવા કાર્યવાહકોની ઇચ્છા જણાય છે. આનાં સાહસથી આપણું દારિદ્ર કાંઇએ હટતું હોય તો યોજના જરૂર સાકારને લાયક છે. જીવનની કડણાઇ ટાળવા મથતા નાગર યુવકોને, જીવનના પ્રારંભમા, સ્થિતિને પ્હોચી વળવા પુરતો અવેજ મળે એ હેતુ જણાય છે ઇચ્છીયે કે એ સાહસિક કાર્યકર્તાઓના પ્રયત્નો પર મહેશ્વરનો પ્રસાદ અને બંધુઓનો સત્કાર વર્ષો!

'નાગર-પિલ્ગ્રિમ સ્પેશીયલ' ઓકટોબર માસમા જવાનું ઠરેલું પણ ઉતારૂઓની સંખ્યાપર તેનો આધાર હોઈ, મુંબઇના નાગર મંડળે ઉતારૂઓ રજિસ્ટર કરવાનું કામ પણ ઉપાડી લીધું છે. એ નિરગાર્થ કામ માટે ધન્યવાદ શ્રધ્ધાળુ નરનારીઓના આસ્તિક દિલના સન્તોષના આશીર્વાદ ફળવંત થાઓ'

**આપણા ભાઇઓ ઇગ્લન્ડને પંથે:**

નડીયાદના વતની અને ભાવનગરના શામળદાસ કોલેજના અધ્યાપક શ્રી રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક M. A વધુ અભ્યાસ માટે ગયા માસમા લંડન જવા ઉપડી ગયા છે. તેમના ધર્મ-પત્ની સૌ. વિનોદિની યાજ્ઞિક B. A. પણ તેમની સાથે સીધાવ્યા. તે ભાગ્યવન્ત દમ્પતીને અભિનન્દન અને શુભેચ્છાઓ.

જૂનાગઢના નાગર ગૃહસ્થ શ્રી ભગવન્તરાય દામોદરદાસ ખારોડ જેઓ અમદાવાદની એક મીલમાં સેક્રેટરી તરીકે વિરાજે છે તેઓ મિલના કોઇ મુકદ્દમાના સમ્બન્ધમાં ગયા માર્ચમાં ઇગ્લન્ડ તરફ સીધાવેલા અને પખવાડીયાં પહેલા પાછા આવી ગયા છે. મુકદ્દમામાં તેમને ફતેહ મળી છે. તેમની કાર્યશક્તિને અને તેમના માલિકની સુઝને ધન્યવાદ. નાગરોને અપરિચિત ગણાતાં ક્ષેત્રમાં ફતેહ મેળવનાર વિરલાજ હોય છે.

જામનગરના નાગરગૃહસ્થ શ્રી નીલકંઠરાય મોહનલાલ બુચ B. A. (Econ: Cobden Club medalist.) આગળ અભ્યાસ

માટે ઇંગ્લેન્ડ તર્ફ રવાના થાય છે. લીંબડીના ઠાકોર સાહેબે તેમને ૨૦૦) બસો રૂપીઆનું વિદ્યાવેતન આપવા કૃપા કરી છે. યુવાનનાં બુધ્ધિચાતુર્યને અને એ રાજવીનાં વિદ્યાવ્યસનને નમસ્કાર.

પોરબંદરના શ્રી. અજિતરાય હરિલાલ મારૂ, સ્નાતક ગુજરાત (ગુજરાત વિદ્યાપીઠ) Commerce નો અનુભવ મેળવવા સપ્ટેમ્બરના ત્રીજા અઠવાડીયામાં લંડન તરફ સીધાવ્યા છે. હાર્દિક અભિનંદન.

જામનગરના ગૃહસ્થ અને અમદાવાદની બી જે મેડીકલ સ્કૂલના શરીરશાસ્ત્રના ખાસ અધ્યાપક, નામાંકિત ડૉક્ટર ગુણવન્તરાય ભગવતીદાસ માંકડ M. D. સરકારી નોકરીમાંથી બાર માસની Study Leave મેળવી M. R. C. P. અને બીજી કેટલીક વૈદ્યકીય ઉપાધિઓ અર્થે ઓકટોબરના પ્રથમ સપ્તાહમાં લંડન તરફ સીધાવ્યા છે. સ્વર્ગની સીડી બની સદેહે મુકિત મળે એવાં એ પારમાર્થિક જીવન-વિહારનાં ક્ષેત્રમાં ઉત્તરોત્તર વિજય પ્રાપ્ત કરી, વ્યાધિગ્રસ્ત જનતાના અમોલા આશીર્વાદો મેળવી ડૉક્ટર મોસુફ ધર્માર્થ કામની ત્રિવિધ સિધ્ધિને વરી ધન્ય બનો!

આ વિભાગના વર્ત્તમાન આપતાં આનંદ-રોમાંચ થાય છે. દિનપ્રતિદિન જેનાં તેજ ઓસરતાં થયાં છે જેણે મુત્સદ્દી ગીરીનાં સુકાન ખોયાં છે, જેનો વિદ્યાવ્યાસંગ ભૂતકાળની વસ્તુ બની છે, જેની સાંસારિક સ્થિતિ અપંગ છે, જેની નીતિના પાયાહ્ ચમચી રહ્યા છે તે સંસ્કારી અને એકવાર શ્રેષ્ઠ ગણાતી જ્ઞાતિના પુનરૂધ્ધારની ખ્વાહેશથી આગળ ધપતા મહત્ત્વાકાંક્ષી સજ્જનોનાં સાહસનાં વખાણ કરતાં કોને આનંદ ના થાય?

શ્રીમતી કુમારી વિનોદિની રમણભાઇ નીલકંઠ B. A. અમેરિકાનાં એક વિદ્યાપીઠની સમાજશાસ્ત્રના અભ્યાસ માટેની, હિન્દુ સ્ત્રીઓ માટેની સ્કોલરશિપ મેળવી, તે શાખાના અભ્યાસ માટે pilgrim father ની એ પુણ્ય ભૂમિ તરફ સીધાવ્યા છે. એ સાહસિક બ્હેનને તો જેટલા ધન્યવાદ આપીયેં તેટલા ઓછા છે. હિન્દની સ્ત્રીની કોમળતા, સંસ્કારિતા, પાકદામન્ અને રસિકતા સાથે

સુરપની સાહિત્ય–પ્રિય, વિદ્યાવ્યાસ ગી યાન્ત્રિક પધ્ધતિબધ્ધ વિજ્ઞાનપ્રીતિ અને અભ્યાસ ભળે ના આપણી રમણીઓ 'પ્રૌઢ નયવશે–એવી લલિત લીલા ખીલશે.'

અમદાવાદ

આહિનાં શ્રી કચ્છ–કાઠીયાવાડ વડનગરા નાગર મંડળે કચ્છ કાઠિયાવાડના અમદાવાદમાં અભ્યાસ કરતા નાગર વિદ્યાર્થીઓ માટે એક ભોજન અને વિવાહ માટે ક્લબ જેવુ ઉભુ કરવાની યોજના હાથ ધરી છે. તેને માટે ૬૦૦૦) જેટલી રકમ એકઠી કરવાનું ઠરાવ્યુ છે. વિજ્ઞપ્તિઓ છપાઇ ગઇ છે. મુંબાઇની માફક અમદાવાદ પણ વીસમીસદીમાં અપાતી જૂદી જૂદી કેળવણીની શાખાઓનું કેન્દ્રસ્થાન બની રહ્યુ છે એવા શહેરમાં આવું ગૃહ આશીર્વાદ સમાન નીવડશે. કાર્યકર્તાઓને પ્રભુ ઉત્સાહ આપો અને આપણુ ભાઇઓને યથાશકિત ફરજ બજાવવાંની સન્મતિ આપો.

શ્રી અમૃતલાલ લક્ષ્મીશંકર સ્વાદીયાની જગ્યાએ શ્રી ડો. વિષ્ણુપ્રસાદ ભગવતીદાસ માકડ મંડળના સહમન્ત્રી નિમાયા છે.

શ્રી ડો. વિષ્ણુપ્રસાદ ભગવતીદાસ માકડે છેલ્લી D. O ની પરીક્ષામા (Diplomate of opthalmology) ફત્તેહ મેળવી છે.

આ Diploma મેળવનાર ડોકટરમોસુફ પ્હેલા નાગર ગૃહસ્થ છે. અભિનન્દન.

શ્રી ડો. સુમન્ત મ્હેતા સ્થાનિક યુવક સંઘના ચાલુ વર્ષના પ્રમુખ તરીકે યુવકોને સન્માર્ગે દોરી રહ્યા છે. પરમાત્મા એમને ચિરકાળ સુધી, યુવાના આવેશને યોગ્ય ઘેરડમાં દોરવા દીર્ઘાયુ અને તન્દુરસ્તી બક્ષો!

લુણાવાડા

શ્રી વીસળનગરા નાગરયુવકસંઘના આશરા હેઠળ તા. ૨૭મી ઓગસ્ટ ના રોજ શ્રી હાટકેશ્વરના સભામંડપમાં શ્રીકૃષ્ણજ્યંતિ ઉજવવામા આવી હતી.

**પાટણ.**

શ્રી ઉમીયાશંકર મણિમંકર લાખીયા અહિંની સાર્વજનિક લાઇબ્રેરીની મેનેજિંગ કમિટીના પ્રમુખ ચુંટાયા.

નાગર સમાજનું વાર્ષિક સમ્મેલન આકર્ષક હતું. કાર્યક્રમ સુન્દર હતો. વ્યવસ્થા સપૂર્ણ હતી. ઉત્સાહ માટે અભિનન્દન ઘટે. 'રમત-ગમત' 'સેવાભાવ' માટે ચાંદો અપાયાં.

શ્રી જયસુખરામ લક્ષ્મીરામ પારધી નાગર સમાજના પ્રમુખ ચુંટાયા. વાનપ્રસ્થ અવસ્થામાં જ્ઞાતિ, સમાજને માટે થોડું ઘણું કરી બતાવવા તત્પરતા બતાવે છે તે સ્તુત્ય છે.

શ્રી. મધુસુદનરાય ગિરિધરલાલ મજમુદાર નાગરજ્ઞાતિના મેટ્રિક ક્લાસના વિદ્યાર્થીઓને હમ્મેશ રાત્રે શિક્ષણ આપે છે. અનુકરણીય.

જૂનાગઢના શ્રી દિલીપરાય વસંતરાય ખારોડ અહિંની હાઇસ્કુલમાં શિક્ષક તરીકે આવ્યા છે. તેઓ ક્રિકેટના અચ્છા ખેલાડી હોવાથી પાટણને તે દિશામાં સારો લાભ મળ્યો છે.

નાગર-બાળમિત્ર જે હવે નાગર-યુવક-મિત્ર કહેવાય છે તેની પ્રવૃત્તિઓ ચાલુ છે. બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થાને પ્રાપ્ત થતા તેના આદર્શો ઉચ્ચગામી બનો !

**સુરત**

અહિં આપણી જ્ઞાનિના બે મંડળો છે-૧. "શ્રી નાગર બ્રાહ્મણમિત્ર મંડળ" અને ૨. "સ્નેહ-સમાજ". બીજામાં ફક્ત યુવાન વર્ગજ સભ્ય થઇ શકે છે.

શ્રી રા. રમેશચન્દ્ર સદાશિવનારાયણ દીક્ષિત M.A.L.L.B. જે ગયા આસો માસમા કાયદાના અભ્યાસ માટે વિલાયત ગયા હતા તે બેરિસ્ટરની પરીક્ષામાં પસાર થયા છે સુરતની જ્ઞાતિમાં એ પહેલા બેરીસ્ટર છે. અભિનન્દન.

શ્રી રા. શાર્દુલચન્દ્ર ત્ર્યં. પંડ્યા M.B.B.S. જુનાગઢના સ્ટેટ ડૉક્ટર નીમાયા છે.

શ્રી પ્રિયમતિ શુકન નવા નીકળેલા 'સુદર્શન' અઠવાડીક ના બાનુ અધિપતિ છે નાગર બ્રાહ્મણ નાતના તેઓ પ્હેલા સન્નારી અધિપતિ છે

ના ખા મિત્ર–મડળના આ વર્ષના મત્રીઓ શ્રી પ્રમથચદ્ર સદાશિવ નાનાયણ દીક્ષિત તથા શ્રી રમેશ છોટાલાલ ત્રિવેદી

' સ્નેહ-સમાજ " ની ચુટણી પ્રમુખ શ્રી પ્ર સ દીક્ષિત, મત્રીઓ શ્રી મ મથચદ્ર બા પાઠકજી, શ્રી જયસુખ અ પડ્યા તથા સૌ કુમુદ મનુભાઇ ત્રિવેદી

શ્રી વ્યોમેશચદ્ર જનાર્દન પાઠકજી M A I L B કાયદાના અભ્યાસ માટે આ માસની (સપ્ટેમ્બર) ૧૭મી તારીખે વિનાયત ગયા છે

રા ઇન્દુકાન્ત વિ ત્રિવેદી M A ની પરીક્ષામા બીજા વર્ગમા પાસ થયા

કુ ચન્દ્રિકા મોહનનાન દવે ઇન્ટર આર્ટસમા ગયે વર્ષે પાસ થયા આપણા સ્ત્રી વર્ગની એ દિશામા વિદ્યાવૃદ્ધિ આશાજનક નીવડે '

**પોરબંદર**

શ્રી. રા મ રૂના વિદેશપ્રયાણમા સફળતા ઇચ્છવા થયેલ સભામા જે ભાષણો થયા તેના મુખ્ય સૂરો એ હતા કે (૧) આપણી જ્ઞાતિના પુનરૂદ્ધાર અર્થે આસ્માન પાતાળ એક કરવાની જરૂર છે (૨) વિદેશ જવા છતા ધર્મને વળગી રહેવામા મર્દાઇ છે (૩) શ્રી રા મારૂ ખાદી ધારી છે અને તે જાળવી રાખે એ સદન્તર ઇષ્ટ છે (૪) હસવૃત્તિથી ઇગ્લાન્ડ જઈ સારગ્રાહી થવામા વડાઈ છે શ્રી મારૂએ યોગ્ય પ્રત્યુત્તર વાળ્યો હતો

શ્રી હરીનાન કલ્યાણરાય મારૂએ પુત્રના વિદેશ પ્રયાણ અગાઉ લઘુરૂદ્ર અને ગ્રહશાન્તિ કર્યાં હતા

મુ રા. ગ નરભેશકર મારૂએ તેમના અ સૌ પત્નીના સ્મરણાર્થે શ્રી હાટકેશ્વરનાથના મન્દિરમા ઓરો અને દીવાલ બધાવી આપ્યા

રા. અનંતરાય રતિલાલ અંજારીયા આહિં Inspector of Sanitation નીમાયા.

શ્રી. છોટાલાલ લક્ષ્મીશંકર માકડ ૧૫૦ થી અહિં ખાનગી નોકરીમાં જોડાયા.

ભરૂચ.

શ્રી અતિસુખલાલ સી. યાજ્ઞિક બી. એ. લેડી સુલોચના મીલના મેનેજર નીમાયા છે

રંગુન.

આપણા સાહસ પ્રિય ભાઈઓએ જેમ મુંબઈ કરાચીમાં વસવાટ કર્યો છે તેમજ બ્રહ્મદેશમાં વડનગરા નાગરો સારી સંખ્યામાં રહે છે. ઘણાખરા ભાઈઓ રંગુનમાંજ છે. રંગુન વસતા ભાઈઓએ એક નાગર બંધુ સમાજ સ્થાપ્યો છે અને તેનું કામ ઉત્સાહથી ચાલે છે. ભાવનગર મહુવા, જુનાગઢ, ગોંડળ, મોરબી જામખંભાળીવા. મુંબઇ, પાટણ, જામનગર વિગેરે સ્થળોના નાગરો બ્રહ્મદેશમાં છે. સાધારણ રીતે આપણા ત્યાના ભાઈઓની સ્થીતી સારી છે. અત્યારે અહીંયાં કુલ લગભગ ત્રીસેક કમાતા ગૃહસ્થો રહે છે. જેમાંના ઘણા ખરાને ૨૦૦ ઉપરાંત પગાર છે. ઘણાખરા જુદી જુદી વેપારી પેઢીઓમાં કામ કરે છે. એક ભાઈ અહીંયા 'બોમ્બે સ્ટોર્સ' ચલાવે છે.

# નાગરિક

ત્રૈમાસિક

चरन् वै मधु विन्दति

ऐतरेयब्राह्मण

પુસ્તક ૫ માઘ '૮૬ અંક ૨

તંત્રીઓ

ચન્દ્રશંકર અમૃતલાલ બુચ
ડોલરરાય રંગીલદાસ માંકડ

# અનુક્રમ.

પુસ્તક ૫ | | માઘ
--- | --- | ---
અંક ૨ | | ૧૯૮૬




છાપનાર.

પારેખ પ્રીન્ટીંગ પ્રેસમાં, હરિલાલ હરખચંદ,

કેમ્પબેલ સ્ટ્રીટ,—કરાચી.

પ્રકાશક.

ડોલરરાય રંગીલદાસ માંકડ. હોસ્પીટલ રોડ, કરાચી.




પુસ્તક ૫ માઘ

અંક ૨ ૧૯૮૬

પૃ. ૮૫મે વાંચો

इमा नारीरविधवाः सुपत्नीराञ्जनेन सर्पिषा सं विशन्तु !
अनश्रवोऽनमीवा सुरत्ना आरोहन्तु जनयो योनिमग्रे

૧૦, ૧૮, ૭.



મોહનસિંહુનાં સૌજન્યથી

## એ આંસુની મૂર્તિ

મદ્રાસનાં એક જૂનાં ચિત્રની ઉપરની પ્રતિકૃતિ બહુ ભાવવાહી છે અને સતીની પ્રથા જનમાનસની વિરોધી છે ને સચોટ રીતે બતાવે છે. રૂઢિના સકંજામાં સપડાએલ આ સતી રખેને રૂઢિને થાપ આપીને ચેહમાંથી બચી જાય માટે તો તેની આસપાસ હથિયારબદ્ધ માણસો ઊભા છે.

.....આ સહમરણનો રિવાજ માનવ સ્વભાવની કોઇક વિચિત્ર અવસ્થાનો પરિપાક છે; પણ તેથી હિન્દુ જનતા પરનાં કલંકની કાળાશ કંઇ ઓછી નથી થતી; સર્વસામાન્ય હોય તેથી કંઇ કલંક તો ન જ મટે!

ચન્દ્રશેકર બુચ

# સતીની ચેહ

**ભા**રતવર્ષની સભ્યતાનો જ્વલન્ત મુકાબલો કરનાર મિસરની કબરોના ગૂંબજ તળે સહમરણનો ઇતિહાસ જળવાઇ રહ્યો છે. લકમુરની એક રાજસમાધમાં ચાર રાજપત્નીના શબ વચ્ચે કોઈ સમ્રાટ સૂતો છે. ગ્રીસ અને નોર્સ ગાથાઓ મૃતપતિ સાથે દેહ સજનાર રાજરાણીઓના ઇતિહાસ ગાય છે. જંગલી ગણાતા દૂર દૂરના દ્વીપોમાં આવા ઇતિહાસ અનાદિકાળથી પ્રત્યક્ષ થયા છે, અને પુરાતત્ત્વવેત્તાના કોસપાવડા દુનિયાભરની ધરતીને પેટેથી સહમરણના અવશેષો આજે પ્રકાશમાં લાવી રહ્યા છે.

**આ** દેખાડે છે કે સહમરણનો રિવાજ હિન્દુ જનતાની કોઇક લાક્ષણિક નિષ્ઠુરતામાંથી જન્મ નથી પામ્યો, પણ માનવ સ્વભાવની કોઇક વિચિત્ર અવસ્થાનો પરિપાક છે. આથી હિન્દુ જનતા પરના કલંકની કાળાશ કંઇ ઓછી નથી થતી; સર્વસામાન્ય હોય તેથી કંઇ કલંક તો નજ મટે!

**છ**તાં જ્યારે આર્યપ્રજા જુવાન હતી ત્યારે એ જામાં સહમરણનો રિવાજ નજ હતો. વેદ અને તેથી પણ પ્રાચીન ગાથાઓમાં એ વિષે કંઈજ ઉલ્લેખ નથી. પણ એ પ્રજા આર્ય મટી અને હિન્દુ બની એ સંક્રાન્તિકાળના સાક્ષી બનેલાં શતકોના કોઇ વિસ્મૃત કાળે સહમરણનો

રિવાજ આ પ્રજામાં પ્રવેશ મેળવી શક્યો. આર્ય અને હિન્દુ વચ્ચેનો આ તફાવત મહત્ત્વનો મનાવો જોઈએ.

આર્ય પ્રજા એટલે તો વેદની દેવતામંડળી. વૃત્ર અને ઇન્દ્રના અમાપ સંગ્રામોમાં એ પ્રજા ઝૂકાવતી. યજુષની વેદીમાં તાઝા પાક અને ભક્ષ્ય અને મેધ્ય યજ્ઞપશુઓનાં એ બલિ અર્પતી, પણ કુત્સિત નરમેધ ન કરતી. એ પ્રજાનો મન્ત્ર જિજીવિષા હતો.

શતકો વહી ગયાં અને તે દર્મ્યાન આર્યાવર્ત્તને વિશાલ સીમાડે પથરાયેલી વન્ય અને પહાડી ટોળીઓ આર્યમંડળમાં આમેજ થતી ગઇ. એ નવી મિશ્રપ્રજાને પૂર્વનાં તો સ્વપ્નાંજ રહ્યાં. વેદકાલીન પૂર્વજો તે આ નવી પ્રજાનો દેવવર્ગ બની ગયા. ઇન્દ્રનું સ્વર્ગ એ આ પ્રજાનો પરલોક બની ગયો. આ પ્રજામાં વર્ણોના સંકર સાથે જંગલી ટોળાંઓના રિવાજો પણ આમેજ થયા. પૂર્વજોએ ગાયેલાં 'એકંસત્' ને પ્રત્યક્ષ કરવા આ સંકરપ્રજા મૂર્તિઓ ઘડવા લાગી. યજ્ઞવેદી ઉપર જુગુપ્સિત નરમેધ થવા લાગ્યો. આર્યપ્રજાનું પૂર્ણાંશે હિન્દુપ્રજામાં પરિવર્તન થઈ ગયું. નરમેધના કોઇ પ્રકારને રૂપે પતિના શબ સાથે પત્નીના મેધનો રિવાજ પણ આમજ દાખલ થયો.

હિન્દુ સમાજનો એક અબાધિત નિયમ છે કે એની રૂઢિઓને પોષે તેજ શાસ્ત્ર ગણાય. તેથીજ શાસ્ત્ર પ્રમાણે રૂઢિઓ ફેરવવાને બદલે રૂઢિ પ્રમાણે શાસ્ત્ર ફેરવવાનો રિવાજ આજ કંઇ નહિ તોય વીશ શતક થયાં શિષ્ટ મનાયો છે. નાગરજ્ઞાતિની ઉત્પત્તિ સમજાવવા ભગવાન સ્કન્દને તેથીજ તકલીફમાં ઉતરવું પડ્યું. ભાનુશાલિજ્ઞાતિ પણ 'બાહૂ રાજન્યઃ કૃતઃ' એ વચનથીજ અસ્તિત્વ ધરાવે છે એમ દેખાડવા સાક્ષાત્ મહાકાલિ હિંગુલાને પુરાણ કહેવું પડ્યું. અલ્લાહની તહકૂબી અને મઝહબી સમજાવવા અલ્લોપનિષત્ પણ તેથીજ રચાયું. વિધવામેધ-સહમરણ-ને શ્રુતિમાં સ્થાન ન હતું. સ્મૃતિકારસમ્રાટ મનુના ચરણમાં એને નિર્દેશ ન હતો, એટલે હિન્દુસમાજે આ કુત્સિત

અને અનાર્ય પ્રથાને માટે પણ શ્રુતિનો બોલ બનાવી લીધો. આર્ય રિવાજ હતો કે પિતાના શબ પાસે બેઠેલી માતાનો હાથ ઝાલી પુત્ર એને જિજીવિષાના મહામન્ત્રનો બોધ કરતો. એ કહેતો —

(મૂળ માટે જુએ અનુક્રમની નીચે.) ઋગ્વેદ ૧૦–૧૮–૭

હિન્દુસમાજે માત્ર અગ્રેને સ્થાને અગ્નેઃ લખી નાખ્યું.

**શા**સ્ત્રસર્જન એ એક કાળે બહુ નફાકારક ધંધો હતો એમા સંશય નથી એમાં મૂડી માત્ર કલ્પનાનીજ જોઇતી હતી. કલ્પનાને પણ બહુ તકલીફ ન પડતી. નૈમિષારણ્ય જેવું કોઇ જંગલ હોય; ત્યાં એકાદ આશ્રમ હોય; આટલું હોય તો શરૂઆત થઇ સમજવી, કારણ દરેક આશ્રમને ભાગ્યે નક્કી હતું કે ત્યા સૂતપુરાણિક વ્હેલા મોડા પણ જરૂર પ્હોચી આવે. પછી આશ્રમવાસીઓ એક વા અર્ધો અનુષ્ટુપ પૂરતો પ્રશ્ન પૂછે એટલીજ વાર સવાલ પૂછાયો કે પછી તુરતજ હજારો અનુષ્ટુપ, બે સુમાર ઉપજાતિ અને અગણિત ઇન્દ્રવજ્રાથી ભરપૂર એવા પ્રત્યુત્તર રૂપે એક પુરાણ તૈયાર બની જતું જે પ્રજાનાં શાસ્ત્રોના કારખાનાંઓ આવાં સનતસજ્જિત હોય ત્યાં પ્રમાણોની ખોટ કેમ સંભવે?

**કહે** છે કે માનવસ્વભાવ, વિરૂદ્ધ તત્ત્વોને એક સમયે પોષી શકે છે, જેથી સત્ય અને અસત્ય, કરૂણા અને ક્રૌર્ય, પ્રકાશ અને અંધકાર એ એકજ માનસમા, ઋષિઆશ્રમનાં સિંહ અને હરણ પેઠે પરસ્પરથી નિર્બાધિત, રહી શકે છે. સમયના વ્હેવા સાથે કરૂણા અને અહિંસા તરફ વિકાસ પામતાં હિન્દુમાનસમાં તેથીજ વિધવામેધ માટે સેંકડો વર્ષ થયાં પક્ષપાત રહી ગયો છે. પેટમા પેશી ગયેલી દેડકીનો જીવ બચાવવા પેટ ચીરી તે પેટના અભાગી માલિકનો જીવ લેવા તૈયાર થનાર વનરાજ ચાવડાનું જૈનપાત્ર, આથીજ પોતાનાં કાર્યને અહિંસામાં ખપાવી શકે છે.

**ધ**ર્મને નામે સ્હડનો કેફ કદાચ બધાય કેફ કરતાં બુરો હશો. સામાન્ય રીતે શહેરોની ગટરનું પાણી ગાળાને પણ જે ન પીએ તે

કુમ્ભમેળા વખતના કનખલ કુણ્ડનું પાણી શ્રદ્ધાથી પી લે છે. જે માણસ પોતે પરદેશીનું મન દૂભાવવા પણ નારાજ હોય, તેજ માણસ લશ્કરી યુનિફૉર્મ પહેરી, પરદેશના માણસ માત્રનાં લોહી માટે, દેશધર્મને નામે, તલસી શકે છે. લાખો વિધવાઓને સૂકાં લાકડાં પેઠે બાળી નાખનાર હિન્દુમાનસ પણ ધર્મના કેફથીજ આંધળું બની શક્યું હશે. ઉન્માદ ત્યારેજ કહેવાય જ્યારે વિરૂદ્ધ તત્ત્વોનો સમન્વય દેખાય. ઋગ્વેદીય મઘવાને જ્યારે સોમનો કેફ ચ્હડતો ત્યારે તે પૃથ્વીને આકાશ ઉપર ગોઠવવાનો મનસુબો કરતો. હિન્દુસમાજને ધર્મનો કેફ ચ્હડયો ત્યારે તે વિધવામેધમાં કૃતકૃત્યતા સમજવા લાગ્યો.

પંચનદના સહસ્રયોજન પટ ઉપર યોનસમ્રાટ સિકન્દર ડેરા નાખી પડયો હતો. હિન્દુવીરોનાં શૌર્ય અને બલથી એ ચકિત થયો હતો. ગ્રીસના તત્ત્વજ્ઞાન, ગ્રીસનાં શસ્ત્રજ્ઞાન અને ગ્રીસનાં સાહસનો મુકાબલો કરનાર આ અપૂર્વ ખણ્ડ જોઇ એનું અભિમાન ગળી ગયું હતું. એકવાર એ દિગ્વિજયીએ કોઇ સતીની ચેહના ભડકા જોયા. સરદારો સાથે એ ત્યાં જઇ પહોંચ્યો. પોતાનો કોમલ દેહ નિશ્શંક અગ્નિમુખે સમર્પતી એ વીરસૂ હિન્દવાણી માટે ઉપજ થયેલી પ્રશસ્તિને દાબી દેતો, આવાં શૌર્ય પાસે આવો મેધ માગનાર પ્રજાના નૈષ્ઠુર્ય માટે સિકંદરના દિલમા તિરસ્કાર ઉપજ્ન થયો. ગ્રીક તવારીખનવેશે આ કિસ્સો પોતાના દેશની સરસાઇ આંકવા માટે હોય તેમ વર્ણવ્યો છે.

ભારતવર્ષના ઉપલબ્ધ ઇતિહાસમાં એક વાત તરી આવે છે. ભારતીય મહિલાનો ઇતિહાસ તે કેવળ અદ્દ્ભુત પત્નીઓનોજ ઇતિહાસ છે. કોઇ અદ્દ્ભુત માતાઓ, કોઇ અદ્દ્ભુત બ્હેનો, કોઇ અદ્દ્ભુત સખીઓ–એના વિશે ભારતનો ઇતિહાસ મૂક છે. સીતા કે સાવિત્રી કેવાં ઉત્તમ પત્ની હતાં એ ઇતિહાસે ભક્તિપૂર્વક ગાયું પણ સીતા અને સાવિત્રી કેવાં પુત્રી હતાં, કેવાં બ્હેન હતાં, કેવાં માતા હતાં, કેવાં સખી હતાં, એ વિશે આપણે નહિ જેવુંજ જાણીયે છીએ.

હિન્દુમાનસમા પતિના મરણ સાથેજ સ્ત્રીના જીવનની પણ સમાપ્તિ થઇ ગણાય છે, તે માટે આપણા ઇતિહાસકારો કેટલા જવાબદાર હશે?

ચેમનનો દાનવીર રાજકુમાર હાતમ તાઇ પ્રવાસ કરતો ભરતખણ્ડના કોઇક પ્રદેશમા આવી ચ્હડે છે. ગામને પાદરે પતિના શબને ખોળમા લઇ ચિતામા બેઠેલી બે અમ્બિકાને એ જુવે છે. કરૂણહૃદય એ રાજવીથી એ જોઇ ન શકતા વિધવાઓને અનેક પ્રલોભનો બતાવે છે પણ સતીઓની અડગતા જોઇ એ હયરત પામે છે ત્યાથી આગળ જતા હાતમ એક એવા શહેરમા પહોચ છે જ્યા મૃતપત્નીના શબ સાથે પતિનો પણ ભૂમિદાહ કરાતો હાતમ જુવે છે તો પત્નીના શબ પાસે પતિને મુશ્કેતાટ બાધી રાખ્યો છે. આ 'સતો' હાતમને શરણ જાય છે અને પુરૂષજાતના સ્વભાવ પ્રમાણે સહમરણમાથી મોક્ષ યાચે છે. કોઇની પણ યાચના પાછી ન ઠેલનાર યેમનનો આ કર્ણરાજ એને જીવતો છોડાવે છે.

આજે જગતમા નવો યુગ મંડાયો છે સ્ત્રીની શક્તિ અને સ્ત્રીનુ વ્યક્તિત્વ પોતાના શોધેલા અને પોતાનેજ ઇષ્ટ એવા ક્ષેત્રોમા પ્રગતિ સાધી રહ્યા છે વિકાસક્રમ એવો પણ આવે જ્યારે-હજાર બે હજાર વર્ષ પછી-મૃતપત્નીના શબ સાથે પતિનો ચિતાપ્રવેશ નિર્મિત થાય વિધવામેધમા સેંકડો વર્ષ સુધી અધ્વર્યુ પદે મ્હાલનાર પુરૂષોના એ ભાવિ પુત્રો એવા નિર્માણનો કયે મ્હોયે પ્રતિકાર કરી શકશે?

**શ્રી પ્રભાસપત્તનસ્થ શ્રીશારદા-**
**પીઠાધીશ્વર જગદ્ગુરૂશંકરાચાર્ય**
**સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજી.**

# શંકરાચાર્ય અને સંપ્રદાયો

[નાગરિક પુ. ૩. અં. ૧ માં 'રૂઢિવાદની અસંગતતા' નામે જે લેખ છાપ્યો હતો તેના અંતિમ નિર્ણયો વિશે વાંચનારાઓમાં ઘણી શંકાઓ ઉઠેલી તેના નિરાસ માટે ભગવાન જગદ્ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય શ્રી સ્વરૂપાનન્દતીર્થજીનો જવાબમાં આવેલ આ લેખ અમે સ્હર્ષ પ્રસિધ્ધ કરીએ છીએ. **તંત્રી, નાગરિક**]

હાલના ઘણા લોકોની એવી માન્યતા છે કે શંકરાચાર્ય એટલે શૈવ અને તેના અનુયાયી શૈવજ હોય. વળી એવી પણ માન્યતા છે કે શંકરાચાર્ય એટલે બ્રાહ્મણોનાજ ગુરૂ અને બીજા કોઈના નહિ.

શંકરાચાર્યોની પત્રિકાઓમાં જે બિરૂદાવળી છાપેલ હોય છે તેમાં તો સ્પષ્ટજ હોય છે કે **ચાતુર્વર્ણ્યશિક્ષક**, છતાં શંકરાચાર્ય એ બ્રાહ્મણોનાજ ગુરૂ એવી માન્યતા ઘણે અંશે સાંપ્રદાયિક માન્યતા ને પક્ષાપક્ષીને લીધેજ છે. આથી આવા પ્રકારની સમજ એ ગેરસમજ નહિં તો બીજું શું? ભાષ્યકાર ભગવાન શ્રી આદ્યશંકરાચાર્યે તેમના સમયના પ્રચલિત અને વેદને નહિ માનનાર તથા વેદને માનનાર દરેકની સાથે શાસ્ત્રાર્થ કરી સ્પષ્ટ સિધ્ધાન્ત શ્રુતિ યુક્તિ અને અનુભવ પુરસ્સરનો સિધ્ધ કરી બતાવ્યો છે. વેદને માનનાર અનેક સંપ્રદાય

વાળાને પણ શુધ્ધ વૈદિક સિધ્ધાન્ત બતાવી, તેમના સંપ્રદાય અનુસાર ઉપાસાતા દેવને પણ કાયમ રાખી, તેમા 'ब्रह्मदृष्टि उत्कर्षात्' એ ન્યાયે તેમને તેમના ઉપાસ્ય દેવતામા બ્રહ્મદ્રષ્ટિ કરાવી, કેટલી ખોટી માન્યતા તથા અન્ય દેવોમા ભેદ દ્રષ્ટિનો બાધ કરાવી, શુધ્ધ વૈદિક માર્ગમા વાળેલા છે આમ છતા શકરાચાર્યને બ્રાહ્મણોનાજ ગુરૂ કહેવા તે ગેરસમજ સિવાય બીજુ શુ કહી શકાય?

તે ઉપરાત બિરૂદાવળીમા એવુ લખવામા આવે છે કે—"षण्मतस्थापनाचार्य" આના બે રીતે અર્થ થઇ શકે છે એક તો છ દર્શન શાસ્ત્રોમાના ઉત્તરમીમાસાશાસ્ત્ર ઉપર તેઓ શ્રીએ ભાષ્ય કરેલુ છે જેમા શ્રુતિને અવિરૂધ્ધ સામગ્રી દરેક દર્શન શાસ્ત્રમાથી ગ્રહણ કરેલી છે તથા શ્રુતિ વિરૂધ્ધ-વાતનોજ તેમા નિષેધ કરવામા આવ્યો છે. આથી શ્રુતિ અવિરૂધ્ધ વિષયમા છએ શાસ્ત્રોના—મતના—તેઓશ્રી સ્થાપનકર્તા પણ કહેવાય છે બીજા પ્રકારના અર્થમાં તે સમયની પ્રચલિત ઉપાસનામા ૧ ગાણપત્ય ૨ સૌર ૩ શૈવ, ૪ શાક્ત, ૫ વૈષ્ણવ તથા ૬ ભૈરવ એ પ્રકારના છ મત ચાલતા હતા તેઓ સર્વની સાથે ભગવાન ભાષ્યકારે શાસ્ત્રાર્થ કરી દરેક મતવાળાના તેમના ઉપાસ્ય દેવને કાયમ રાખી તેની ઉપસનાની પધ્ધતિમા અને માન્યતામા ફેરફાર કરાવી શ્રુતિ વિરૂધ્ધ બાબતોનો તેમાથી નિષેધ કરાવી, શ્રુતિ અવિરૂધ્ધ બાબતોનો તમને સ્વીકાર કરાવ્યો.

ભાષ્યકાર ભગવાન શ્રી આદ્યશંકરાચાર્યે કોઇ પણ ઇષ્ટ દેવ માટેનો દુરાગ્રહ કર્યોજ નથી અમારી માન્યતા પ્રમાણે તો તેઓશ્રીનો કોઈ સ્વતત્ર-અલગ-સપ્રદાય કે વાડો છેજ નહિ સામ્પ્રદાયિક (વાડાના) ચિહ્ન પ્રમાણે તેઓશ્રીનો કોઇ એકજ દેવ એકજ મંત્ર, કે એકજ પ્રકારનુ તિલક, એવુ કાઇ જ નથી કેવળાદ્વૈત સિધ્ધાન્તવાળા કોઇ એક નામરૂપમાજ આગ્રહ ધરી રાખી સ્વતત્ર વાડો બાધે તે બનવું અશક્યજ કહેવાય વળી ઉપાસનામા પણ આલબન માટે પોતપોતાની રૂચિ અનુસાર નામરૂપ ગ્રહણ કરવા દરેક જણને સ્વતત્રતા ન

આપતાં અમુકજ નામ રૂપને માટે આગ્રહ કરવો. એતો એકજ માપનાં કપડાં શિવડાવી ભિન્ન ભિન્ન પ્રકારના મનુષ્યોને તેજ પહેરાવવાનો દુરાગ્રહ કરવા સરખું ગણાય. શ્રી શંકરાચાર્ય તરફથી પ્રચાર કરાતા ધર્મોપદેશમાં આવો દુરાગ્રહ ક્યાંયે જોવા જાણવામાં આવતો નથી. છતાં કોઈ કોઇ સ્થળે એવો દુરાગ્રહ જણાતો હોય તો તે માત્ર વ્યકિતગતજ હોવો ઘટે છે. ઉપાસના માટે પણ આપણાં સનાતન શાસ્ત્રો કોઇ એક અમુકજ દેવન માટે આગ્રહ કરતાં હોય એમ જણાતું નથી. જેમાં જેની શ્રધ્ધા અને રૂચિ હોય તેમાંજ તેને દઢ કરવા શ્રુતિ વાકયોનો ઉપયોગ કરેલો છે પણ બરોબર તપાસી જોતાં તો દરેક દેવનાં અભેદનું પ્રતિપાદન કરેલુ જણાય છે, એમ સ્પષ્ટ સમજાય છે દરેક દેવના સહસ્રનામના પાઠ હોય છે તેનું સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરતા સ્પષ્ટ જણાય છે કે એક દેવને યોજવામા આવેલા નામો બીજા દેવને પણ યોજવામાં આવેલાં હોય છે. હરિ તથા હર, શિવ તથા વિષ્ણુ, જેને માટે આપણા લોકોમાં ઘણે સ્થળે આગ્રહ-નહિ પણ દુરાગ્રહ જોવામાં આવે છે, તેમના સંબંધમાં જોઈશું તો ઘણે સ્થળે, પરસ્પરતી પ્રશંસા કરેલી જણાશે. મહાભારતના અનુશાસન પર્વમાં શ્રીકૃષ્ણને મુખે શંકરનું મહાત્મ્ય વર્ણવાય છે અને શ્રી શંકરને મુખે શ્રી કૃષ્ણનું મહાત્મ્ય વર્ણવાતું જણાય છે તે એટલે સુધી કે શ્રી કૃષ્ણે શ્રી શંકરનીજ ઉપાસના સહસ્રનામોથી કરી તેમની તપશ્ચર્યા કરીને પુત્ર પ્રાપ્ત કર્યો છે. શ્રી સદાશિવની કૃપાથી પ્રાપ્ત થયેલો હોવાથી તેમનીજ કૃપાનું ફળ છે એમ જગતમાં જણાવવા સારૂજ તેનું નામ સામ્બ રાખવામાં આવ્યું છે એટલુંજ નહિ પણ શ્રીમદ્ ભાગવતના ૪ થા સ્કંધના ૭ મા અધ્યાયમાં દક્ષપ્રજાપતિના યજ્ઞનું વર્ણન કરવામાં આવ્યું છે, તેના સંબંધમાં એવું જણાવવામાં આવ્યું છે કે શ્રી શંકરનો તિરસ્કાર કરવાથી યજ્ઞભંગ કરવામાં આવ્યો છે જે શ્રી શંકર ભગવાનની ક્ષમા માગવાથી ફરી સંધાન કરવામાં આવતા યજ્ઞમાં શ્રી વિષ્ણુનો આવિર્ભાવ થાય છે. તે વખતે

બીજા દેવોની સ્તુતિ થઇ રહ્યા પછી શ્રી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરવામાં આવે છે, જેના જવાબમાં શ્રી વિષ્ણુની ઉકિત છે કેઃ—

अहं ब्रह्मच सर्वश्च जगतः कारणं परम्।
आत्मेश्वर उपद्रष्टा स्वयंदृगविशेषणः ॥५०॥
आत्ममायां समाविश्य सोऽहं गुणमयीं द्विज।
सृजन् रक्षन् हरन् विश्वंदध्रे संज्ञां क्रियोचिताम् ॥५१॥
तस्मिन् ब्रह्मण्यद्वितीये केवले परमात्मनि।
ब्रह्मरुद्रौच भूतानि भेदेनाज्ञोऽनुपश्यति ॥५२॥

**ભા**વાર્થ:—હું બ્રહ્મા તથા શંકર આ જગતનું પરં કારણ છીએ. નિર્વિશેષ આત્મા, ઇશ્વર તથા સાક્ષી છીએ. આત્મા મારાથી સગુણ થયેલો, હુંજ સૃષ્ટિની ઉત્પતિ, સ્થિતિતથા સંહારને માટે તે તે કામને યોગ્ય સંજ્ઞા ધારણ કરૂં છું. કેવળ અદ્વિતીય તે પરમાત્મા બ્રહ્મમાં બ્રહ્મા, રૂદ્ર તથા ભૂતો રૂપે જે ભેદ દ્રષ્ટિ કરે છે તે અજ્ઞાનિ છે.

त्रयाणामेक भावानां यो न पश्यति वै भिदाम्।
सर्वभूतात्मनां ब्रह्मन् स शान्तिमधिगच्छति ॥५४॥

**ભા**વાર્થ:—બ્રહ્મા વિષ્ણુ તથા મહેશ્વર એમ ત્રણમા હું જે સર્વ ભૂત માત્રના આત્મારૂપ છું તેમા જે ભેદ દ્રષ્ટિ નથી રાખતો તે શાન્તિ પ્રાપ્ત કરે છે.

**સ**હસ્ત્ર નામો તથા અનુશાસન પર્વનાં વાકયોનો અત્રે ઉલ્લેખ કરવાથી લેખનો વિસ્તાર ઘણો થઇ જાય તેથી તેનો ઉતારો અત્રે આપતા નથી. વળી ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ ભકતોના પ્રકાર જે શ્રીમદ્‌ભાગવતના ૧૧ માં સ્કંધમાં આપવામાં આવ્યા છે, (જેના શ્લોકો શ્રી શારદાપીઠ ગ્રંથમાળાના પુષ્પ ૮ "ભક્તિરસાયન"માં ટાંકેલા છે) તે પ્રમાણે પણ અભેદ દ્રષ્ટિવાળાને ઉત્તમ ભકત ગણેલા છે તો પછી આપણાં શાસ્ત્રો ઉપાસનાને માટે અમુક નામરૂપનો જ આગ્રહ કરાવનારાં છે એમ શી રીતે કહેવાય?

ભાષ્યકાર ભગવાન શ્રી આદ્યશંકરાચાર્યે પણ (યાત્રા નિમિત્તે ફરતાં) અનેક દેવોનાં સ્તોત્રો કરેલાં છે તે તેમની બ્રહ્મદ્રષ્ટિના તથા અમુક નામરૂપમાંજ આગ્રહ નહિ રાખવાના પુરાવા રૂપે પ્રસિદ્ધ છે. તેઓશ્રીએ જે શૈવ વૈષ્ણવ આદિનું ખંડન કર્યું છે તે શિવ તથા વિષ્ણુ આદિ દેવોનું નહિ પરંતુ તે સમયે પ્રચલિત શિવ વિષ્ણુ આદિના ઉપાસક તરીકેના પ્રસિધ્ધ ભકતોના સાંપ્રદાયિક નિયમો અને ભેદ દ્રષ્ટિનું ખંડન કરેલું છે.

ભાષ્યકાર ભગવાનને શૈવ કે વૈષ્ણવ એવું નામ આપી તેમનામાં સાંપ્રદાયિક પરિચ્છિન્નતા લાવી શકાયજ નહિં. તેઓશ્રીને શંકરના અવતાર માની તેવા ભાવથી પૂજન કરે એ એક જુદી વાત છે, પરંતુ તેઓ પોતે તથા તેઓશ્રીના સિધ્ધાન્તોને માનનાર શૈવજ હોવા જોઈએ એમ કહેવું તે બરાબર ન ગણાય.

ભાષ્યકાર ભગવાનના પોતાના ઉપાસ્ય અને ઇષ્ટદેવ સંબંધી વિચાર કરીયે તો તે શ્રી નૃસિંહ હતા એમ કહીએ તો કહી શકાય એમ છે. આપત્તિના સમયમાં જેના આશ્રયની યાચના કરવામાં આવે તે તેનો ઇષ્ટ ગણી શકાય એ નિયમથી જોતાં તો શ્રી નૃસિંહ એજ તેઓશ્રીના ઇષ્ટ દેવ હતા એમ કલ્પી શકાય એવું છે. મંડનમિશ્ર સાથેના વાદવિવાદમાં તેનો પરાજય કર્યા બાદ તેની સ્ત્રીના પ્રશ્નોના યથાર્થ જવાબ આપવા સારૂ ભાષ્યકાર ભગવાનને પરકાયાપ્રવેશ કરવો પડયો હતો એ વાત તો સુપ્રસિધ્ધ છે. આ પ્રકારના પરકાયાપ્રવેશ પછી પોતાના યતિ શરીરમાં પુનઃ આવતી વખતે તે શરીરને અગ્નિથી પીડાતું જોવામાં આવતાં તે દાહની શાન્તિ માટે તેઓશ્રીએ શ્રી નૃસિંહભગવાનની સ્તુતિ કરી છે જે **लक्ष्मी नृसिंह स्तोत्र** નામથી પ્રખ્યાત છે જેનો ઉલ્લેખ તે પ્રસંગે **श्री मच्छंकरदिग्विजय** નામના ગ્રંથમાં નીચે મુજબ છે.

सपदि दहनशान्तये महान्तम्
नरमृगरुपमधोक्षजं शरण्यम्
स्तुतिभिरथिकलालसत्पदाभि-
स्त्वरितमतोषयदात्मवित्प्रधानः ॥૬૧॥

(સર્ગ ૧૦)

ભાવાર્થઃ—તત્ક્ષણ દહનની શાન્તિને માટે આત્મજ્ઞાનીમાં મુખ્ય શ્રી શંકરાચાર્યે નૃસિંહ ભગવાનનું શરણ લઇ તેમને સુંદર પદોથી સ્તુતિ કરીને પ્રસન્ન કર્યા.

ભાષ્યકાર ભગવાને પોતાના સ્થાપેલા મઠોમા પણ દેવ દેવીના સ્થાન બનાવ્યા છે તેમાં પણ પૂર્વના શ્રી ગોવર્ધન મઠમા **तस्मिनदेवो जगन्नाथः** ઉત્તરમાં શ્રી મઠમાં **देवो नारायणो नाम**, દક્ષિણમા શ્રી શૃંગેરી મઠમા **वराहो देवता तत्र** એમ પ્રસિધ્ધ છે (**मठाम्नाय स्तोत्रम्** સ્તોત્ર નંબર ૩૮૭ પૃષ્ઠ ૩૮૦ **बृहत्स्तोत्रमुक्ताहारः द्वितीयो भाग** જે ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસમાં છપાયલું છે તેમા જુવો). તો પછી શ્રી શંકરાચાર્યના મઠમાં પણ શૈવનો આગ્રહ કર્યો છે એમ શી રીતે કહી શકાય?

**आचार्यकृतषट्पदी, हरिमीडे स्तोत्रम्। गोविन्दाष्टकम्** એવાં એવાં અનેક શ્રી વિષ્ણુ ભગવાનના પણ સ્તોત્ર શ્રી ભાષ્યકાર ભગવાને કરેલા છે, એમ હોવા-છતા તેઓશ્રીને એકલા શૈવ નામથી સબોધવા ઘટી શકતું નથી

નારાયણથી આરંભી ભાષ્યકાર ભગવાનની પરંપરામાં ઉતરી આવેલા સંન્યાસી માત્ર નારાયણ નામથી સંબોધના હોવા છત. તેમને શૈવ કહેવાનો આગ્રહ શા માટે હોવો જોઇએ? ઉપાસ્ય દેવ શિવ હોઇ શકે પરંતુ શિવજ હોવા જોઇએ તેવો દુરાગ્રહ ખોટોજ કહેવાય. વ્યાસપૂજામાં પણ જે પંચકો કરવામા આવે છે તેમાં વચમાં શ્રી કૃષ્ણ પંચકની સ્થાપના તથા તેમાં શાલિગ્રામની પૂજા કરવામાં આવતી

છતાં તેમને શૈવજ કહેવા એ કયાંનો ન્યાય કહેવાય? સંન્યાસીઓ ભલે શિવના ઉપાસક હોય તથા તેમને વંદન કરનાર ગૃહસ્થો ભલે શિવભક્ત હોય પરંતુ તેમને વંદન કરતી વખતે શાસ્ત્રાજ્ઞાનુસાર ॐ **नमोनारायणाय** એ અષ્ટાક્ષરિક મંત્ર પૂર્વકજ વંદન કરવામાં આવે છે, તો પછી તેમાં શૈવનો આગ્રહ કયાં કરેલો છે?

ભગવાન ભાષ્યકારનાં પૂર્વાશ્રમનાં માતુશ્રી અંત સમયે સદ્‌ગતિની માગણી કરે છે, તેમને ભાષ્યકાર શ્રી નિર્ગુણ બ્રહ્મનો બોધ કરે છે, પરંતુ આ ઉપદેશ તેમને અતિ ગહન લાગવાથી બુધ્ધિગમ્ય થતો નથી જેથી સગુણની સ્તુતિ કરતાં શ્રી શંકર ભગવાનની પ્રાર્થના કરે છે. આથી શિવગણ તેમને લેવા આવે છે પરંતુ તેઓના રૌદ્ર સ્વરૂપને જોતાં માતુશ્રી ડરે છે અને તેમની સાથે જવા રૂચતું ન હોવાથી ભાષ્યકાર શ્રી વિષ્ણુભગવાનની સ્તુતિ કરે છે, તે પ્રસંગ શ્રી શંકર દિગ્વિજયમાં નીચે પ્રમાણે છે—સર્ગ–૧૪–શ્લોક ૩૮ થી ૪૪.

विलोकयताञ्शूलपिनाकहस्ता-  
न्नैवानु गच्छेयमितिब्रुवत्याम्  
तस्यां विसृज्यानुनयेन शैवा-  
नस्तौदथो माधवमादरेण ॥३८॥

૩૮ થી ૪૧ શ્લોક સુધીમાં માધવના વિશેષણો વર્ણવ્યાં છે અને પછી જણાવ્યું છે કેઃ—

तत्तादृशं निजसुतोदितमम्बुजाक्षं  
चित्ते दधार मतिकाल उपागतेऽपि ॥  
चित्तेन कंजनयनं हृदि भावयन्ती  
तत्याज देहमवला किल योगिवत्सा ॥४२॥

ततः शरच्चन्द्रमरीचिरोचि-  
र्विचित्रपारिप्लवकेतनाढयम् ॥  
विमानमादाय मनोज्ञरूपे  
प्रादुर्बभूःव किल विष्णुदुताः ॥४६॥

धैमानिकांस्तान्नयनाभिरामा-
नवेक्ष्य हृष्टा प्रशशंस पुत्रम् ॥
विमानमारोप्य विराजमाने
मनायि तैः सा बहुमानपूर्वम् ॥४४॥

**ભાવાર્થઃ**—શલ પિનાકવાળા દૂતોને જોઇને તેમની સાથે જવાની માતાએ ના પાડતાં તે દૂતોનું વિર્સજન કરી માધવની સ્તુતિ કરી. પોતાના પુત્રે કરેલી સ્તુતિ પ્રમાણેના માધવને હૃદયમાં ધારણ કરી માતાએ દેહ છોડયો. દેદિપ્યમાન તથા ધ્વજ આદિથી અલંકૃત વિમાન લઇને વિષ્ણુદૂતો આવ્યા સુંદર વિષ્ણુદૂતોને જોઇને હર્ષથી પુત્રની પ્રશંસા કરતાં માતા વિમાનમાં બેઠાં અને વિષ્ણુદૂતો ઘણા માનપૂર્વક તેમને લઇ ગયા.

ઉપરની આખ્યાયિકા પણ એવું સાબીત કરે છે કે ભાષ્યકાર ભગવાનનો રુચિ અનુસાર ઉપાસનાનો બોધ છે અને તેમાં શૈવ કે વૈષ્ણવ એવો કોઇ પણ પ્રકારનો આગ્રહ હોતો નથી.

અત્યાર સુધીના લખાણથી એ વાત સહજ જણાઇ શકે તેમ છે કે શ્રી આદ્યશંકરાચાર્યનો પોતાનો ન તો શૈવ તરીકેનો આગ્રહ હતો તેમ તેમના શિષ્યોને પણ શૈવજ થવા તેઓનો ઉપદેશ ન હતો, આમ છતાં જે કાંઇક રૂઢિમાં શંકરાચાર્ય એટલે શૈવ તથા તેમના શિષ્યો સર્વ શૈવજ હોય એવી માન્યતા જોવામાં આવે છે તેનું કારણ ભાષ્યકાર ભગવાન પોતે શંકરાવતાર હોવાથી શંકરભક્તો તેમને વધારે માનતા આવ્યા છે તે છે, તેની સાથે એક વિષ્ણુનેજ પકડીને "શિવ" "શંકર" એવા નામથી કે નામોચ્ચારથી પણ કેસરપપુની પેઠે હજારે ગાઉ દૂર ભાગતા રહેવા જેવો દુરાગ્રહ પણ જણાતો નથી. શંકરે અથવા શિવનામ માત્રથી ભડકતા રહેનાર અને તેવો પક્ષ પકડનાર વિષ્ણુભક્તો શંકરાચાર્યથી દૂર રહેવા લાગ્યા તેમજ શિવભક્તો પણ દુરાગ્રહ કરવા લાગ્યા, તેથીજ શંકરાચાર્ય એટલે શૈવ સંપ્રદાયે એ પ્રકારની માન્યતા ઘણે અંશે પ્રસરી ગયેલી જણાય છે. વાસ્તવિક રીતે વિચાર કરતાં માલમ પડશે કે શંકરાચાર્ય કાંઇ શૈવ સંપ્રદાયનાજ

પ્રચારક છે એમ નથી પરંતુ તેઓ તો પંચદેવની પૂજાના પ્રચારક છે અને તેથીજ દરેક દેવના વૈદિક પૌરાણિક મંત્રોનો ઉપદેશ આપવાનો તથા જન્માષ્ટમી, ગણેશચતુર્થિ, નવરાત્રિ, શિવરાત્રિ વગેરે મહોત્સવો પાળવાનો રિવાજ પણ દરેક શંકરાચાર્યના સ્થાનોમાં હજુ સુધી પણ ચાલુ છે. આમ હોવાથી શંકરાચાર્યોમાં કે તેમના શિષ્યોમાં વિષ્ણુ કે શિવ સિવાય અન્ય દેવોથી દૂર રહેવું એવો દુરાગ્રહ તો ક્યાંથીજ હોઇ શકે? તેમની તો એવી માન્યતાજ છે કે શિવ શકિત વિષ્ણુ એ બધા દેવો વેદપ્રતિપાદિત છે અને તે બધાં એકજ બ્રહ્મનાં ભિન્ન ભિન્ન કાર્યપ્રસંગ પ્રમાણેનાં નામરૂપો છે. પરમાત્મા આવી માન્યતા દરેક ધાર્મિક સંસ્થાઓમાં લાવો એવી અમારી તે જગદીશ્વરપ્રતિ હમેશાં યાચનાજ છે.

ભક્તિ માર્ગના પ્રવેશક દરેક સાધકને પોતાના ઇષ્ટમાં અનન્ય ભક્તિ હોવી જોઇએ, અને તેથી અન્યના ઇષ્ટથી દૂર રહેવાની જરૂર છે એવી શંકા કેટલાકને થાય છે. તેના સંબંધમાં કહેવાનુ કે અનન્ય ભકિત કરનારે તો પોતાના ઇષ્ટમાં બ્રહ્મદ્રષ્ટિ રાખવાની ખાસ આવશ્યકતા છે એમ તો માનવુંજ પડશે, અને સર્વવ્યાપી બ્રહ્મને પરિચ્છિન્ન બનાવી બીજામાં વ્યાપક નથી એમ માનવું એ શું ઇષ્ટના વાસ્તવિક સ્વરૂપનો તિરસ્કાર કરવા જેવું નથી? જ્યાં સુધી બ્રહ્મના વાસ્તવિક સ્વરૂપનું યથાર્થ જ્ઞાન ન હોય ત્યાં સુધી આરંભની ભકિતવાળા સાધકને-પ્રાકૃત ભકતને-પોતાના ઇષ્ટથી અન્ય એવા બીજા દેવો આદિથી દૂર રહેવાની માન્યતા હોઈ શકે. પરંતુ એ કાંઇ અનન્ય ભકિતનું વાસ્તવિક સ્વરૂપ ગણી શકાયજ નહિ એ તો માત્ર આરંભની પ્રાકૃતિક ભકિતનું સ્વરૂપ કહી શકાય. શ્રીમદ્ ભાગવતમાં ૧૧ મા સ્કંધમાં ૨ જા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

आर्चायामेव हरये पूजांय श्रध्धया हते,
न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः ॥४७॥

ભાવાર્થઃ—ઇષ્ટનું જ્યાં પૂજન કરતો હોય તેનું શ્રધ્ધાપૂર્વક પૂજન આદિ કરે પરંતુ તેજ ઇષ્ટના બીજા ભકતો તથા અન્યના ઈષ્ટ તથા તેના ભકતોમાં તેવોજ ભાવ ન રાખે તે પ્રાકૃત ભકત છે.

અનન્ય ભકતનું વાસ્તવિક સ્વરૂપ એ અનન્ય જે બ્રહ્મ તેમા ભકિત હોવી જોઇએ. ભકતે–ઉપાસકે–બ્રહ્મના અવલંબન માટે બહારનું નામરૂપાદિ પકડયું હોય અને તે નિમિત્તે બ્રહ્મનીજ ઉપાસના કરતો હોય, તેમાં આગળ વધતાં બ્રહ્મજ રહી જાય તેજ અનન્ય ભકતનું વાસ્તવિક સ્વરૂપ છે. પોતાના ઇષ્ટ રૂપેજ બધું ભાસવું તે પણ અનન્ય ભકતનું એક પ્રકારનું સ્વરૂપ છે.

પ્રાતઃસ્મરણીય પૂજ્ય સ્વામી શ્રી રામતીર્થ જેમ કહે છે "પ્રિયતમની છબી હાથમા આવતાંજ પ્રિયતમનું સ્મરણ થયુ અને પછી છબીનું તો નામ નિશાન ન રહેતાં પ્રિયતમજ રહી ગયો" તેવી રીતે પોતાના ઈષ્ટની ઉપાસના કરતાં ઇષ્ટ જવુ તે પણ અનન્ય ભકતનું એક સ્વરૂપ છે. આવા પ્રકારની અનન્ય ભકિતનું પરિણામ એ આવે છે કે પોતાનો ઇષ્ટ–ઉપાસ્ય–જ બુધ્ધિ-યોગ આપે છે અને તે ભકત ઇષ્ટ પ્રતાપે ઉચ્ચ ભૂમિકામાં જાય છે. સુપ્રસિધ્ધ નાગરભકત કવિ શિરોમણી શ્રી નૃસિંહ મહેતાનું આને માટે એક જ્વલંત દ્રષ્ટાન્ત છે. તેમનાં શરૂઆતનાં પદો કેવળ પ્રાકૃત ભકિતના છે. શ્રી રામચંદ્રના ઉપાસક સંન્યાસીઓ સાથે વાદ થતાં પોતાના ઉપાસ્યનું શ્રેષ્ટત્વ જણાવવા શ્રી મહેતાજી કહે છે

"હે—ભગવા રહેવાદેને તારો રામ,
એનુ તો મરતી વેળાએ છે કામ, ભગવા
જન્મનો જોગી, કુટુમ્બ વિરોધિ,
ખોઇ બેઠો ધણીયાણી,
છેલ બીલા કષ્ણ કનૈયાને,
ભગવા કેમ શકે તું જાણી, ભગવા.

વસુદેવ દેવકીના કહેવાના પુત્ર શ્રીકૃષ્ણમાં જેની પ્રારંભમાં અનન્ય ભકિત છે તે જો કે શ્રીકૃષ્ણ અને શ્રી રામ બેઉ શ્રી વિષ્ણુ

ભગવાનનાજ અવતાર રૂપ ગણાતા છતાં પણ પોતે માનેલા ઇષ્ટ સિવાય અન્યને પોતે પૂજ્ય ગણતા નહિ એવા આગ્રહી કોટિના કૃષ્ણભકત પોતાના પ્રાકૃતિક ભક્તિના સમયમાં આમ બોલે તેમાં શી નવાઇ ?

પરંતુ તે પ્રાકૃત ભક્તાની દ્રઢ ભક્તિથી તેનો ઇષ્ટ તેના હૃદયમાં આગળ જતાં કેવો પ્રકાશ પાડે છે કે જેથી શ્રી ઇષ્ટ એ માત્ર તેમણે માનેલા મર્યાદિત સ્વરૂપવાળોજ નહિ પરંતુ સમસર્વત્રવ્યાપી અખંડ પરબ્રહ્મ સ્વરૂપ છે એમ ભકતરાજને અનુભવ થતાં પોતે ગાય છે કે:-

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે.
વિગેરે વિગેરે વિગેરે

ઉપાસ્ય અને ઉપાસકમાં દ્વંદ્વભાવ જે અત્યાર સુધી જણાતો હતો તે ભકતરાજનો ઉપાસ્ય સાથેનો દ્વંદ્વભાવ ટળી જતાં પોતે કહે છે કે:—

જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઉંઘમાં અટપટા ભેલ ભાસે
ચિત્તચૈતન્ય વિલાસ તદ્રૂપ છે
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

ભકતરાજને પોતાનો ઉપાસ્ય એજ પોતાનો આત્મા છે-એજ પોતાના હૃદયાકાશમાં સાક્ષીરૂપે વિરાજી સર્વવ્યવહારને કરાવતો છતાં નિર્લેપ, અક્રિય અને સાક્ષી રૂપે વિરાજી રહેલો છે એમ પ્રત્યક્ષ-અપરોક્ષ-અનુભવ થતાં, પોતેજ ગાય છે કે:—

જ્યાંલગી આત્મ તત્વ ચીન્યો નહિ,
ત્યાંલગી સાધના સર્વ જુઠી.

અર્થાત્ ભક્તિનું પર્યવસાન જ્યાંલગી આત્મતત્વનો સાક્ષાત્કાર થાય નહિ ત્યાંલગી ભક્તિના અને ઉપાસનાનાં દરેક અંગો મિથ્યાજ છે એમ જાણવું. શ્રી મહેતાજીનું છેવટનું કહેવું એમજ છે કે ભલે

કર્મયોગ-ભક્તિયોગ-કે જ્ઞાનયોગ કરો પરંતુ તેના અન્તિમ ફળ રૂપે જો આત્મસાક્ષાત્કાર-આત્માનો અપરોક્ષ અનુભવ-ન થયો તો તે સર્વ કરેલી મહેનત ધૂળ ઉપર લીંપણ જેવીજ છે આત્મસાક્ષાત્કાર એટલે કે આત્માનો શબ્દોથી પરોક્ષ અનુભવ નહિ પરંતુ હૃદયપ્રદેશમા વૃત્તિને વાળીને આત્માનો સાક્ષાત-અપરોક્ષ-અનુભવ કેવળ શાસ્ત્રોના અને પુસ્તકો દ્વારા મેળવેલા શબ્દજ્ઞાનથીજ આત્માનો સાક્ષાત્કાર થતો નથી. પરંતુ વૃતિનો જે બહિર્મુખ વ્યાપાર ચાલતો હોય છે તેનો યથાર્થ સંયમ કરી તેને અંતર્મુખ કરી હૃદય પ્રદેશમા વાળી દેવાના અભ્યાસને અંતે આત્માનો સાક્ષાત અનુભવ કરવાથીજ આત્મસાક્ષાત્કાર થાય છે આ વિષયમા પણ શબ્દજ્ઞાની પંડિતોને સંબોધીને શ્રી મહેતાજી કહે છે કે —

શરીર શોધ્યા વિના, મર્મ નહિ સાંપડે
પંડિતો પાર નહિ પામે પોથે,
લાડુલા મેલીને તુપને વળગી રહ્યો
ભૂખ નહિ ભાંગે એમ ઠલે પોથે.

આવી રીતના આપણા ભક્ત શિરોમણી શ્રી નૃસિંહ મહેતાના વચનો જોતા જણાશે કે ભક્તિમાર્ગમા પ્રવેશીના સાધકે શરૂઆતમા પોતાના ઇષ્ટમા અવ્યભિચારી ભાવથી અને અનન્ય પણે ભક્તિ કરતા ઉત્તરોત્તર ક્રમશઃ વધતો જતો તે ભક્ત ભક્તિકર્મ અને યોગ્ય અન્તિમ ફળ આત્મસાક્ષાત્કારને પામી તે સમસર્વત્રબ્રહ્મદૃષ્ટિવાળો બની મોક્ષને સહજ પ્રાપ્ત કરી શકે છે એક સાધારણ સાધક અવસ્થામાથી સંપૂર્ણ સિદ્ધ દશાનો એકજ જીવનમા અનુભવ કરનાર શ્રી નૃસિંહ મહેતાજીનુ જીવન છે જેનું રહસ્ય સુક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરતા દુરાગ્રહી પ્રાકૃત ભકતો અવશ્ય સર્વ સંશયથી મુક્ત થાય છે.

"જાગીને જોઉં તો જગત દીસે નહિં"

આ પ્રકારની અવસ્થાવાળા શ્રી મહેતાજીને શૈવ કહેવાય કે વૈષ્ણવ કહેવાય ' ભગવાન ભાષ્યકાર આદ્યશંકાચાર્ય પણ આ પ્રકારની કોટિના હોવાથી તેમને શાહે તો શૈવ કે વૈષ્ણવ કહો.

**ભ**ગવાન શ્રીકૃષ્ણનાં સુપ્રસિધ્ધ ગીતા વાક્ય–**एवं सतत युक्तानां भजतां प्रीतिपूर्वकम्। ददामि बुध्धियोगं तं येन मामुपयान्ति ते॥** તેનો સાદ્રશ્ય દ્રષ્ટાન્ત નૃસિંહમહેતાનું જીવન છે. આ પ્રાકૃત ભક્ત પણ દરેક કાર્યમાં ઇષ્ટ દ્રષ્ટિએ પરિણત થાય છે.

**આ**મ હોવા છતાં દરેક નામરૂપમાં ઇષ્ટને ન માનતાં અને ન જોતાં એકજ નામરૂપને પકડી રાખી તેનાજ બીજાં નામરૂપોને અન્યનાં નામરૂપો માની તેનાથી દૂર રહેવું અને તેનો દ્વેષ કરવો તે ક્યાંનો ન્યાય કહેવાય! પરમાત્મા આવી ભેદ દ્રષ્ટિને સર્વમાંથી દૂર કરો!

**આ** લઘુ લેખની સમાપ્તિમાં જણાવવાનું કે ઉપર બતાવેલાં કારણો અને પ્રમાણોથી એ વાત સિધ્ધ થાય છે કે શ્રી આદ્યશંકરાચાર્ય ભગવાન ભાષ્યકાર તેમજ તેમની પછીના શંકરાચાર્યો તેમજ તેમના શિષ્યગણોમાં આવી સાંપ્રદાયિક દુરાગ્રહની ભાવના આવી નથી અને તેમાંજ શ્રી ભાષ્યકાર ભગવાન તથા તેમના શિષ્યવર્ગનું ભૂષણ સમાયલું છે. ઉપાસનાનો ભેદ સાધકની રૂચિ અને અધિકાર પરત્વે હોઇ શકે. વેદાન્ત સિધ્ધાન્તનો ભેદ સમન્વયને માટે બુધ્ધિના વિકાસાનુસાર હોઈ શકે. કર્મનો ભેદ વર્ણ તથા આશ્રમાનુસાર હોઇ શકે. આથી અધિકાર ભેદે ભેદ હોઇ શકે, પરંતુ તેમાં દુરાગ્રહ કરી વર્તમાન સમયે, જ્યારે દેશમાં અનેક પ્રકારે કલહને સ્થાનો મળતાં જાય છે, તથા તેમાંથી છુટી ઐક્યતા કરવી કઠિન થઇ પડી છે, ત્યારે સાંપ્રદાયિક દુરાગ્રહો દ્વારા વધુ કલહ ઉત્પન્ન કરવા તે દરેક પ્રકારે ઇચ્છવા યોગ્ય નથીજ. દરેક મનુષ્ય પોતાના અધિકાર પ્રમાણે કર્મ કરે તથા રૂચિ અનુસાર ઉપાસના કરે, જેથી તે બન્નેનાં કાર્યરૂપ ચિત્તશુધ્ધિને પ્રાપ્ત કરી સત્યપંથે વળી જ્ઞાન પ્રાપ્તિના માર્ગમા આગળ વધી સત્ય જ્ઞાનની પ્રાપ્તી કરી પોતે પોતાની વ્યક્તિ તથા તે દ્વારા સમષ્ટિનું શુભ કરવા પ્રયત્નવાન થાય એવી ભારતવાસીઓને પરમાત્મા સન્મતિ આપો એજ તે સર્વેશ્વરપ્રતિ અન્તની પ્રાર્થના કરી વિરમાય છે.

• નટવરલાલ પ્રભુલાલ બુચ

# ત્રિતની ઉક્તિ

[ઋ. વે. ૧, ૧૦૫, ૧–૧૧ ઉપરથી]

(ત્રિત અને તેના બે મોટાભાઈઓ, આજના માલધારીઓની પેઠે, પોતપોતાનાં ઢોરો સાથે જંગલમાં રખડતા હતા. ત્રિતની પાસે, કદાચ સૌથી ન્હાનો ભાઈ હોવાના કારણે, કંઈક વધારે ધન હશે એટલે એના મોટા ભાઈઓની બુદ્ધિ બગડી–મનુષ્ય સ્વભાવ આજે છે તેવો ઋગ્વેદના જમાનામાં પણ હતો–ને એક સમી સાંઝે ત્રિતને એક કુવામાં ગબડાવી, એનું પશુધન હાથ કરી, તેઓ બન્ને પોતાને રગ્ને પડ્યા. કુવો છીછરો હોય કે ત્રિત તરૈયો હોય–ગમે તેમ પણ ત્રિત ડુબ્યો નહિ. પોતાના ભ્રાતાઓની આવી અકલ્પ્ય અધમતાથી આશ્ચર્ય પામતો એ બિચારો અર્ધિ રાત સુધી તો અવાચકજ રહ્યો. દુઃખ કાવ્યોત્તેજક છે એટલે ત્રિત કવિને પણ સ્ફુરણા થઈ અને એ વખતે, પોતાનું દુઃખ દૂર કરવા, દેવોની તેણે સ્તુતિ કરી–કંઈક દુઃખ ભરી, કંઈક દાદમાથી. એ સ્તુતિ આ સૂક્ત. એની પૂર્ણ સેવાઓ ફલાભિસંધિ રહિત ન હતી (નૈષ્કર્મ્યવાદ વેદકાળ પછીનો છે;) તેમજ દેવો પણ અર્ધી રાતે ઉઠી કામ કરી આપે એવા દાસવત્સલ ન હતા એટલે સ્તુતિમાંજ સવાર તો થઈ. આર્તનો અવાજ દૂરગામી છે

છતાંય સ્વર્ગસુખમાં રાચતા દેવોએ તે ન સાંભળ્યો; માત્ર એક બ્રહસ્પતિ સ્વીકારેલ સેવાઓની શરમમાં દબાયો-એટલી એની લાયકાત ને યોગ્ય વ્યવસ્થા કરી ત્રિતને બહાર કાઢ્યો. તેટલા વખતમાં પેલા બે ભાઈઓ "કર્મ તેવું ફળ" એ વિશ્વનિયમ સાચો પડતાં, કોઇ પૂર્વવૈરી હિંસપશુથી ક્યારનાએ મરાઇ ચુકયા હતા. એટલે બહાર નિકળ્યો ત્યારે ત્રિત ત્રણગણું પામ્યો.

*ઋગ્વેદનાં સુંદર ભાવવાહી સૂક્તો માંનું આ એક ગણાય છે. જુનાં એ ગીતને નવું સ્વરૂપ આપવાથી તેની મઝા કાંઇક વધારે લઇ શકાશે એવી ધારણા આ પ્રયાસ પાછળ છે. આ પ્રાચીન પંક્તિઓને વધારેમાં વધારે વાસ્તવિક અને આધુનિક રૂપ આપવા માટે, માત્ર ભાષાન્તર કરવા કરતાં તેના ભાવો ઉતારવા વધારે ઉચિત ધારી, તેમ કરવામાં લેવી પડશે તે છુટ માટે મંત્રદ્રષ્ટાની માફી માગતો આગળ વધું છું)

સ્થળ—એક અંધારો કુવો.
કાળ—ઋગ્વેદીય શિયાળાની એક રાત્રિ.

ત્રિત—(ચિન્તાતુર મુખે),

"રાત ઘણી ગઈ, મધુર ચંદ્ર થોડીવાર કૂપજળમાં પ્રતિબિંબ ફેંકી, આકાશમાર્ગે ઘણી સફર કરી ગયેઃ એ રૂપેરી ચંદ્રકિરણો, હવે તમારું પ્રભવસ્થાન મ્હારી આંખો જોઇ શકતી નથી." (થોડી વાર અટકી),

"ધનાર્થીઓ આજે ધન મેળવી આવતી કાલ માટે ઘાટ ઘડતા હશે. દંપતિઓ પણ, અત્યારે તો, દિવસનો પરિતાપ ભૂલી, એક-બીજાની હુંફમાં અજોડ આનંદ લઇ રહ્યાં હશે. અને હું?-સ્વજનથી દૂર, ગોદણ ભટકાય તેવી ઠંડીમાં, ભૂખ્યો, તરસ્યો, આવા અંધારા કુવામાં આંટા મારું છું. આમાં ઉંઘ તો શું પણ ઝોકાંએ શાનાં આવે? હવે તો આકાશ પાતાળ એક ન થાય તો બસ! અમને કે

અન્યને આવી સુખની તાણ મા પડજો! પિતા દ્યો, માતા મેદિનિ મ્હારી દશા જુઓ હે દેવતાઓ હજુ ગઇ કાલ સુધ હું યજ્ઞ કરતો રહ્યો છું–દેવદૂત અગ્નિનેજ પૂછજો. તે આપને માટે પૂર્વે મે આટઆટલા યજ્ઞો કર્યા ઘણા ઘીનો ધુમાડો કર્યો, કંઇએ કોળાઓ ધરાવ્યા, પુષ્કળ પૈસાનુ પાણી કર્યું એ બધા પુણ્ય કર્મોનુ કાઇ ફળજ નહિ કે? કે પછી મ્હાગથી પણ વધારે પુણ્યશાળી કોઇ એનો લાભ લઇ ગયો? છે કેઇ એવો? મ્હને કહો, દેવો, સાચુ શ અને ખોટુ શુ? યોગ્ય શુ? અયોગ્ય શું? તો હું તે પ્રમાણે વર્તુ આપને અર્પણ કરેલી સખ્યાબધ સ્તુતિઓ બધી ક્યા ગઇ? ભૂલી ગયા? કે પત્થર પર પાણી' હવે તો હુ હાર્યો, અચૂક ફળ મળે એવા પુણ્યો ક્યા છે? ક્યા છે વરુણદેવની કહેવાતી સાર્વત્રિક દૃષ્ટિ? જગતના એક અધારા કુવામા તે પહોચશે કે' બતાવો–બતાવો કઈ દેવ અર્યમાનો સુદર માર્ગ કે આ ચિન્તાને પાર કરૂ હુ કોણ' દેવે આત્મશ્લાઘા નથી કરતો, પણ મ્હને કહેવા દો કે આગળ યજ્ઞોમા આપની સર્વશ્રેષ્ઠ સ્તુતિઓ ગાનાર હું હતો અત્યારે તો મ્હને દુખોએ ઝડપ્યો છે–તરસ્યા બિચારા હરણાને વરૂ ઝડપે તેમ જ્યા ફરૂં ત્યા કુવાની ભેખડો મ્હારા ભોગ મેળવે છે–બે વૈરીના ધણીની જેમ હે દેવાધિદેવ ઇન્દ્ર, મ્હને–ત્હારા પૂજકને પણ–અત્યારે ઉદર કપડુ કાતરી ખાય તેમ ચિન્તાએ કોરી ખાધો છે હે દ્યાવાપૃથિવી, જરા દૃષ્ટિપાત કરો–આપનો બાળક ક્યા સડે છે? કૃપા કરી કુવામાથી કાઢો"

(થોડી વાર મૌન રાખી, જળમા દ્રષ્ટિપાત કરી),

"આ સાતગ્રહો–હા–તે તો મ્હારા પૂર્વજો છે, આજે આ દુખી ત્રિત–તેમનો વશજ–તેમને વિનવે છે, તેમનો સબધ યાદ આપના સ્તુતિ કરે છે આકાશમધ્યવર્તિ ઓ હરત નક્ષત્રના ગ્રહો, જાઓ–સત્વર દેવોને મ્હારી સ્થિતિના ખબર આપો"

(ઉપર નજર કરી),

'રાત ગઈ, સૂર્યકિરણો આકાશને રગી રહ્યા છે પૃથ્વીપર પ્રકાશ થયો પણ મ્હારા અતરમા તો અધારૂંજ રહ્યું"

(મૌન શોકપૂર્ણ મુખે વિમાસી રહે છે)

ગિરજાશંકર વ. આચાર્ય

# આચાર્ય વલ્લભજી હરિદત્ત

ગુજરાતના શોધક વિદ્વાનોમાં આચાર્ય વલ્લભજી સુવિખ્યાત વિદ્વાન હતા. એમના મરણથી ગુજરાત તથા કાઠિયાવાડને અપ્રતિમ હાનિ થઈ છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. તેઓ વસિષ્ઠ ઋષિના વંશમાંથી ઉતરી આવેલા કહેવામાં આવે છે. એમના વડીલોનું પ્રથમ સ્થાન પ્રાંતિજ હતું; અને એમના મૂળ પુરૂષનું નામ ગોપાલ ઋષિ હતું. એમની મૂળ અવટંક કંઘ્યા છે. ગોત્ર ગોપાલ છે અને પરાશર આદિ ત્રણ પ્રવર અને કુલદેવી સન્નિહત્મા પણ હાલ જુનાગઢ તાબાના ઊનામાં કનકાઇ નામે વિખ્યાત છે તે છે. ઋગ્વેદ અને શાખા શાંખાયની છે. એમના દાદાનું નામ મોહનજી હતું ને તે ઘોઘામાં રહેતા હતા. તેના વડીલ પુત્ર હરિદત્ત કંઘ્યા હતા. હરિદત્ત અચ્છા લેખક હતા. હરિદત્તજીને ત્રણ પુત્રી અને પાંચ પુત્ર હતા તેમાં સહુથી મ્હોટા આચાર્ય વલ્લભજી હતા. તેમની માતુશ્રીનું નામ વિજયકુંવર હતું. એમનો જન્મ દિવસ સં ૧૮૯૬ ના જેઠ વદ ૧૨ ને ભૃગુવારને દિને જુનાગઢમાં થયો હતો. એમ જણાવવામાં આવે છે કે એ વરસની ઉમ્મરમાં બાળકોને જે હાલરડાં ગાવામાં આવે છે તે વલ્લભજીને મુખપાઠ થઇ ગયાં હતાં અને ૧૯૦૭ માં ચંદ્રાવળા અથવા દુહા નામના છંદ એમણે રચ્યા

હતા અને તેજ સમયથી એમની કવિત્વ શક્તિ અથવા પ્રતિભાની ખીલવણી શરૂ થઇ હતી આખા ભરતખંડમા સુપ્રસિધ્ધ ભારતમાર્તંડ ગટ્ટુલાલજીના પિતા ઘનશ્યામ ભટ્ટજી જુનાગઢમા રહેતા હત ત્યારે તેમની પાસે જે ત્રણ નાગર બ્રાહ્મણ વિદ્યાર્થીઓ ભણવા બેઠા હતા તેમા આચાર્ય વલ્લભજી પણ એક હતા.

પોતાના સહાધ્યાયી ગુરૂબંધુ આચાર્યની બુધ્ધિની વાત કરતા જણાવે છે કે પંડિત મનસુખરામભ, અધ્યયની તીવ્ર બુધ્ધિથી ખુશ થતા હતા અને ભટ્ટજીની આચાર્યપર સારી પ્રીતિ હતી આચાર્યની પ્રથમ પત્ની ૧૯૧૩ મા મરણ પામવાથી ૧૯૧૪ મા બીજી વારના લગ્ન થયા હતા અને એજ અરસથી સંસ્કૃતમા સારા શ્લોકો તેઓ રચતા જણાયા છે જુનાગઢની સંસ્કૃત પાઠશાળામા શાસ્ત્રી રૂપ શંકરની પાસે તેઓએ સિધ્ધાંત કૌમુદી, કુવલયાનંદ ધર્મશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કીધો હતો સંસ્કૃતમા એમણે જે પ્રથમ શ્લોક રચ્યો હતો તે આ છે

पद्माधरी पद्मकोशे वागेश्वरी वागधाहिनी।

तिस्र देवी भयनाश------नित्य पसन्नताम्॥

આ શ્લોક જો કે કંઇ ખાસ ચમત્કૃતિ વાળો નથી તથાપિ એમા જે કંઇક અંશે અનુપ્રાસાદિક જોવામા આવે છે એ પરથી સહજ જ્ઞાન થઇ શકે છે કે આચાર્યમા કવિત્વ તત્વિના બીજે બાલ્યાવસ્થામાથીજ વાસ કર્યો હતો તેમને સસ્કૃત ભાષાનુ જ્ઞાન પણ સારૂ હતુ તેમણે ૧૯૧૭ મા વાગેશ્વરીની હમચી ગુજરાતીમા રચી હતી શિલાલેખો, પ્રશસ્તિ પત્રો વાચવા શોધવા તરફ એમનુ લક્ષ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીતના સમાગમથી ખેચાણુ હતુ ૧૯૧૮ મા ડાહ્યાભાઉ દાજી તરફથી રૂા ૧૦ ને પગારે પંડિત ભગવાનલાલ સાથે અશોક અને પાટણના લેખોની નકલ કરવા માટે આચાર્યને રોકવામા

આવ્યા હતા અને તે સમયથી એમનું લક્ષ જુના સીક્કાઓ લેખો વાંચવા શોધવામાં લાગ્યું હતું. પછી કર્નલ વૉટસન જે એ વિષયનો સારો જ્ઞાતા હતો તેમને એમનો સમાગમ થયો. કર્નલે આચાર્યની કીંમત પીછાનવા માંડી, એમના કાર્યને વખાણ્યું અને ઉત્તરોત્તર આચાર્ય એટલા બધા આગળ વધ્યા હતા કે તેઓ ઘણા સીક્કાઓ લેખો તામ્રપત્રો અને આસનપટ્ટો શોધી અને વાંચી ઉકલી શકયા હતા અને તેપરથી ઐતિહાસિક શોધખોળો પણ કરી. ૨૬–૨૭ વરસની ઉમરે તેઓ જુનાગઢની નિશાળમાં આસીસ્ટંટ મહેતાજી તરીકે નીમાયા અને પછી જુનાગઢની જ્ઞાનગ્રાહક સભાના આસીસ્ટંટ સેક્રેટરી થયા હતા. અને સૌરાષ્ટ્રદર્પણ માસિકના એડીટરનું કામ કરતા હતા અને તેમાં ઐતિહાસિક ધાર્મિક તથા સાહિત્યના વિષયોની ચર્ચા કરતા હતા. ૧૮૭૬–૭૭ માં જુનાગઢના દરબારે પોતાના કામને માટે છાપખાનું કહાડયું. તેના મેનેજર તરીકે આચાર્યને નીમવામાં આવ્યા હતા. તેમના જ્ઞાનના સંબંધમાં અમે કહી શકીએ છીએ કે જુનાગઢનો કેટલેક ઇતિહાસ-ખાસ કરીને અશોકના લેખો, રા'ખેંગારનો મહેલ, ગિરનારનાં દેવાલયો, દામોદર કુંડ, ખાપરા કોઠીયાનાં ભોંયરાં તથા પ્રાચીન કાલની જુનાગઢ શહેરની તથા આસપાસની વાવોનો અને જુનાગઢના કિલ્લાનો ઇતિહાસ અને ત્યાં બનેલા બનાવોનું વૃત્તાંત, જેવી સારી રીતે આચાર્ય જાણતા હતા તેવી સારી રીતે જાણનાર જુનાગઢમાંથી અમને એકપણ વ્યકિત મળી નહોતી આટલું છતાં આચાર્ય કેવળ સાદાઇમાં રહેતા હતા અને કોઇપણ માણસ એકદમ એમ ન જાણી શકે કે એમની પાસે ઐતિહાસિક વિદ્યાનો આટલો ભંડાર છે. જુનાગઢ સરકારનું નીતિપ્રકાશ છાપખાનું સ્થપાયા પછી જુનાગઢના નૃસિંહપ્રસાદ તથા મણિશંકર કીકાણી સાથે આચાર્યનો ઘટ્ટ સંબંધ થવા લાગ્યો. રા. કીકાણી સુધારક શોધક ને સારા વિદ્વાન હતા. તેમના સમાગમથી આચાર્યને બહુ સારો લાભ થયો હતો. ૧૯૩૫ માં નસિંહપ્રસાદે મહારુદ્ર કીધો હતો તેનું વૃત્તાંત અને મહારુદ્ર એ શું તેના યંત્રો, ક્રિયાઓ આદિનો સર્વ લેખ કર્નલ

વોટસને જુનાગઢનુ ગેઝેટીઅર લખનામા અ ચાર્યને પોતાની સાથે રાખ્યા તે પ્રસંગે આચાર્યે ગુદાને પ્રાચીન લેખ શોધી કઢ્યો હતો અને કાઠીયાવાડ ગેઝેટીઅર બહાર પડયુ તેમા મુબઈ સરકારે તેમના કામની બહુ સારી તારીફ કરી છે અને તેન પદના તરીકે કહીએ તો ચાલી શકે કે આચાર્યને ૧૯૪૪ વિકટોરીયા જ્યુબીલી મ્યુઝીયમના ડીરેકટર તરીકે નીમ્યા હતા અને મરતા સુધી એઓ એજ જગ્યા પર રથાયી રહ્યા હતા એ દરમ્યાન પણ એમણે પુરાતન લેખોના સબધમા સારો અભ્યાસ અને વિચાર કીધો હતો, તેમાના કેટલા- લેખો પ્રગટ થયા છે.

આચાર્ય વલ્લભજીએ ૧૯૫૧ મા અશોકના લેખનું રબિંગ છાપીને કલમ્તે મોક ્યુ હતુ ને માટે ઇન્ડીઆ સરકાર તરફથી તેમનો આભાર માનવામા આવ્યા હતો ડૉ બુલર તથા ભટ મેકસમુલર સાથે તેમને સસ્કૃતમા પત્ર વ્યવહાર હતો. રા વલ્લભજી જેમ પ્રાચીન લેખના અને સિક્કાઓના અભ્યાસી હતા તેમ સારા લેખક અને કવિ પણ હતા એમણે કેટલાક ચદ્રાવળા તથા ઢળીયા વગેરે રચ્યા છે જે હલકદાર અવાજે ગાઈ શકાય છે એમણે પ્રબોધ ચદ્રોદય નાટકનુ ગુજરાતી ભાષાતર, નરસિંગમના દુહા, ચદ્રહાસના દુહા, ગુજરાતી ધાતુકોષ વાર્તામાના, સૌન્દર્ય પુરાવ્ય તથા કીર્તિકૌમુદી અને વિક્રમાક ચરિતના ગુજરાતી ભાષાતરો કીધા છે પોતાના કાવ્યસગ્રહને વલ્લભવિલાસ એવુ નામ આપી પ્રગટ કીધુ છે સસ્કૃતમા વૈદ્યનિઘટુના શ્લોક અર્થ સહિતા મહારુદ્ર પધ્ધતિ અને હરત શ્રાધ્ધ પ્રગટ થયા છે સસ્કૃત-ગુજરાતીમા ગાયનરૂપ પદ્યમાળા પ્રગટ થઈ છે અપૂર્ણ પુસ્તકોમા અત્યપ્રાસ કોષ અપભ્રશ કોષ અને દામોદર મહાત્મ્યો રચ્યા છે પણ જે હજી પ્રગટ થયા વગર પડેલા છે એઓ સારા ચિત્રકાર પણ હતા અને એમણે રામાયણ મહાભારતમાથી કથા પ્રસગ લઈને કેટલાક ચિત્રો તૈયાર કરેલા છે ૧૯૧૦ ના શ્રાવણ માસથી એમનુ શરીર લથડયુ હતુ ને તેઓ પક્ષાઘાતથી ધીમે ધીમે

અત્યંત શિથિલ થઈ ગયા હતા. મરણ પહેલાં થોડા સમયે એક કાગળમાં તેમણે લખ્યું હતું કે ઘણું લખવાની ઇચ્છા છતાં પીડાને લીધે કંઇ લખી શકતો નથી એને માટે બહુ દીલગીરી થાય છે. આવું ઉચ્ચતર જીવન ગાળનાર અને સાહિત્યની સારી સેવા બજાવનાર આચાર્ય વલ્લભજીના મરણથી ગુજરાત કાઠીયાવાડે એક બહુ અગત્યનો ઐતિહાસિક વિદ્વાન પુરૂષ ખોયો છે એની કોઇ પણ ના પાડી શકે તેમ નથી. પ્રાચીન શોધખોળના અભ્યાસી મૂળેજ આ દેશમાં બહુ થોડા છે અને ગુજરાતમાં તો તેથી પણ થોડા છે તેથી આચાર્યના મરણથી ખેદ થાય એ સ્વાભાવિક છે. એમ કહી શકાય. કે યત્કિંચિત પણ આડંબર વગર શાંતચિત્તે પોતાના અભ્યાસમાં મચ્યા રહેવાનો એમનામાં ઉત્તમ ગુણ હતો અને સાંપ્રતના પંડિતં મન્યો ત્રણ અક્ષર જાણ્યા વગર બ્રહ્માંડની વાત કરવામાં પહેલવાન ખાં માહેબ પદ ધરાવવાનો દાવો કરે છે ત્યારે આચાર્ય વલ્લભજી પોતાની વિદ્યા પ્રકાશ કરવાથી રખેને મારી બડાઇ જણાય અને સાહિત્યના ક્ષેત્રમાં હું તો એક બિંદુનું પણ બિંદુ છું એવી વૃત્તિને લીધે કાઠિયાવાડની બાહાર તેમનો જોઇએ તેટલો પ્રકાશ થઇ શકયો નથી છતાં એમનું જીવ્યું એમણે સાર્થક કીધું છે અને તેજ ગુજરાતને સંતોષનું કારણ છે. મરણ સમયે એમનું વય ૭૦ વર્ષનું હતું.

[ગુજરાતીમાંથી

પ્રેમશંકર ગૌરીશંકર

# અધવા અને વિધવા

### એક વાર્તિક

આજનાં નારીજગતને હૈયે કૌમારનો અભિલાષ જીવન્તરૂપે દેખાવા લાગ્યો છે. સમસ્ત દેશમાં વ્યાપી રહેલ યુગપલટાનોજ આ પણ પ્રભાવ છે, સમષ્ટિના પલટાઓને સામે વ્યકિતબલથી વિરોધ કરનારની હાર થાય છે. તેમજ આ અભિલાષનો વિરોધ કરનારની પણ હારજ સંભવે છે. છતા આ યુગપલટાને અનેક રૂઢિપંડિતો સ્વચ્છંદ અથવા મિથ્યોપચાર માની લેવાની ભૂલ કરી રહ્યા છે. એ અભિલાષનો વિરોધ એ કાલબલનોજ વિરોધ છે.

કાલબલથીજ નીતિ અનીતિના સિધ્ધાતો સમજાવી શકાય છે. પ્રસ્તુત વિષયને આ દ્રષ્ટિએ તપાસવાનો આ નાનકડો ઉપક્રમ છે

કૌમારનો અભિલાષ નારી હૈયે ઉગશે એ વિષે ગઇ પચ્ચીશીના અનેક વિચારકોને આગાહી થઇ હતી. કુમારી ફ્લોરા, અને કૌમારની અભિલાષિણી કુસુમના સર્જનમા ગોવર્ધનરામ પણ એજ આગાહી આપે છે. જયાનાં કૌમારવ્રતને ગાનાર ન્હાનલ પણ એજ પલટાનો સ્વીકાર કરે છે, આજે જ્યારે દેશભરમાં અનેક ઉચ્ચ કુલની અને ઉચ્ચતર કેળવણી પામેલી યુવતિઓએ લગ્નબંધનથી મુક્ત રહેવા પસંદ કર્યું છે ત્યારે આ યુગપલટાનાં અસ્તિત્વનો દરેક વિચારક સ્વીકાર કરે એમાંજ પ્રમાણિકતા છે.

તેથી સમષ્ટિના ઇતિહાસ સાથે આ વિષયને હિન્દુસ્થાનમાં કેવો અને કેટલો સંબંધ રહ્યો છે તે ટૂંકમાં તપાસવા પુરતુંજ આ વાર્તિકનું ક્ષેત્ર રાખ્યું છે.

આજનો હિન્દુસમાજ જ્યારે પશ્ચિમની લગ્નરૂઢિઓ અને શિથિલબન્ધનપ્રગતિ કરતી લગ્ન સંસ્થાઓ વિષે ઉપરછલું અને સત્યાનૃત જેવું જ્ઞાન પામે છે, ત્યારે તે તિરસ્કારથી કહે છે કે લગ્નને ધર્મનાં બન્ધનોથી મુક્ત કરવાના પાપ બદલે ત્યાંની લગ્નપ્રથા આજે ચુંથાઇ રહી છે. ખુદ હિન્દુસ્થાન પરાપૂર્વથી જે જે રિવાજો અને વિચિત્રતાઓને લગ્ન સંસ્થાને નામે પોષતું આવ્યું છે તેના વિષે જો આ વર્ગને પૂરતું જ્ઞાન હોય તો પશ્ચિમની કે કોઇની પણ વિચિત્રતા વિષે હસવાપણું નજ રહે. ઇતિહાસની પણ નજર નથી પહોંચી શકતી એવા કોઇ કાળે હિન્દુસ્થાનમાં એક ઔદ્દાલિકી પ્રથા લગ્ન વિષયમાં હતી. એ પ્રથાનું જુગુપ્સિત અંગ એ હતું કે પરણેતર એ શુધ્ધ સંપત્તિ મનાતી. જો કે આજના કાયદાઓ પણ પરણેતરને અનેક રીતે સંપત્તિજ ઠેરવે છે. તો પણ કેટલાંક નિયમનો સ્વીકારી પરણેતરને વિશિષ્ટ સંજોગોમાંજ સંપત્તિ ઠેરવે છે. પરંતુ ઔદ્દાલિકી પ્રથા પ્રમાણે તો પરણેતર કેવળ સંપત્તિજ હતી:—એટલે ગાય, ઘર, ખેતર, વલ્કલ, અલંકાર, ઇત્યાદિ જેવીજ પરણેતર પણ વસ્તુ હતી. ઉપયોગ, અનુપયોગ, જુગારની વસ્તુ દાન, ઉધાર, વેચાણ વગેરે સંપત્તિ ઉપરના સંપત્તિમાનના સર્વ હક્કો પરણેતર વિષે પતિ ભોગવતો. આ પ્રથા વેદકાલ કરતાં પણ જુની લાગે છે. ખરૂં છે કે ઋગ્વેદમાં આની બહુ ગંધ નથી. કદાચ વેદસંહિતામાં પણ અદ્દષ્ટ એવા કોઇ કાળે અને એને અપરિચિત એવાં કોઇ સ્થલે આ પ્રથા હોય અને પાછળથી ભરતખણ્ડમાં આવી હોય તો બનવા જોગ છે. આ વિષે વેદના અભ્યાસીઓ વિશેષ કહી શકે. આ પ્રથાનો જુગુપ્સિત ઇતિહાસ મહાભારતનાં આદિપર્વમાં મળે છે.

આ ઇતિહાસનો ઉલ્લેખ કરતાંજ કહ્યું છે કે ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુની આજ્ઞાથી આ પ્રથાનો અન્ત આવ્યો.

સૈકાઓ વીતી ગયા પછી પણ એક બીજી બહુજ જાણવા જેવી પ્રથા આ દેશમાં હતી. જેથી પતિને અભાવે કે પતિને અન્યકાર્યસંનિવેશ હોય ત્યારે કે પતિની ચાલુ બેદરકારીને કારણે, કોઈ પણ સ્ત્રી ઋતુગમન પૂરતો કોઇ પણ સાથી માગી લેવાનો હક્ક ધરાવતી. અગસ્ત્ય લોપામુદ્રાનું સુપ્રસિધ્ધ ઋક્સુક્ત તે: આ પ્રથાને વેદદષ્ટ ઠેરવે છે.

આજનાં સમાજશાસ્ત્રની નજરે એમ જોઇ શકાય છે કે સ્ત્રીને ક્ષેત્રરૂપે અને પ્રજાને રાષ્ટ્રના પ્રાણટકાવનાર પાકરૂપે જોનાર આ વિદ્વાન ક્ષેત્રજ્ઞો, દેશનાં રક્ષણ અને પ્રગતિ માટે પ્રજાવૃધ્ધિને એટલી આવશ્યક ગણતા કે કોઇ પણ ક્ષેત્રને વિફલ રાખવામાં દેશદ્રોહ મનાતો. તે કાળે એને અધર્મ કહેતા. તેથીજ ઉપર જણાવેલો હક્ક આપી સ્ત્રીઓને અફલાર્તવા ન બનવામાં અનુકૂલતા આપી હોય. ઠેઠ માનવધર્મ શાસ્ત્રે કલ્પેલા કાલસુધી પ્રજાવિષયક આ અગત્યના સવાલ (Popula·ion Question) ને વિષે આવા પ્રકારનું ધોરણ સ્વીકારાયેલું દેખાય છે. પતિનો અભાવ, અશકિત, મૃત્યુ, ઇત્યાદિથી અધવા અથવા વિધવા થયેલી અપુત્ર સ્ત્રીઓદ્વારા નિયોગથી પણ પ્રજોત્પત્તિ અને ખાસતો પ્રજોત્પત્તિનો વિધિ સ્મૃતિને ઇષ્ટ થયો હતો. પુત્ર વિના મૃત પિતા નર્કમાંથી ન તરે, ઇત્યાદિ કથનો માત્ર દેશની જનવૃધ્ધિ (Increase of Manpower) સાધવા માટે છે. કાનીન પુત્રો પણ તેથીજ કોઇ પ્રકારની અપકીર્તિ વગર સમાજમાં સ્થાન મેળવી શકતા. પ્રજનાર્થમ્ સ્ત્રિય સૃષ્ટા: એ અભિપ્રાય નથી પણ આદેશ છે, એ આ રિવાજોથી સ્પષ્ટ થાય છે.

આનો અર્થ એકજ છે કે પ્રજાવૃદ્ધિ એજ જ્યાં મુખ્ય દેશહિત હોય ત્યાંજ આવા સાધનોનો ધર્મ્ય આદર થઇ શકે. પરંતુ

જ્યારે પ્રજાવૃધ્ધિ માટે આટલી જરૂર નહિ લાગી હોય ત્યારે સ્ત્રીઓનું સફલ રહેવું કે અફલ રહેવું એ વિષે સમાજ ઉદાસીનજ રહે એ દેખીતું છે. દીર્ઘતમાની કથા પ્રમાણે તો અમુક વખત પછીજ સ્ત્રીઓ ઉપર પરણવાની ફરજ નાંખવામાં આવી હતી. ત્યાં સુધી પરણવું ન પરણવું એ તેનો સ્વેચ્છાનો વિષય હતો. જે પ્રજા રાષ્ટ્રહિતમાં વિધવાદ્વારા પણ પ્રજાવૃધ્ધિનો પ્રબન્ધ કરતી, તે પ્રજા એકજ ધ્યેય વાળી હોવી જોઈએ. અને જ્યારે ધ્યેય માટે પ્રજાવૃધ્ધિની જરૂર ન રહે ત્યારે સ્ત્રીજીવનના આ વિભાગ વિષે એ ઉદાસીન રહે એજ સંભવિત છે. વળી જો આ પ્રજામાં મહાપ્રજાનાં સર્વ લક્ષણો હતાં એમ આપણે સ્વીકારીયે-અને એ સ્વીકાર કરવા માટે ઘણાં સબળ કારણો છે-તો એમ પણ માનવું જોઇયે કે પ્રજાવૃધ્ધિ માટે ચીવટાઇ રાખનાર જરૂર પડે પ્રજાના ઘટાડા માટે પણ તેટલીજ ચીવટાઇ રાખે. પ્રજાની વૃધ્ધિ અટકાવવાનો પ્રસંગ કદાચ એ પ્રજાને આવ્યો નહિ હોય, પણ પાછળથી જ્યારે આર્યપ્રજાનાં શસ્ત્રો અને અનેક પ્રજાઓનાં પુરાણોનો ખીચડો બનાવી હિન્દુપ્રજા પોતાની રૂઢિઓ ઘડવા બેઠી ત્યારે પ્રજાની અતિવૃધ્ધિ સામે કંઇક ઉપાયો યોજવાનો વખત આવી લાગ્યો હતો એમ જણાય છે. અગર આ વખતે કેવળ આર્યબુધ્ધિજ પ્રધાનપદે હોત તો તો એમજ નક્કી થાત કે પુર્વવત સ્ત્રીઓને માટે લગ્ન એ મરજીયાત બનાવી દેવું. મરજીયાત લગ્નનાજ જમાનામાં કન્યાના. એટલે અપરિણિત સ્ત્રીઓના હક્કો બહુજ વિશાળ હતા એમ આર્ય ઇતિહસ કહે છે. કન્યાને એક ભાન સદૈવ રહેતું તે પોતાની સંપૂર્ણ સ્વતંત્રતાનું. એના ઉપર કોઇનો અધિકાર ન હતો. એ અનન્ય હતી. આ સ્વતંત્રતા એટલી તો સંપૂર્ણ હતી કે મનના ધર્મને વશ થઇને કે કદાચ કોઈવાર પુત્રેચ્છાથી કોઈ કન્યા પુરૂષને નિમન્ત્રણ આપતી તો તેમાં પોતાની આ સ્વતંત્રસ્થિતિજ એને નિર્ભય બનાવતી. એનાં નિમન્ત્રણમાં આ સ્વાતન્ત્ર્યનો પડઘો પડતો. 'અનન્યાં નન્દયસ્વાઘ' એ સુપ્રસિધ્ધ વાકયમાં આ વાત પ્રત્યક્ષ થાય છે. એવાજ એક ઇતિહાસદ્રષ્ટ પ્રસંગે પિતા માતા ભ્રાતાદિ

સમ્મન્દિજનથી પણ કન્યા સ્વતંત્ર છે એવો સ્પષ્ટ ઉલ્લેખ છે ન તે પિતા, ન તે માતા, ગુરવો વા શુચિસ્મિતે; પ્રભવન્તિ પ્રદાને તે, અહિં કન્યાનુ પ્રદાન કન્યાજ કરી શકે એ વાત નિસ્શંક પણે કહેવાઇ છે. અને જે કર્તું સમર્થા હોય તેજ અકર્તું સમર્થા હોઇ શકે એટલે કન્યા પોતે આમરણાન્ત કન્યા રહેવા પણ તેથીજ સમર્થ હતી એ સ્પષ્ટ છે.

કન્યાઓને આપેલી આ સ્વતંત્રતાને પરિણામેજ કદાચ પ્રજાવૃદ્ધિ ઓછી થઇ હોય અને આર્ય પ્રજાને પોતાના રાષ્ટ્રના રક્ષણ માટે આ પ્રજોત્પત્તિને સ્ત્રીજીવનનો સર્વોત્કૃષ્ટ ધર્મ supreme duty બનાવવો પડ્યો હોય એ સંભવિત છે.

આર્ય પ્રજા જો પોતાના પ્રાચીન સસ્કાર બલ માચવી શકી હોત તો સૈકાઓ પછી પણ અતિપ્રજાતવમાથી રક્ષણ પામવા ફરીથી આ કુમારિકા સ્વાતન્ત્ર્યને સજીવન કરી લેત, પણ જ્યારે અતિપ્રજોત્વનો પ્રશ્ન ખડો થયો ત્યારે સંજોગો જૂદા હતા. સૈકાઓ સુધી સ્ત્રીને કેવળ પ્રજાની સૃષ્ટિ માટેજ નિર્માણ કર્યા પછી ફરી વળી સ્વાતન્ત્ર્ય આપવાનું તે કાળના પડિતોને ભય વાહક લાગ્યુ હોય કે કેમ, પણ શાસ્ત્રકારોએ કન્યાપ્રથાને હતી તેમ દૂરજ રાખી અને તેને બદલે સ્ત્રીઓને અખણ્ડવૈધવ્ય પાળવાનો ડંકો વગડાવી દીધો આથી અનેક વિધવા સ્ત્રીઓ પ્રજોત્પત્તિ કરતી બધ પડી. આજ અમ્માના સ્ત્રીઓ અને પુરૂષોની સંખ્યામા ઉપજેલી અસમાનતા disparity ને લીધે બહુપત્નીત્વનો રિવાજ પણ ઘર કરી ગયો હતો, એટલે એકાદ ગૃહપતિના મરવા પછી અનેક સ્ત્રીઓ વિધવા બની જઇ સમાજને અને કુટુમ્બને અનેક ફાયદા ઉપજાવી શકતી હતી. જે કુટુમ્બમા એક બે સશક્ત વિધવાઓ વિના મૂલ્યે કેટલું બધુ કામકાજ થઇ શકે છે એ તો સહુ જાણે છે ખેતીમા કે ઘરમા આ અવેતન ભૃત્ય વર્ગ ઉપયોગી તો છેજ, તેમ પ્રજા સંખ્યા ઉપર પણ સારો બન્ધ મુકાયો ગણાય. જો કે આમા એક

વિશેષ ભય તો હતોજ, કારણ આ વર્ગને ફરજીયાત કામ તો કરાવી શકાય, પણ બીજી વાતમાં કોઈ કોઈ વાર સમાજને થાપ મળી જતી. પૂર્વે વિધવાઓ પણ નિયોગાદિ અનેક વિધવાવેદનની પ્રથાઓ દ્વારા માનવતાને સહજ એવી વૃત્તિઓને સંતુષ્ટ રાખી શકતી. પણ આ બધાંને સમૂળાં અટકાવી દેવામાં સમાજ કુદરત સામે પણ લઢી રહી હતી કુદરત તો ઘણીવાર અજાણી રીતે જીતી જવા માટે જાણીતી છે. આથીજ વિધવા માટે અત્યંત તપોમયજીવન, અને બને ત્યાં સહગમન રચાયું હશે એમ માની લેવામાં આપણે ખોટા નથી. સ્ત્રીઓની સંખ્યા ઓછી કરવામાં ચિતાપ્રવેશ બહુજ મોટું સાધન હતું. દક્ષિણમાં એક વાર એક એક રાજા પાછળ બબ્બે હજાર સ્ત્રીઓને બાળી નાખવામાં આવતી અર્થશાસ્ત્રીઓ સમજી શકશે એથી વસતિપત્રકમાં જરૂર મોટો ફાયદો થઇ જતો હશે?

હિંદુસમાજની અતિ પ્રાચીન અધવાઓ અને અર્વાચીન વિધવાઓ માટે આ દ્રષ્ટિએ વિચાર કરવા જેવો છે કેવળ પ્રજાસંખ્યા દ્રષ્ટિથી આજ વિધવાવિવાહ ભ્રષ્ટ ન ગણાય—તેમજ એજ દ્રષ્ટિથી કુમારિકા પ્રથાનો જેટલો બને તેટલો પ્રચાર પણ ભ્રષ્ટ ગણાય. પણ વિધવાને ન પરણવા દેનારજ સમાજ દરેક કુમારિકાને પરણવાની ફરજ પણ પાડવા નીકળે તો એ-સમાજે અક્કલનું દેવાળું કહાડયું છે એમજ અર્થશાસ્ત્રની નજરે દેખાય છે. એનાં પરિણામ અનીતિ, પ્રજાની આતર્વૃદ્ધિ, વગેરે સુપ્રસિધ્ધજ છે.

એક બીજી પણ નજર છે. સ્ત્રી એટલે પુરૂષની પ્રયોગ-શાળા માટે બ્રહ્માએ ખાસ ઘડેલું *Guniea pig*—કે સ્ત્રી એટલે પુરૂષ જેવુંજ માનવી?

આ પ્રશ્નના જવાબમાં તો બીજું સ્વતન્ત્ર વાર્તિક આવી જાય છે.

"વિનોદ"

# એ મૂક લોકનાયક

## એક સેખધારીની જીવનરેખા

ડૉકટર સુમન્ત મ્હેતાનું નામ આજે સારાય ગૂજરાતમા કુટુમ્બિજન જેવુ પરિચિત છે. સમાજની ગુપ્ત અને મૂક સેવા કરનાર, દલિત અસ્પૃશ્ય અને ભીલના સખા ઠક્કર બાપા પેઠે ડૉકટર મ્હેતા પણ સમાજ સેવકગણમાં ઉચ્ચ અને અજોડ સ્થાને દીપે છે. હૈયાત વ્યક્તિનાં જીવનકાર્યને મૂલવનાર પ્રયત્ન હંમેશ ઇષ્ટ ન હોય. તેમાં પણ જો મૂલવનાર તે વ્યક્તિનાં ગાઢમૈત્રીપદે હોય તો તો એ કાર્ય બહુ મુશ્કીલ થઇ પડે. આ સમાસકથામાં તો ડૉકટર મ્હેતા આમતી નજરે જેવા દેખાય છે તેવાજ વાંચકવર્ગને પરિચિત થાય એટલુંજ કહેવા ધાર્યું છે. ડાકટર મ્હેતાનાં 'પ્રામાણિક' દર્શન માટે બે ચિત્રો કલ્પવા જરૂરી છે-એકતો અસહકારયુગ પૂર્વેના પૂર્ણાંશે પરદેશી પધ્ધતિયે રહેતા અને પરદેશી વેષધારી ફેશનેબલ હિન્દી જુવાનનું અને બીજું અસહકાર યુગમા અને તદુત્તરકાલે ગરીબો વચ્ચે ગરીબીથી રહેતા, સૂર્યના દઝાડતા તાપમા હાથમા ખડિયો રાખી, સ્વેદબીના કપાળે અને ચિન્તાતુરવદને અહિં તહિં ફરતા ખેડૂજેવા દીસતા સમાજના સેવાધારી

આ મહાનુભાવને સમજી શકવા માટે આ બે ચિત્રનો મુકાબલોજ વાસ્તવિક સાધન છે. એનો સંસ્કારવૈભવ, એના આદર્શો, એનાં યકીન

કંઈ નવા નથી. એ તો બે દાયકા પ્હેલાં હતાં તેવાંજ છે પરંતુ એનો પ્રવાહ આજે બીજી દિશામાં વ્હેતો થયો છે અને હવે તો એ જીવન કંઇ ઓરજ છે.

વિપુલ સંસ્કાર અને બુધ્ધિ એમને વારસામાંજ મળ્યા છે. ગુજરાતના સુપ્રશસ્ત વિદ્વાન, નવલકથાકાર પુણ્યશ્લોક નન્દશંકર તુળજાશંકરના એ દૌહિત્ર. અહિ અને ઈંગ્લેન્ડમાં ઉત્તમમાં ઉત્તમ લભ્ય એટલી કેળવણી એમને મળી હતી. પ્રસ્તુત સૈકાના ઉગતા દાયકાઓમાં એવી માન્યતા હતી કે જે યુવાનને તેજસ્વી અને સંપત્તિમન કારકીર્દિની અપેક્ષા હોય તેણે તો પરદેશમાં–ખસૂસ કરી વિલાયતમાંજ–કેળવણી મેળવવી.

ડૉ. મ્હેતા વિષે પરિસ્થિતિ અનુકૂલ હતી તેમજ સાધન પણ વિપુલ હતાં એમના પિતા મહારાજા ગાયકવાડનાં અંગત વૈદ્યરાજ હતા એટલે તેમનાં પૂર્વ જીવનનું ઘડતર રાજ્યકુટુમ્બ વચ્ચે થયું હતું. છતાં ત્યારે પણ, તેનું ધાર્મિક માનસ, સામાજિક ઉપયોગીતાના તેમના વિચાર અને સ્વાતંત્ર્યપ્રિયતા અત્યારનાં જેવાં જ હતાં.

ભાવિ સહુ માનવીને અદ્દષ્ટ છે. યુરોપથી પાછા આવી વડોદરાની નોકરી જ્યારે આ યુવાને લીધી ત્યારે તેને ભાગ્યે જ ખબર હતી કે જે રાજ્યનો પોતે ઓધ્ધેદાર હતો તેની જ સામે એક દહાડો તેને થવું પડશે. નવસારીનાં ક્રિકેટ ક્ષેત્ર ઉપર ત્રાસરૂપ આ ક્રિકેટપ્રિય યુવાનને ખ્યાલ સરખો પણ નહોતો કે જીવનમાં ઘણાં જ વિસ્તૃત ક્ષેત્રમાં, આનંદી અને તાઝગીભરી ક્રિકેટમાં નહિં પણ એક કર્મચારીનાં ખરાં તપની જીંદગીમાં તેને વિચરવાનું હતું.

આજે તો તેઓ ગુજરાતમાં પ્રવર્તતાં એક જબરાં સામાજિક બલરૂપ છે, છતાં તે જુવાન તબીબી અમલદારે, પોતાની વિસ્તૃત ત્યાગવૃત્તિ અને સ્વભાવજન્ય વિનમ્રની જે છાપ તે શહેર ઉપર પાડી હતી તે હજી પણ તાજી છે.

**પછી** તો ડૉ. મ્હેતાએ સ્ટેટની જૂદા જૂદા ઓધ્ધાની ઘણીએ પદવીઓ ભોગવી છતાં, દેશીરાજ્યમાંની આ સરકારી નોકરી તેમની ઉત્સાહ શક્તિને કે તેમની સ્વતંત્રપ્રિયતાને જરા પણ મંદ ન કરી શકી. આજે પણ સરકારી નોકરી ગુલામીનો પર્યાય છે, અને આપણા કેટલાએક ઉત્તમ મહાજનો તેની અસર નીચે વૈભવપ્રચુર જીવન વીતાવે છે ડૉ. મ્હેતા કદી પણ આ પ્રલોભનને વશ થયા નથી અને તેથીજ આજે તે રાજ્યની સામે મક્કમ લડત ચલાવી શકે છે. ઈંગ્લંડમા તેમણે, બીજા કેટલાય હિન્દુ યુવાનો નથી મેળવી શક્યા તે સ્વાતંત્ર્યનો જુસ્સો કેળવ્યો; છૂટનો નહિં આ જુસ્સો તેમને બહુ ઉપયોગી થયો. ડૉ. સુમન્તને પાંચ પાંચ વખત પૃથ્વીપર્યટણ કરવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું છે. અને મહારાજા સાથેના આ તેમના પર્યટણોમા તે તે દેશોની પ્રખર બુધ્ધિશાળી વ્યક્તિઓના—યુવાન ઇજીપ્શીયનોના, ઉચ્છેદક પ્રજાવાદીઓના, અને આયર્લેન્ડના—સમાગમમા તેઓ આવ્યા હતા. અને આથીજ જીવનનું વિશાળ દૃષ્ટિબિન્દુ તેઓ મેળવી શક્યા. સ્વદેશાભિમાનની પ્હેલી જ્યોતિ તેમને આ દેશોમા મળી, તેનો તેઓ આજે પણ સ્વીકાર કરે છે.

**આ** તો તેમના પૂર્વજીવન વિશે. ત્યારે પણ જૂદી જૂદી સંસ્થામાં ભાગ લઇ તેમણે સારી સમાજિક સેવા કરી હતી. પણ રાજ્યની સંપત્તિમાન નોકરી પછીજ તેમનું ખરૂં કાર્ય તો શરૂ થયું. અમલદાર તરીકે પણ તે લોકપ્રિય હતા તે લોકોની સાથે છૂટથી હળતા મળતા અને તેમના જીવના દુખો અને નિરાશાઓને સમજવા મથતા મક્કમ સખાઇ તેમનાં જીવનનાં નિયમરૂપ હતી. સ્ત્રીકેળવણીના *વિકાસમાં, ગુજરાતમાં, વધારેમાં વધારે ફાળો આપનાર ડૉ. સુમન્ત* છે. અલબત્ત તેમનાં સંસ્કૃતિશાળી પત્ની સદાયે તેમને સાહાય્ય આપતા. સુમન્ત અને શારદા મ્હેતા—બંન્નેનાં, નામો ગુજરાતમાં જ્યારે ભવિષ્યમાં તેમનાં કાર્યના ખરાં ફળો આવશે ત્યારે, આભાર સહિત યાદ કરાશે.

**આ**જે તો સુમન્ત મ્હેતા આત્મયજીવનનો પર્યાય બની રહ્યા છે. રાજપરનીના ઝૂંપડે ઝૂંપડે ફરતાં, અને ખુલ્લાં આકાશ નીચે સૂતાં તેઓ કદી પાછા નથી પડયા.

**તે**મની છેલ્લી વિલાયતની મુસાફરીથી તેઓ પાછા ફર્યા ને સમય ૧૯૨૧ ની ઐતિહાસિક મહાસભાનો હતો. હંમેશાં તેને લાગતું કે સરકારી નોકરીમાં તેના સેવાના આદર્શો ફળીભૂત નહોતા થતા. આ ઐતિહાસિક મહત્વની મહાસભાએ તેમને તક આપી. અને તેમણે રાજીનામું, સરકારી નોકરીનું આપ્યું. અને ખાદીધારી બન્યા. આ અચાનક ફેરફારથી તેમના કેટલાક મિત્રોને અજાયબી લાગી. પણ તેમણે આગળ પણ સરવન્ટ ઓફ ઇન્ડિયા સોસાઇટીમાં જોડાવાના વિચાર કર્યા હતા; પણ સોસાઇટીની નરમ નીતિ તેને માફક ન આવી. તેનામાં સ્વયંભૂ અને લક્ષ્યવેધી નૈતિક બળ હતું, જે શારીરિક અને બૌદ્ધિક બળની પણ પહેલા સહુએ કેળવવું જોઇએ. તેણે જોયું કે આ નૈતિક બળનું પહેલું લક્ષણ ત્યાગ–સંપૂર્ણ સ્વાર્થત્યાગ–અને દેશસેવામાં તલ્લીનતા હોવું જોઇએ. તેના મતે દરેક સેવકે રાજકીય વૈરાગી થવું જોઇએ, અને ઉચ્ચતમ દેવી માતૃભૂમિ સિવાય બીજો વિચાર સરખો પણ ન જોઇએ. તેનાં નૈતિક બળનું બીજું લક્ષણ, આત્મનિયમન અને વ્યવસ્થા છે. તેની ફકીરીએ, છેલ્લાં વર્ષોમાં કેટલાયે શંકાવાદીઓને સમજતા કર્યા છે

**તે**મની અનેકવિધ સેવાઓમાં મુખ્ય, કાલીપરજ અને પેટલાદના સત્યાગ્રહને લગતી છે. કાલીપરજ મંડળને લીધે તેણે રાનીપરજ નામે લોકોમાં દારૂનિષેધની લડત ચલાવી. આ રાનીપરજ લોકો પારસી દારૂ વેપારીઓ અને અનીતિમય સરકારી અમલદારોના કાવાદાવાને લીધે દારૂમાં ચકચૂર રહેતા. પણ આ દારૂનિષેધકાર્યથી વડોદરાની અમલદારી સત્તાનો કોપ ડૉ. સુમન્તને વહોરવો પડયો. કહેવાતાં સુધરેલાં આ રાજ્યના અવિચારી અમલદારોને ત્રણ

વર્ષ સુધી આખના કણાં સમાન થઇ પડેલ આ લડતની બધી વીગતો અહિં નોંધતા બહુ વિસ્તાર થાય. વડોદરા સરકારે દાબની નીતિ ચાલુ કરી અને કાળીપરજ મંડળના સભ્યોને તે હદમા આવવાનો તથા દારૂનિષેધ કરવાનો પ્રતિષેધ કર્યો તે પ્રાતના તત્કાલીન સુબા મી મુકરજીએ આ હીલચાલને તોડીપાડવા સરકારી નીતિને ટાઇમ્સ ઓફ ઇન્ડિયામા સાચી ઠેરવવા પ્રયત્નો કર્યો અને તેને આપખૂદ અમલદારીના અધ્યક્ષસમા સર મનુભાઇએ ટેકો આપ્યો. પણ આ હુકમોની સામે લેકો થયા અને ડૉ સુમન્તના ડહાપણ અને સુબધ્ધ વ્યવસ્થાથી વડોદરાના લોહમય શાસનો પણ શિથિલ થયા, સુબાની બદલી થઇ અને હુકમો પાછા ખેંચાયા. હજારો કુટુમ્બે દારૂ મૂકયો અને આજે પણ સુમન્ત મ્હેતાના અને તેના સાથીઓના નામ તેઓ આભારની લાગણીથી યાદ રાખે છે. આ કાર્યમા ડૉ મ્હેતાને ઠક્કર બાપાની સપૂર્ણ મદદ મળી હતી.

તેમના પ્રયત્નનું બીજું સંભારણુ તે પેટલાદ સત્યાગ્રહ જમીનના અન્યાયી કરોની વીગતોમા વડોદરા સરકાર સામે તે કર ન આપવાનો કાર્યક્રમ હતો. ખેડા, બોરસદ અને બારડોલીના સત્યાગ્રહ જેટલો જ પેટલાદ સત્યાગ્રહ ગુજરાતના ઇતિહાસમા ચિરસ્મરણીય રહેશે. આ તાલુકાના ખેડુતો સરકારની બધી દબામણી અને હેરાનગતિની સામે મક્કમ રહ્યા. અને અંતે ખેડુતોનો સત્ય પ્રયાસ વિજયી થયો ડૉ મ્હેતાનુ એક ખાસ લક્ષણ છે કે ખેડુત અને કારીગરો ઉપરની, મુડીવાદીઓ, જમીનદારો કે મુડીવાદી સરકારની સત્તામણીને તે કદી ટેકો આપતા નથી. આ બાબત ડૉ સુમન્તે સુન્દર પ્રયત્નો કર્યા છે અને લોકસમૂહની વૃત્તિઓ, ખસ કરીને પીડાતા અને નીચા વર્ગોમા, વિકસાવવામા તો તેમણે બહુ જ મદદ કરી છે કાલીપરજ અને પેટલાદનું કામ એક વ્યક્તિના જીવનભર પહોચે તેટલું હતુ છતા ડૉ. મ્હેતા એ બીજાં કામો પણ કર્યા છે.

વડોદરાની નોકરી ચાલુ રાખી હોત તો વૈભવમાં ડૉ મ્હેતા આનંદ માણતા હોત સર્જન તરીકે તેમણે સારી ખ્યાતિ મેળવી

હતી, પણ કુશળ શસ્ત્રક્રિયાવિદને મેળવવામાં ગુજરાતે જનસમૂહનો સાચો સેવક ગુમાવ્યો હોત માટે જ ડૉ. સુમન્તે જે 'ધંધો' પસંદ કર્યો છે તેમાં ગુજરાતની સેવા જ બજાવી છે. ગુજરાત તો આજે સારાયે હિન્દની પ્રગતિને દોરે છે. સ્વાતન્ત્ર્ય ઇચ્છવાલાયક છે એમ સ્વીકાર્યાથી કંઇ ન વળે. આજે મધ્યમ કે ઉદ્દાત્ત મતનો કોઇ પણ હિન્દી એવો તો નહિં જ હોય કે જે આટલું યે ન સ્વીકારે. પણ ઘણાયે પોતાનાં અને દેશનાં ભલાના પ્રશ્નમાં દેશનાં ભલાને પહેલું સ્થાન નથી આપતા. બીજી કેટલીયે બાબતોને આપણે એટલી પ્રિય ગણીએ છે કે સ્વતંત્રતા માટે પણ તેને જતી કરતાં આપણને બીક લાગે છે. ડૉ. મ્હેતા આવા ક્ષુલ્લક વિચારોથી પર હતા, અને દેશને ખાતર જીવન ન્યોછાવર કરવામાં, પોતાનાં સુન્દર પેન્શનનો તેમણે કદી પણ વિચાર કર્યો કર્યો.

ડૉ. મ્હેતાનું લખાણ જુસ્સાવાળું ગણાયું છે; પણ તેમાયે ઉપયોગીતાનો અંશ વધુ છે આજે તેમના લખાણને જેઓ વખાણે છે તેઓને નવાઇ થાય એવું છે કે દશ વર્ષ પહેલાં ડૉ. સુમન્તને ગુજરાતી સરખું લખતાં પણ ન આવડતું પોતાનાં નૂતન કાર્યક્ષેત્રના આરંભે જ તેઓએ જોયું કે, વિચારો વ્યક્ત કરવાનાં યોગ્ય સાધનરૂપ ભાષા વગર કોઇ પણ પ્રજા પોતાના આત્માનાં નવીન સંસ્કરણનો વિકાસ ત્વરિત અને વિજયી રીતે સાધી શકે નહિં. આમ સમજીને તેમણે જનસમૂહની ભાષા ઉપર કાબુ મેળવવાના ખૂબ પ્રયત્નો કર્યા. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની ગેરહાજરીમાં ગુજરાતનાં આગળ પડતાં માસિક યુગધર્મના તંત્રીપદે તેઓ બે વર્ષ સુધી રહી શકયા હતા અને તે કાર્ય તેમણે પૂર્ણ શકિતથી બજાવ્યું હતું. પોતાના યુગધર્મના સિધ્ધાન્તો લોકોની પાસે મૂકવા માટે 'યુગધર્મ' ડૉ મ્હેતાને માટે સુન્દર સાધન બની ગયું. તેનાં લખાણો સાહિત્ય વિષયક દ્રષ્ટિએ ઉત્તમ ન ગણાય પણ તેમની નિખાલસ વૃત્તિ, વિચારની હિમ્મત અને હૃદયનું પારદર્શક સૌજન્ય તો તે જરૂર બતાવે છે.

ડૉ. સુમન્ત અને શારદા મ્હેતા ગુજરાતની કેટલીયે કેળવણી વિષયક સંસ્થા સાથે જોડાયેલા છે બારડોલી લડતમાં સરદાર વલ્લભ ભાઇના તેઓ બન્ને મદદગાર હતા પણ ડૉ મ્હેતાનું મુખ્ય જીવનકાર્ય વડોદરા રાજ્યના લોકોના ઉધ્ધારનુ છે આજે વડોદરા રાજ્યના વીશ લાખ પીડાતા માણસોના, હમેશ ગેરહાજર રહેતા મહારાજાની સામે લડવામા તેઓજ મુખ્ય નેતા છે. પોતાના દુખ વખતે આ લોકોએ હમેશ ડૉ મ્હેતા તરફ પોતાની નજર નાખી છે અને ત્યા તેમને વિશ્વાસલાયક સલાહ અને નેતૃત્વ મળ્યા છે ડૉ મ્હેતામા તેમનો અમીમ વિશ્વાસ છે વડોદરા રાજ્ય પ્રજામડળના તેઓ આત્મા છે અને બીલીમોરા ખેડુતની કોન્ફરંસના તેમના પ્રમુખના અજબ ભાષણમાથી ખેડુતની લડત પોતે પૂર્ણ સમજે છે તે જરૂર દેખાય છે આજે તે વીશ લાખ માણસના હિતની રક્ષાને કાજે દરવાજે જાગ્રત દ્વારપાળ જેમ ખડા છે

જેમના નામની જાદુમયી અસર છે અને જેમનાપ્રતિ સારાયે ગુજરાતમા લોકો અખંડ માન અને વિનયની લાગણી ધરાવે છે એવા શારદા બહેનના ઉલ્લેખ વગર આ લેખ અપૂર્ણ ગણાય ડૉ મ્હેતાની તોફાનમય જીંદગીમા શારદા બ્હેન તેને મીઠી વીરડી જેવા બન્યા છે શારદામ્હેતા તે ગૃહની અધિષ્ઠાત્રી દેવતા છે, ઘણાયે દુખી હૃદય અને દુભાયેલ આત્માને શાન્તિરૂપ છે એ પેઢીથી યે વધુ સમયથી તરુણ ગુજરાત માટે આ દંપતિ આદર્શરૂપ બન્યુ છે મયાજીગંજના ને ઝૂપડા જેવા બગલાએ કેટલાયે ભાગલા હૃદયના તારો સધાયેલા જોયા હશે કેટલાયે ઉત્સાહી પ્રચાર કર્તાઓએ આ દપતિથી ઉત્સાહ મેળવ્યો હશે ડૉ મ્હેતાનુ ઘર આ રીતે રહેઠાણ નથી પણ સસ્થા છે, ઘાણીએ સફળ યોજનાનુ ઉદ્ભવસ્થાન છે ગભીર નિખાલસતા, અમાપ દયાળુતા, અને વિશ્વપ્રેમમા, સસ્કારમા અને સ્નેહાળ સ્વભાવમા શારદા બહેન આજે અજોડ છે તે આદર્શ ગૃહિણી છે સ્નેહાળ માતા અને નિખાલસ મિત્ર છે, અને કેળવાયલી સ્ત્રીઓ સારી ગૃહિણી નથી

બનતી તે મતનો જીવંત પ્રતિવાદ છે. પોતાના પતિની ત્યાગવૃત્તિને અનુકૂળ બનવામાં તેણે પણ ત્યાગવૃત્તિ બતવી છે. આજે તો તે વનમાં પહોચ્યા છે. તે શારદા બહેન, મુંબઇ યુનિવર્સિટિનાં પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટમાંનાં છે. પોતાની પુત્રીઓને ઉચ્ચતમ કેળવણી આપવામાં તેણે સ્ત્રી કેળવણીને ઘણીજ વિકસાવી છે. તેમનાં એક પુત્રી વિજ્ઞાનનાં સ્નાતક છે તો બીજાં પુત્રી લંડન સ્કુલ ઓફ ઇકોનોમીક્સમાં ભણે છે. કર્વે યુનિવર્સિટિનાં સ્નાતક બન્યા પછી, તેમાં પણ સૌ. શારદા મ્હેતા રસપૂર્વક ભાગ લે છે. તેઓ સેનેટ સીન્ડીકેટનાં સભ્ય છે. આજે ગુજરાતમાં જે અજબ સામાજિક બલરૂપ છે તેવી સ્ત્રીના આ કેટલાક ગુણો છે, પણ તેનું ઉત્તમ આકર્ષણ માતૃત્વ છે. તે મૂર્તિમંત માતૃત્વ છે. એક વખત, ગોધરાની સામાજિક પરિષદનાં પ્રમુખપદની દરખાસ્ત મૂકતાં મહાત્માજીએ તેને માટે કહ્યું હતું "તેને પેટે જન્મ લેઉં એવી મને ઇચ્છા છે." અને મહાત્માજી કોઈના પણ વૃથા વખાણ કરે તેવા નથી. આવી સ્ત્રીને ડૉ. મ્હેતા પોતાની જીવનસહચરી તરીકે મેળવવા સદ્ભાગી થયા છે, અને તેની સરળતામા શારદા મ્હેતાનો ભાગ જરૂર છે. સાધુ નથી છતા સાધુતાના બધા લક્ષણો મેળવવામાં જેણે પોતાની જીંદગી વીતાવી છે તેવા પુરૂષો વિરલ હોય છે માટે તો તેઓ માનાર્હ છે.

ડોલરરાય માંકડ

# સર્પ અને વૃક્ષપૂજા

એમ મનાય છે કે ધર્મને નામે લોકો ગમે તેવાં વિસંવાદી તત્ત્વોને સ્વભાવમાં સાથે વસવા દે છે. જે હિન્દુ પ્રજા નેતિ નેતિ એવાં બ્રહ્મમાં માને તેજ મૂર્તિપૂજામાં માને અને તેજ હલકા વ્હેમોમાં પણ માને.

જીવન હજી જ્યારે તાજા અનુભવ રૂપે હતું તેવા કોઇ પ્રાગૈતિહાસિક કાળે લોકમાનસ ઉપર કેટલીયે સહજ ઊર્મિઓના આછાઘેરાં પ્રતિબિંબો પડતાં. બુદ્ધિને વાપરવાની રીત હજી માનવ જ્યારે નવી જ શીખતો હતો ત્યારે જે બુદ્ધિગ્રાહ્ય ન હોય તેમાં શ્રદ્ધાથી માનવાનું તેનું વળણ સાધારણ જ થતું હશે. જ્યારે પોતાના અસ્તિત્વના સત્યને સમજવાના મિથ્યા પ્રયત્નથી જ માનવ આભો બની રહેતો તે જૂના કાળે, તેની આસપાસ હિંસ્ર અને અન્ય પશુઓ અને કેટલીકવાર આ હિંસ્ર પશુઓથી પણ વધુ હિંસક વૃત્તિવાળા તેના પોતાના જ જાત ભાઇઓ વસતા હતા. જીવનનો માર્ગ, તે કાળે સહેલો ન હતો. ત્યારે જે કંઇ અલૌકિક લાગતું તેને દૈવી માની તેને પૂજવાની સહજવૃત્તિ તેનામાં આવી હશે; કારણ પ્રકૃતિનાં ગંભીર તત્ત્વો, જેમ પ્રશાન્ત અને ગૂઢ ચિત્તને અનંત શાન્તિ આપી શકે તેમજ અર્ધસંચિત અને અશાન્ત ચિત્તવૃત્તિવાળામાં ભયની લાગણી પણ સહેજે પેદા કરી શકે આવી કોઇક ભયમિશ્રિત સાહજિક

લાગણીને લીધે જ, અને વધુ ગંભીર બૌદ્ધિક ચિન્તનના અભાવે, પ્રાથમિક મનુષ્યે, સર્પ અને વૃક્ષપૂજામાં માન્યું હશે.

વર્ષાકાળની ગંભીર તૈયારી કરતાં વાદળામાં ચમકતી વિદ્યુતની વાંકીચૂકી લેખાને, એક તરફથી જેમ ઇન્દ્રનાં વજ્રરૂપે માનતા તેમ બીજી તરફથી ઇન્દ્રના કટ્ટા વેરી વૃત્રરૂપે પણ ગણતા, તે ઋગ્વેદીય સમયમા દેવોના આ વૈરીને અહિ કહેતા. દેવોને પણ સર્પની બીક લાગે એમ કલ્પના લોકોએ સર્પોનો ઉપદ્રવ જમીન ઉપર, ચોકકસ બહુ અનુભવ્યો હશે અને આ ભયની લાગણીએ સર્પને અર્ધદૈવી, અર્ધ કાલ્પનિક એવી કોઇ પદવી અપાવી. ઋગ્વેદમા સર્પના ઉપદ્રવના ઉલ્લેખો છે. ૧૦, ૧૬. ૬ મા મૃત શરીરના દાહ વખતે, સર્પે કરેલા દંશોને બાળી નાખવાની અગ્નિને પ્રાર્થના કરાઇ છે. ૧૦, ૧૮૯-ની દેવતા સર્પરાજ્ઞી છે. ઐતરેય બ્રાહ્મણ ૫, ૨૩ ના આધારે આ સર્પરાજ્ઞીને સર્પની સાથે કંઇ લેવાદેવા ન હતું. પણ સર્પરાજ્ઞી-એટલે પૃથિવી એમ કેટલાક વિદ્વાનો આજે મનાવવા પ્રયત્ન કરે છે; પણ જો સર્પનો જરા પણ ખ્યાલ આ શબ્દમાં ન હોય તો સર્પ શામાટે તે સમાસમાં વપરાયો? ખરી રીતે તો પૃથિવી અર્થ વિવક્ષિત હોય તો પણ સર્પોથી (સર્પ અને પેટે સરનારા પ્રાણીઓથી) ભરપૂર એવી પૃથ્વી એમ સમજાય છે. એટલે આ સર્પરાજ્ઞીમાંથી સર્પના ઉપદ્રવ અને સર્પનાં જ્ઞાનથી લોકો અજાણ ન હતાં એટલો ગમ્યાર્થ તો જરૂર નીકળે છે પાછળની સંહિતાઓમા અને બ્રાહ્મણોમાં તો સર્પોને અર્ધદૈવી પદવી મળી ગઇ છે. સર્પના અર્થનો જ નાગ શબ્દ છે નાગ એટલે હાથી પણ થાય છે. પણ જ્યારથી નાગલોકોની જાતિનાં અસ્તિત્વની સત્ય હકીકત પુરવાર થઇ છે ત્યારથી દરેક ઉલ્લેખમાં નાગનો અર્થ સર્પ કરવો કે નાગલોકો કરવો તે આલંકારિક અતિશયોકિત જનસ્વભાવમાં છે એટલે અતિ દુર્ઘટ થઈ પડ્યું છે. શતપથ બ્રાહ્મણમાં સર્પવિદ્યાનો ઉલ્લેખ મળે છે. આજના ગારૂડીઓ અને મદારીઓની વિદ્યા કંઇ સ્વયંભૂ તો નથી જ. તેમની વિદ્યાની ગંગા આ શતપથ-બ્રાહ્મણનં સર્પવિદ્યા (૧૩, ૪, ૩.) છે તે નકકી. ગૃહ્યસૂત્રોમાં તો સર્પપૂજા પૂર્ણ વિકસિત

દેખાય છે. ગૃહ્યસૂત્રના આદેશ મુજબ શ્રાવણની પૂર્ણિમાએ આ નાગપૂજા થતી. ગૃહસ્થે પહેલાં, દાંતીઓ, અરીસો, અભ્યંજન, પુષ્પ, વસ્ત્ર, અને અન્નપાન વગેરે સર્પદેવતાને અર્પણ કરવાનાં હતાં અને અંતે તે નાગદેવની કૃપા યાચનો. (અશ્વ. ગૃહ્ય ૨,૧,૯; ૩,૪૧; ૪,૮,૨૭; પારસ્કરગૃહ્ય. ૨,૧૪,૯; શાં. ગૃહ્ય. ૪૯,૩ વગેરે). બૌધ્ધ શાસ્ત્રોમાં નાગોને વર્ણવ્યા છે, ત્યાં પણ તેની અર્ધદૈવી કલ્પના પ્રધાન છે. પૌરાણિક કાળના શેષનાગની કલ્પનામાં પણ આજ દ્રષ્ટિ મુખ્ય લાગે છે.

વૃક્ષપૂજા તો ઋગ્વેદે જરૂર જોઇ છે ૧૦,૯૭ મા ઓષધિના જ સ્તોત્રો છે. ત્યા તેને જૂની, દેવોથી પણ જૂની અને રોગ મટાડવાની શક્તિવાળી કહી છે. તેમનો રાજા સોમ છે. અરણ્યાની, જે પાછળની વનદેવતા જ છે તેની સ્તુતિ ૧૦,૧૪૬ મા છે. અશ્વત્થ તો દૈવી ગણાતું જ. ખદીર, પ્લક્ષ અને ન્યગ્રોધ પણ પવિત્ર વૃક્ષો ગણાતાં. પણ ઓષધિનો રાજા સોમ હતો અને સોમમા તો વૈદિક બ્રાહ્મણનો જીવનોત્સાહ સમાયો હતો. તે દેવોનો પણ દેવ હતો, કારણ ઇન્દ્ર જેવો દેવ પણ તેની અસરમા આવ્યા વગર રહેતો નહિં. કલ્પનાના જોરે એમ કહી શકાય કે આ ઋગ્વેદીય કાળે વૃક્ષપૂજાના બે હેતુઓ હોઇ શકે. વૃક્ષપૂજા, જ્યારે વૃક્ષો કલ્યાણકારી અને ભદ્ર ગણાતાં ત્યારે, ઓષધિની રોગ મટાડવાની અદ્ભુત શક્તિથી ઉદ્ભવી હશે. પરંતુ જંગલનાં અજાણ્યા વૃક્ષોની શાખાઓ પછવાડે, આ પ્રાચીન સાહસપ્રિય મનુજબાળને અગણિત ભયતત્ત્વો છૂપાયેલાં દેખાતા હશે. ને કાળના માનવ માત્રના કટ્ટા વૈરી હિંસક પશુઓનો ડર તો ત્યાં હોય જ, પણ સર્પ વગેરે પ્રાણીઓ પણ જૂનાં મહાન વૃક્ષોનો આશ્રય શોધતા હોય તેથી પણ ડર વધતો હશે આ રીતે વૃક્ષપૂજાની બીજી બાજુ—દરસ્તે કંઇ ભૂત પ્રેતના આવાસ ગણવાની—ઉદ્ભવી હશે. કૃષ્ણના સંસર્ગે અશ્વત્થને અને બુધ્ધના સંપર્કે બોધિવૃક્ષને દૈવી બનાવ્યાં તે વળી જૂદી જ લોકવૃત્તિને આધારે.

મનુ ભગવાન વૃક્ષદેવોને બલિ આપવાનું કહે છે. આજે પણ પિતૃઓને તૃપ્ત કરવા પીપળે પાણી રેડીને જનવૃત્તિ આ'વાસન લે છે. નવરાત્રિમાં જવારા ઉગાડી, પૂજીને ધનધાન્યની સમૃધ્ધિના ખ્યાલો લોકો સદૈવ પાસે રાખે છે. ન માણેલા કોડ પુરા કરવાના અભિલાષથી કે માણેલું ફરી માણવાની સહજ વૃત્તિથી તુલસીવિવાહમાં શ્રધ્ધાળુઓ શ્રધ્ધા મૂકે છે,

શ્રાવણની પંચમી, નાગનું કોઇ વિચિત્ર ગૂંચળું ચિત્રી તેની પૂજા કરવાના વ્રતદિન તરીકે આજે પણ નાગપૂજાને જીવતી રાખે છે.

આમ સર્પપૂજા અને વૃક્ષપૂજાનાં મૂળ જરૂર માનવસ્વભાવમાં છે. મૅક્ડોનલના મતે આ સર્પપૂજા, મનુષ્ય અને પશુમાં ખાસ તફાવત તફાવત નથી એ સુત્રને સિધ્ધ કરે છે. (વૈદિક માઇથોલોજી પૃ. ૧૫૩) વેબર વળી એમ કહે છે કે સર્પપૂજાની ભૂમિકા, જેમ આનુપુર્વ ચિહ્નવાદમાં ( Traditional Symbolism ) છે તેમજ સત્ય હકીકતમાં પણ છેઃ પણ એમ લાગે છે કે, ઉપર જણાવેલ કારણો પણ ધુત્કારી કાઢવાં જેવાં નથી. જે પ્રાથમિક કાળે, મનુષ્યને ઘર બાંધવાની કળા હજી આવડી નહોતી અને જ્યારે ભૂગર્ભમાં જ ઘણોખરો તેનો વસવાટ હતો ત્યારે, સારાયે દિવસના હિંસક પશુ અને મનુજોની સાથેના સગ્રામ પછી, પોતાની ગુફાએ વિશ્રામ લેવા જનાર આ માનવને હિંસ્ર પશુનાં કરતાં પણ સર્પ વગેરે પ્રાણીનો વધુ ભય લાગતો હશે. અને જેમ આશ્ચર્ય, અને ઉપકારવૃત્તિ તેમજ ભય, મનમાં દૈવીરૂપો કલ્પાવે છે. પ્રાચીન મનુષ્યનું અનુભવભંડોળ બહુ ઓછું હતું. અને જેમ હંમેશના સંગ્રામમા, બલિષ્ઠ પાસે મસ્તક નમાવવાની તેને ટેવ હતી તેમજ પ્રકૃતિનાં બલવાન અને બુધ્ધિગ્રાહ્ય નહિં, માટે ભેદી તત્ત્વોની પાસે નમ્ર ભાવે જવાનો પણ તેનો સ્વભાવ થઇ ગયો હશે.

વૃક્ષપૂજામાંપણ તેનાં અનિષ્ઠ ફળમાંજ્જરેજ, આ-શ્રધ્ધા-અને પૂજા ઉપજાવી હશે. અનિષ્ઠ તત્ત્વો વૃક્ષમાં રહે તેને શાન્ત કરવા

..........

# બંધારણવિમર્શકસમિતિ

હવે ચૂંટણી પુરી થઈ છે, અને અમુક રાજીનામાઓને પરિણામે " મતાનુક્રમે નીચેની છેલ્લી ચૂંટણી રહે છે:

१ રા. રા. પુરૂષોત્તમરાય સું. ઝાલા

२ રા. રા. ગુલાબરાય ગો. દેશાઇ

३ રા. રા. માનશંકર પી મહેતા

४ રા. રા. હિમ્મતલાલ ગ. અંજારિયા

५ સરદાર જનાર્દન પાઠકજી

६ રા. રા રામપ્રસાદ નૃ બુચ

७ રા. રા. નયનસુખલાલ હ. પંડ્યા

८ રા. રા. રાજેન્દ્રલાલ સો. દલાલ

९ રા. રા. રવિશંકર ગ. અંજારિયા

१० રા. રા. છેલશંકર લ. બક્ષી

११ રા. રા. અતિસુખશંકર ક. ત્રિવેદી

१२ રા. રા. વિજયરાય ક. વૈદ્ય

# પ્ર તિ નિ ધિ ઓ

૧ રા. રા. દલપતરામ દો ખંજારિયા–મુંબઇ વ ના મં. તરફથી

૨ રા. રા. ગુણવંતરાય ભ. માંકડ–અમદાવાદ ક કા. વ ના. મં.

૩ રા. રા. મદનેશ એ. દવે–પેટલાદ વ ના. ધા. યુ મં.

૪ રા. રા. જયાશંકર પ્રા. ઢેબર–કરાચી વ. ના. મં.

૫ રા. રા. ક્રાન્તિલાલ મા. દેશાઈ–રંગુન ના. બં. સમાજ

૬ રા. રા. ગુલાબરાય અ. ધોળકિયા–ભુજ વ. ના. મં.

૭ રા. રા. હરિલાલ ન. મારૂ–પોરબંદર નાગરીનાત

૮ રા. રા દોલતરામ સા. મહેતા–ભાવનગર નાગરીનાત

૯ રા રા. જટાશંકર જી. છાયા–જુનાગઢ ના. નિ. ફં.

૧૦ રા રા. હિમ્મતલાલ પ. દેશાઇ–વડોદરા વ ના. મ.

## સભ્ય મંત્રીઓ

૧ રા. રા. ચન્દ્રશંકર અ. બુચ

૨ રા. રા. ડોલરરાય રં. માંકડ

**આ**મ આ સમિતિ જૂદા જૂદા મતવાળી વ્યકિતઓથી સર્વતોમુખી બની છે.

**આ** સમિતિ ઉપર પહેલો પરિપત્ર. મોકલાયેલો હતો તે પછવાડે છાપ્યે. છે. આ. પરિપત્રનું પરિણામ અને. બીજાં કાર્યો જેમ થતાં આવશે તેમ નાગરિકમાં. ખબર. અપાતા રહેશે.

.........

# મ ન ન

## ૧. પ્રગતિને પંથે

<u>સમસ્ત નાગરમંડળ</u>

હમણાં જ એક આપણા વૃધ્ધ અને વિચારશીલ મુરબ્બીએ પૂછયું હતું. "જ્યારે નાતેનાત આપોઆપ મળી જવા માંડી છે ત્યારે બંધારણ ઘડવું તે વિકાસનું મૃત્યુ નથી?" નાતના સાંકડા વાડાઓ તૂટી જઇ, વિશ્વભ્રાતૃત્વ વિકસવું જોઇએ એમ માનતાં છતાં, તે લક્ષ્યને પહોંચવા માટે કૂદકે અને ભૂસકેથી ન જવાય તો ધીમેથી ક્રમશઃ પ્રગતિ કરવી તે ઇષ્ટ છે એમ પણ એક વર્ગ માને છે. ત્વરાથી, બંડખોરવૃત્તિથી કે શુધ્ધવૃત્તિથી પણ કૂદકો મારવા જતાં સમાજમાં અરાજકતા પ્રસરે તે સંભવિત છે. અને અરાજકતા કરતાં, થોડો, સંગીન અને પ્રગતિશીલ સુધારો જરૂર આદરણીય છે. વર્ષો થયાં જડતાની બેડીમાં જકડાએલાં માનસને એક સાથે બધું આપી દેતાં, અરાજકતાની પૂરી બીક છે; પરંતુ એક વખત સુધારાનો-વિકાસનો -ઉત્સાહી અને નિરામય પવન લીધો, પછી વ્યક્તિએ વ્યક્તિ આપોઆપ પોતાના હક્કો માગતી થઇ જશે.

આટલું જ્યારે ઉદ્દામ અને ત્વરિત મતવાળાને માટે વિચારવાનું પ્રાપ્તથાય છે, ત્યારે સૈકાઓ થયા રૂઢિની સુંવાળી હુંફમાં સૂતેલાનાં માનસનો પણ વિચાર કરવાનું જરૂરનું છે. જીવનની તાઝગીભર્યા ઋગ્વેદીય કાળમાં, સાંકડા વાડામાં,-વર્ણોના કે વર્ગોના-

પુરુષો માટે કરી દીધો તેજ ઉત્તેજક છે ઠરાવ પાચમો–બધી નાગર જ્ઞાતિમા કોઇ પણ ઉચો નીચે ના સમજવો ને બધામા કન્યા આપ લે નો વ્યવહાર કરવો–સ્ત્રીઓની પ્રગતિપ્રિયતા બતાવે છે ઠરાવ છટ્ટો–પરિષદ વિધુર લગ્ન તરફ તિરસ્કાર બતાવેછે–જાણે કે વિધવાવિવાહના પ્રતિપક્ષીઓને ઠીક ફટકો લગાવે છે ઠરાવ ચોથો અને આઠમો–જ્ઞાતિભોજનો તથા લગ્ન વખતની પહેરામણી બધ કરવાના પણ ઠરાવના રૂપમાથી કાર્યાત્મકરૂપ જલ્દી પકડી શકે તેવુ ઇચ્છવા જેવા છે

વિસનનગરાનાગરોએ આઠ વખત પરિષદ ભરી વડનગરાઓએ પણ એક વખત ભરી નાગરોની આ બન્ને નાતો તો વિચાર કરતી થઇ કહેવાય હવે જો પ્રગતિ ત્વરિત કરવી હોય તો સમસ્ત નાગરોની એક પરિષદની જરૂરની ના કોણ પાડશે? ઠો.

૨ પ્રાસગિક થોડુક

પરિષદ પહેલાં અને પછી

૧–ખરીવાત છે કે આપણી જ્ઞાતિની દશા ભિન્ન ભિન્ન છે કોઇ સ્થળે જ્ઞાતિનું બધારણ હોય તેમ માની શકાતુ નથી અને હાલના ચાલુ જમાનાને અનુસરી આપણી પરિસ્થિતિ વિચારી કઇ બધારણ કરવા તથા આપણી જ્ઞાતિના યુવકોને માર્ગ દર્શક થઇ પડે તેવા ઉન્નતિના ઉપાયો સુચવવા થોડી ઘણી ધગશ સને ૧૯૨૪ થી સને ૧૯૨૬ સુધીમા દેખાઈ અને તે ધગશ તદ્દન હવે તો વિરમી છે એમ કહ્યા વિના છુટકો નથી

૨–ખરૂ છે કે પહેલી પરિષદમા કાઇ નિર્ણયાત્મક ઠરાવો થયા નથી પરતુ આપણા જૂદા જૂદા કેન્દ્રો માથી પ્રતિનિધિઓ હાજર થયા અને જ્ઞાતિના સવાલોની ચર્ચા કરવા ઇચ્છા બતાવી તેટલી હકીકતનો કબુલ કર્યાવિના ચાલે તેમ નથી

૩–આવી પરિષદ ભરવામા પણ ઘણા વખત સુધી વિચાર કરવો પડયો છે પરિષદ ભરવાના પ્રશ્ન પહેલીવાર મુબઇ સમસ્ત વડનગરા નાગર મડલના વાર્ષિક મહોત્સવ સવત ૧૯૭૯ ના ભાદરવા સુદ ૪ (ચોથ ના દીવસ મુબઇમા થયો તે વખતે આપણા કેટલાક ભાઇઓએ આ સવાલ ઉપાડયો આ પ્રશ્નનો શાંતિથી વિચાર કરવા

મુંબઈમાં મારે ત્યાં થોડા ભાઈઓ ભેગા થયા. અમો જેટલા ભાઈઓ ભેગા થયા હતા તેટલાનો એવો મત થયો કે આપણી જ્ઞાતિની પરિષદની જરૂર છે તેમાં કાંઈ શંકા નથી. પરંતુ પરિષદ ભરીને આપણે કાર્ય સાધક કામ કરી શકશું કે કેમ તે સાંબંધમાં શંકા રહેલી હતી અને તે બાબત નાગર નેત્રમણી મારફત યોગ્ય પ્રચાર કરવા રા. રા. ઉછરંગરાય ઓઝાને વિનંતી કરી.

૪–ત્યારબાદ તા. ૨–૩–૧૯૨૪ ના રોજ પૂજ્ય ગુલાબરાય ગોવીંદરાય દેશાઈ મુંબઈ પધાર્યા. તેમની જ્ઞાતિસેવા માટેની ધગશ સૌને જાણીતી છે. અને તેથી તેમની હાજરીનો લાભલઈ તેઓના વિચાર જાણવાની અમૂલ્ય તક નહીં ખોવાના હેતુથી મુંબઈમાં રા. રા. યશવંતરાવ સાકરલાલને ઘેર આપણા ભાઈઓનો મેલાવડો યોજવામાં આવ્યો. આ યોજના બહુ સફળ થઈ. રા. રા. ગુલાબરાય ભાઈએ ચર્ચામાં ખૂબ રસ લીધો અને પરિણામે વડનગરા નાગરો (વૈદિક તથા ગૃહસ્થો)ની એક પરિષદ બોલાવવા આવશ્યકતા છે એ વિચાર ઉપર ફરીને હાજર રહેલા ગૃહસ્થોએ પોતાનો ઠરાવ કર્યો અને મુંબઈ વડનગરા નાગર મંડળ આવું કામ ઉપાડવા માટે યોગ્ય છે અને મુંબઈનું સ્થળ પણ આપણી પરિષદ માટે દરેક રીતે અનુકૂળ છે તેમ માની સદરહુ મંડળને પરિષદ બોલાવવા માટે તા. ૨–૩–૧૯૨૪ ના પત્રથી વિનંતિ કરવામાં આવી.

૫–ત્યારબાદ મહે. ગુલાબરાય ભાઈએ પરિષદ ભરવાની તરફેણમાં પ્રચારકાર્ય તરીખે મુંબઈના વડનગરા નાગર મંડલના આસરાનીચે આપણી જ્ઞાતિબંધુઓની સભામાં પરિષદની આવશ્યકતા ઉપર એક ભાષણ આપ્યું હતું જેની ઘણી જ ઉંડી અસર શ્રોતાજનો ઉપર થઈ. છેવટે મંડળે મુંબઈમાં વસતા તમામ નાગર ગૃહસ્થો તથા બ્રાહ્મણોની એક સભા ૬–૪–૧૯૨૪ ના રોજ બોલાવી અને તેમાં પણ આપણા ભાઈઓએ સારી હાજરી આપી હતી. તે સભામાં સર્વપક્ષી મત જાણવાના હેતુથી પાંત્રીશ ગૃહસ્થની એક કમીટી નીમી. અને તેમને

"" પરિષદની શકયતા તેમજ આવશ્યકતા" ઉપર પુખ્ત વિચાર કરી સમસ્ત જ્ઞાતિબંધુઓને રીપોર્ટ કરવા સુચવવામા આવ્યુ. આ કમીટીએ પેતાના રીપોર્ટમા પરિષદની અ વશ્યકતા છે તેમ તેભરી શકાય તેમ પણ છે એવો અભિપ્રાય આપી ત રીપોર્ટ તા ૧૩-૭-૨૪ ના ગોજની જ્ઞાતિ સમસ્તની મીટીંગમા રજુ કર્યો. તે રિપોર્ટ મંજુર કર્યો અને પહેલી પરિષદ મુંબઇમા ભરવાનો ઠરાવ કરી "સ્વાગત કમીટી" નક્કી થાય ત્યાંસુધી પરિદના અંગનું પ્રચાર કામ તથા બધારણને લગતુ કામ કરવા માટે એક કાર્યવાહક કમીટી નીમી સદરહુ કાર્યવાહક કમીટીએ પરિષદનું બધારણ મુકરર કર્યું તથા પરિષદના ફંડમા રૂ. ૨૦૦૦ એક હજાર થાય તથા પચાસ ગૃહસ્થ સ્વાગત કમીટીના મેમ્બર થાય એટલે સ્વાગત કમીટીને તમામ કાર્ય સુપ્રત કરવા ઠરાવ્યું તે પ્રમાણે તા. ૨૫-૧-૨૫ ના રોજ સ્વાગત કમીટીમાં એકસો મેમ્બરો નોંધાએલ હોવાથી કાર્યવાહક કમીટી બંધ પડી અને તેનુ કામ સ્વાગત કમીટીએ સંભાળી લીધુ

૬-સ્વાગત કમીટીની પહેલી મીટીંગ તા ૨૮-૩-૨૫ ના રોજ મળી હતી આ સ્વાગત કમીટીને જ્ઞાતિને લગતા પ્રશ્ન પહેલી પરિષદમા લાવવા સલાહ ભરેલું નથી તેમ જણાયુ અને તેથી પરિષદમા આપ લખો છો તે પ્રમાણે નિર્ણયાત્મક ઠરાવો થઇ શકયા નહિ.

૭-આપણે સહુ જાણીએ છીએ કે દરેક જ્ઞાતિમા ત્રણ મતવાળા માણસો હોય છે.

૧-આપણી જુની રૂઢી અને, આચાર વિચાર છે તેને કાયમ પકડી રાખી કોઇપણ ફેરફાર નહિ કરવાના સુરત વિચારવાળા ગૃહસ્થો જેને આપણે 'રૂઢી બધ્ધ વિચારવાળા" ના નામથી ઓળખીયે

૨-હાલના જમાનાને અનુસરતી કેળવણી વેપાર રોજગાર તથા સમાજીક રાજનૈતિક ઉન્નતિ મળે તેટલા માટે જરૂર પડતા સુધારા વધારા આપણા આચાર વિચારમાં કરવા અને

કેટલાક અયોગ્ય બંધનો દુર કરી આપણી ઉન્નતિમાં આવતી આડખીલી દુર કરવાના વિચારવાળા ગ્રહસ્થોનો બીજો વર્ગ છે.—આ વર્ગ બંધારણ પૂર્વક કામ કરવા માગે છે અને જ્યા સુધી બંધારણ પૂર્વક આચાર વિચાર અને રૂઢીમાં ફેરફાર ન થાય ત્યાં સુધી જૂની રૂઢી તથા આચાર વિચારને માન આપે છે. ટુકમાં આ ગૃહસ્થોને આપણે "બંધારણ પૂર્વક સુધારકો"ની સંજ્ઞા આપી શકીએ.

૩-ત્રીજો વર્ગ એવો છે કે તેમણે હાલની પરિસ્થિતિ જોઇ હરીફાઇના કાળમાં જીવન નભાવવા માટે કોઇ પણ પ્રકારની રૂઢી કે આચાર વિચારને તિલાંજલી આપવી પડે તો આપવી અને "સગવડતા" એજ પોતાંનો ધર્મ સમજી વર્તન રાખનાર જ્ઞાતિબંધુઓનો છે. તેઓએ જ્ઞાતિની દરકાર કર્યા વિના જોઇએ તેવી છૂટપણ લીધી છે. આ ગૃહસ્થોને "સ્વચ્છંદ વૃત્તિવાળા" કહીયે તો ચાલે.

૪-ઉપરના ત્રણ વર્ગમાં પહેલો અને છેલ્લો વર્ગ પરિષદ ભરવાની તરફેણમાં ન જ હોય અને કદાચ પરિષદ ભરવાની સંમતિ આપે તો તે ફકત પોકળ શોભારૂપ પરિષદ થાય તેવી તેમની દઢ ઇચ્છા હોય તે સ્વાભાવિક છે કેમકે રૂઢીબધ્ધ વિચાર વાળાને રૂઢીમાં કે આચાર વિચારમાં ફેરફાર જોઇતો નથી અને તેથી પરિષદ જેવી સંસ્થાનો મુખ્ય હેતુ પાર પડે તો તેમની મનોવાંછનાને મોટો ધક્કો લાગે તે દેખીતું છે. તેવીજ રીતે ત્રીજા વર્ગના ગૃહસ્થો જો કે જ્ઞાતિની રૂઢીને તિલાંજલી આપવા વાળા છે તો પણ તેમને હાલની આપણી જ્ઞાતિનીછિન્ન ભિન્ન દશા ઇષ્ટ છે કેમકે જ્યાંસુધી બંધારણ નથી અને તેથી આપણી જ્ઞાતિનું કાઇ સંઘબળ નથી ત્યાંસુધી તેઓ તેમની સ્વચ્છંદતા પોષી શકે છે બંધારણ થાય અને સંઘબળ કેળવાય તો કદાચ જ્ઞાતિ ત્રીજા વર્ગનો ગૃહસ્થોની સ્વચ્છંદતા ઉપર અંકુશ મુકે તે તેમને ઇષ્ટ નથી એટલે જો કે પહેલાવર્ગ અને ત્રીજા વર્ગના બંધુઓ તદન વિરૂધ્ધ વિચારના તેમજ આચારના છે તો પણ તેઓ પરિષદના પ્રત્યે સરખીજ લાગણી ધરાવે છે.

પુરૂષો માટે કરી દીધો તેજ ઉત્તેજક છે ઠરાવ પાચમો-બધી નાગર જ્ઞાતિમા કોઇ પણ ઉચો નીચો ના સમજવો ને બધામા કન્યા આપ લે નો વ્યવહાર કરવો-સ્ત્રીઓની પ્રગતિપ્રિયતા બતાવે કે ઠરાવ છઠ્ઠો-પરિષદ વિધુર લગ્ન તરફ તિરસ્કાર બતાવેછે-જાણે કે વિધવાવિવાહના પ્રતિપક્ષીઓને ઠીક ફટકો લગાવે છે ઠરાવ ચોથો અને આઠમો-જ્ઞાતિભોજનો તથા લગ્ન વખતની પહેરામણી બધ કરવાના પણ ઠરાવના રૂપમાથી કાર્યાત્મકરૂપ જલ્દી પકડી શકે તેવુ ઇચ્છવા જેવા છે

વિસનગરાનાગરોએ આઠ વખત પરિષદ ભરી વડનગરાઓએ પણ એક વખત ભરી નાગરોની આ બન્ને નાતો તો વિચાર કરતી થઇ કહેવાય હવે જો પ્રગતિ ત્વરિત કરવી હોય તો સમસ્ત નાગરોની એક પરિષદની જરૂરની ના કોણ પાડશે? ડો

## ૨ પ્રાસગિક થોડુક

**પરિષદ પહેલા અને પછી**

૧-ખરીવાત છે કે આપણી જ્ઞાતિની દશા છિન્ન ભિન્ન છે કોઇ સ્થળે જ્ઞાતિનું બધારણ હોય તેમ માની શકાતું નથી અને હાલના ચાલુ જમાનાને અનુસરી આપણી પરિસ્થિતિ વિચારી કઇ બધારણ કરવા તથા આપણી જ્ઞાતિના યુવકોને માર્ગ દર્શક થઇ પડે તેવા ઉન્નતિના ઉપાયો સુચવવા થોડી ઘણી ધગશ સને ૧૯૨૪ થી સને ૧૯૨૬ સુધીમા દેખાઈ અને તે ધગશ તદ્દન હવે તો વિરમી છે એમ કહ્યા વિના છુટકો નથી

૨-ખરૂ છે કે પહેલી પરિષદમા કઇ નિર્ણયાત્મક ઠરાવો થયા નથી પરતુ આપણા જુદા જુદા કેન્દ્રો માથી પ્રતિનિધિઓ હાજર થયા અને જ્ઞાતિના સવાલોની ચર્ચા કરવા ઇચ્છા બતાવી તેટલી હકીકતતો કબુલ કર્યાવિના ચાલે તેમ નથી

૩-આવી પરિષદ ભરવામા પણ ઘણા વખત સુધી વિચાર કરવો પડયો છે પરિષદ ભરવાના પ્રશ્ન પહેલીવાર મુબઇ સમસ્ત વડનગરા નાગર મડળના વાર્ષિક મહોત્સવ સવત ૧૯૭૯ ના ભાદરવા સુદ ૪ (ચોથ ના દીવસ મુબઇમા થયો તે વખતે આપણા કેટલાક ભાઇઓએ આ સવાલ ઉપાડયો આ પ્રશ્નનો શાતિથી વિચાર કરવા

મુંબઈમાં મારે ત્યાં થોડા ભાઈઓ ભેગા થયા. અમો જેટલા ભાઈઓ ભેગા થયા હતા તેટલાનો એવો મત થયો કે આપણી જ્ઞાતિની પરિષદની જરૂર છે તેમાં કાંઇ શંકા નથી. પરંતુ પરિષદ ભરીને આપણે કાર્ય સાધક કામ કરી શકશું કે કેમ તે સબંધમાં શંકા રહેલી હતી અને તે બાબત નાગર નેત્રમણી મારફત યોગ્ય પ્રચાર કરવા રા. રા. ઉછરંગરાય ઓઝાને વિનંતી કરી.

૪–ત્યારબાદ તા. ૨–૩–૧૯૨૪ ના રોજ પૂજ્ય ગુલાબરાય ગોવીંદરાય દેશાઇ મુંબઈ પધાર્યા. તેમની જ્ઞાતિસેવા માટેની ધગશ સૌને જાણીતી છે. અને તેથી તેમની હાજરીનો લાભલઇ તેઓના વિચાર જાણવાની અમૂલ્ય તક નહીં ખોવાના હેતુથી મુંબઇમાં રા. રા. યશવંતરાવ સાકરલાલને ઘેર આપણા ભાઈઓનો મેલાવડો યોજવામાં આવ્યો. આ યોજના બહુ સફળ થઇ. રા. રા. ગુલાબરાય ભાઇએ ચર્ચામાં ખૂબ રસ લીધો અને પરિણામે વડનગરા નાગરો (વૈદિક તથા ગૃહસ્થો)ની એક પરિષદ બોલાવવા આવશ્યકતા છે એ વિચાર ઉપર ફરીને હાજર રહેલા ગૃહસ્થોએ પોતાનો ઠરાવ કર્યો અને મુંબઇ વડનગરા નાગર મંડળ આવું કામ ઉપાડવા માટે યોગ્ય છે અને મુંબઇનું સ્થળ પણ આપણી પરિષદ માટે દરેક રીતે અનુકૂળ છે તેમ માની સદરહુ મંડળને પરિષદ બોલાવવા માટે તા. ૨–૩–૧૯૨૪ ના પત્રથી વિનંતિ કરવામાં આવી.

૫–ત્યારબાદ મહે. ગુલાબરાય ભાઇએ પરિષદ ભરવાની તરફેણમાં પ્રચારકાર્ય તરીકે મુંબઇના વડનગરા નાગર મંડલના આસરાનીચે આપણી જ્ઞાતિબંધુઓની સભામાં પરિષદની આવશ્યકતા ઉપર એક ભાષણ આપ્યું હતું જેની ઘણી જ ઉંડી અસર શ્રોતાજનો ઉપર થઇ. છેવટે મંડળે મુંબઇમાં વસતા તમામ નાગર ગૃહસ્થો તથા બ્રાહ્મણોની એક સભા ૬–૪–૧૯૨૪ ના રોજ બોલાવી અને તેમાં પણ આપણા ભાઇઓએ સારી હાજરી આપી હતી. તે સભામાં સર્વપક્ષી મત જાણવાના હેતુથી પાંત્રીશ ગૃહસ્થની એક કમીટી નીમી. અને તેમને

"પરિષદની શકયતા તેમજ આવશ્યકતા" ઉપર પુખ્ત વિચાર કરી સમસ્ત જ્ઞાતિબંધુઓને રીપોર્ટ કરવા સુચવવામા આવ્યું. આ કમીટીએ પેતાના રીપોર્ટમાં પરિષદની અવશ્યકત છે તેમ તેભરી શકાય તેમ પણ છે તેવો અભિપ્રાય આપી ને રીપોર્ટ તા ૧૩ ૭-૨૪ ના રોજની જ્ઞાતિ સમસ્તની મીટીંગમા રજુ કર્યો. તે રિપોર્ટ મંજુર કર્યો અને પહેલી પરિષદ મુંબઇમા ભરવાનો ઠરાવ કરી "સ્વાગત કમીટી" નકી થાય ત્યાંસુધી પરિદના અગનું પ્રચાર કામ તથા બંધારણને લગતું કામ કરવા માટે એક કાર્યવાહક કમીટી નીમી સદરહુ કાર્યવાહક કમીટીએ પરિષદનું બધારણ મુકકર કર્યું તથા પરિષદના ફડમાં રૂા. ૧૦૦૦ એક હજાર થાય તથા પચાસ ગૃહસ્થ સ્વાગત કમીટીના મેમ્બર થાય એટલે સ્વાગત કમીટીને તમામ કાર્ય સુપ્રત કરવા ઠરાવ્યું તે પ્રમાણે તા. ૨૫-૧-૨૫ ના રોજ સ્વાગત કમીટીમાં એકસો મેમ્બરો નોંધાએલ હોવાથી કાર્યવાહક કમીટી બંધ પડી અને તેનુ કામ સ્વાગત કમીટીએ સંભાળી લીધું

૬-સ્વાગત કમીટીની પહેલી મીટીંગ તા ૨૦-૩-૨૫ ના રોજ મળી હતી આ સ્વાગત કમીટીને જ્ઞાતિને લગતા પ્રશ્ન પહેલી પરિષદમા લાવવા સલાહ ભરેલું નથી તેમ જણાયુ અને તેથી પરિષદમા આપ લખો છો તે પ્રમાણે નિર્ણયાત્મક ઠરાવો થઇ શકયા નહિ.

૭-આપણે સહુ જાણીએ છીએ કે દરેક જ્ઞાતિમાં ત્રણ મતવાળા માણસો હોય છે.

૧-આપણી જુની રૂઢી અને, આચાર વિચાર છે તેન કાયમ પકડી રાખી કોઇપણ ફેરફાર નહિ કરવાના ચુસ્ત વિચારવાળા ગૃહસ્થો જેને આપણે "રૂઢી બધ્ધ વિચારવાળા" ના નામથી ઓળખીયે

૨-હાલના જમાનાને અનુસરતી કેળવણી વેપાર રોજગાર તથા સમાજીક રાજનૈતિક ઉન્નતિ મળે તેટલા માટે જરૂર પડતા સુધારા વધારા આપણા આચાર વિચારમાં કરવા અને

કેટલાક અયોગ્ય બંધનો દુર કરી આપણી ઉન્નતિમાં આવતી આડખીલી દુર કરવાના વિચારવાળા ગ્રહસ્થોનો બીજો વર્ગ છે.—આ વર્ગ બંધારણ પૂર્વક કામ કરવા માગે છે અને જ્યા સુધી બંધારણ પુર્વક આચાર વિચાર અને રૂઢીમાં ફેરફાર ન થાય ત્યાં સુધી જૂની રૂઢી તથા આચાર વિચારને માન આપે છે. ટુકમાં આ ગૃહસ્થોને આપણે "બંધારણ પૂર્વક સુધારકો"ની સંજ્ઞા આપી શકીએ.

૩–ત્રીજો વર્ગ એવો છે કે તેમણે હાલની પરિસ્થિતિ જોઇ હરીફાઇના કાળમાં જીવન નભાવવા માટે કોઇ પણ પ્રકારની રૂઢી કે આચાર વિચારને તિલાંજલી આપવી પડે તો આપવી અને "સગવડતા" એજ પોતાનો ધર્મ સમજી વર્તન રાખનાર જ્ઞાતિબંધુઓનો છે. તેઓએ જ્ઞાતિની દરકાર કર્યા વિના જોઇએ તેવી છુટપણ લીધી છે. આ ગૃહસ્થોને "સ્વચ્છંદ વૃત્તિવાળા" કહીયે તો ચાલે.

૮–ઉપરના ત્રણ વર્ગમાં પહેલો અને છેલ્લો વર્ગ પરિષદ ભરવાની તરફેણમા ન જ હોય અને કદાચ પરિષદ ભરવાની સંમતિ આપે તો તે ફક્ત પોકળ શોભારૂપ પરિષદ થાય તેવી તેમની દ્રઢ ઇચ્છા હોય તે સ્વાભાવિક છે કેમકે રૂઢીબધ્ધ વિચાર વાળાને રૂઢીમાં કે આચાર વિચારમાં ફેરફાર જોઇતો નથી અને તેથી પરિષદ જેવી સંસ્થાનો મુખ્ય હેતુ પાર પડે તો તેમની મનોવાંછનાને મોટો ધક્કો લાગે તે દેખીતું છે. તેવીજ રીતે ત્રીજા વર્ગના ગૃહસ્થો જો કે જ્ઞાતિની રૂઢીને તિલાંજલી આપવા વાળા છે તો પણ તેમને હાલની આપણી જ્ઞાતિનીછિન્ન ભિન્ન દશા ઇષ્ટ છે કેમકે જ્યાંસુધી બંધારણ નથી અને તેથી આપણી જ્ઞાતિનું કાંઇ સંધબળ નથી ત્યાંસુધી તેઓ તેમની સ્વચ્છંદતા પોષી શકે છે બંધારણ થાય અને સંધબળ કેળવાય તો કદાચ જ્ઞાતિ ત્રીજા વર્ગનો ગૃહસ્થોની સ્વચ્છંદતા ઉપર અંકુશ મુકે તે તેમને ઇષ્ટ નથી એટલે જો કે પહેલાવર્ગ અને ત્રીજા વર્ગના બંધુઓ તદન વિરૂધ્ધ વિચારના તેમજ આચારના છે તો પણ તેઓ પરિષદના પ્રત્યે સરખીજ લાગણી ધરાવે છે.

૯—આવી આપણી એક બીજાથી પ્રતિકૂળ મનોદશામા પરિષદ ભરવામા આવે ત્યા શુ પરિણામ આવે તે સહેજ સમજાય તેવુ છે પરિષદ બોલાવનાર વાળા ગૃહસ્થોની જવાબદારી ઘણી જ મોટી છે. તેમને પરિષદ ભાગી ન પડે, ભેગા થયેલા જ્ઞાતિબંધુઓ વચ્ચે પ્રગતિસૂચક ઐક્યતા સાધવાને બદલે એક બીજા વચ્ચે વૈમનસ્યના બીજ રોપાઇ ન જાય અને તેવી બીજી અનેક ચિંતાઓ સ્વાભાવિક રીતે વળગી પડે છે અને તે ચિંતાના પરિણામે ચર્ચાસ્પદ ઠરાવો પહેલી પરિષદમા ન લાવવા લલચાય તે સમજી શકાય તેવુ છે

૧૦—પરંતુ પહેલી પરિષદમા વડનગરા નાગરોના રહેઠાણના તમામ કેન્દ્ર સ્થાનના પ્રતિનિધિ વાળી એક સ્થાઇ સમિતિ (Standing committee) નીમી છે અને તે સમિતિને હવે બીજી પરિષદ ભરાય ત્યાસુધી કામ કરવાનુ પ્રાપ્ત થયુ છે જ્ઞાતિને ખરેખર પ્રગતિના માર્ગ ઉપર જ મુકવી હોય તો આ સમિતિના ગૃહસ્થોએ તથા સેક્રેટરીઓએ હવે પોતાની જવાબદારી સમજી કામ શરૂ કરવું જોઇએ તેઓ જે જે સ્થળે રહેતા હોય તે તે સ્થળમા જ્ઞાતિની સભા બોલાવી જ્ઞાતિબંધુઓને હાલના જમાના પ્રમાણે કેળવવા પ્રયત્ન કરવો જોઇએ આપણા કેન્દ્ર સ્થાનામા જમાનાને અનુકૂળ અને સૌ જ્ઞાતિબંધુઓને જવાબદાર એવું કાઇ બંધારણ નથી જ્ઞાતિના પ્રશ્નો ચર્ચવા માટે કાઇ ઉત્સાહ પણ નથી તે એટલે સુધી કે કોઇ જ્ઞાતિબંધુ જ્ઞાતિને શરમાવે એવુ અઘટિત કૃત્ય કરે તો તેને ઠપકો વટીક દેવા માટે કોઇ સત્તાવાહી સંસ્થાજ નથી. જુની રૂઢિ પ્રમાણેની પટેલની સંસ્થા નષ્ટ થઇ છે તેમા શંકા રાખવા જેવુ નથી પટેલ કે તેના વંશજો હવે જ્ઞાતિમાં કાઇ વજન ધરાવેછે અને તેઓ પોતાના ચારિત્ર્ય અને નીતિ બળથી જ્ઞાતિબંધુઓના ચારિત્ર્ય અને નીતિ ઉપર અંકુશ રાખી શકે છે તેમ માનવું તે સત્યથી તદન વેગળું છે આ જમાનો વ્યક્તિ સ્વાતંત્ર્યનો છે દરેક વ્યક્તિ પોતાના જ વિચારને યોગ્ય માનવા તૈયાર છે આ ભલે પાશ્ચાત્ય કેળવણીનું પરિણામ હોય પણ વસ્તુ સ્થિતિ જે છે તેને વળગીને જ કામ લેવું જોઇએ તેમા

ડહાપણ છે. જ્યારે વ્યક્તિગત જમાનો છે એમ કબુલ કરીએ તો પછી વ્યક્તિને સમષ્ટિનો ભોગ હોય તે સમષ્ટીએ તે વ્યકિત વ્યકિતના વિચાર પ્રમાણે નિયમ ામાં લેવા યત્ન કરવો જોઇએ. અને તેવુ નિયમન હાલના કાળમાં સ્વીકારાયેલ સર્વમાન્ય સિધ્ધાંત પ્રમાણે બંધારણ કર્યાવિના થઇ શકશે નહિ.

૧૧–માટે દરેક નાગરબંધુએ અને ખાસકરીને પરિષદે નીમેલ સ્થાઇ સમિતિના સભાસદોએ પોતાના કેન્દ્રમા જ્ઞાતિના ગૃહસ્થો જ્ઞાતિની પ્રગતિ માટે પગલાં લઇ શકે. જ્ઞાતિમા પવર્તતી સ્વચ્છંદતા દુર કરી શકે અને જમાનાને અનુકૂળ સુધારા વધારા કરી શકે તે માટે પ્રથમ દરજ્જે જ્ઞાતિનું બંધારણ કરવું જોઇએ. આ પ્રથમ પગલું છે અને તેમાં ફતેહ મેળવ્યા પછી એટલે કે દરેક કેન્દ્રમા જ્ઞાતિનું બંધારણ થઈ જાય ત્યાર પછી તેવાં બંધારણને અનુસરી દરેક કેન્દ્રમાંથી પ્રતિનિધિઓ ચુટાય તે બીજુ પગથીયું છે. આટલું બંધારણ થાય તો પછી આગળ વાત કરવા આપણે લલચાઇએ.

૧૨–અહિ હું જણાવવા રજા લઉં છું કે આવાં બંધારણની આવશ્યકતા રાજકોટમાં વસ્તા નાગરોને જણાઇ છે. ને તેમણે તેવું બંધારણ નકી કરવા માટે એક કમીટી પણ હાલ મુકરર કરી છે આશા રાખીયે કે સદરહુ કમીટી રાજકોટમાં વસતા સર્વભાઇઓને અનુકૂળ ધારાધોરણો તૈયાર કરી શકશે અને તેજ રીતે કરાંચી તથા મુંબઇ વગેરે સ્થળોમાં આપણા ભાઇઓએ મોટી સંખ્યામાં લગભગ કાયમની વસવાટ કરી છે. તેઓના આચાર વિચારમાં સામ્યતા હોવાનું પણ માની શકાય એટલે તેઓ પણ પોતાને ત્યાં જ્ઞાતિમંડળનું બંધારણ કરી દરેક ગૃહસ્થ તેમાં ભાગ લઇ શકે તેવી યોજના કરશે.

૧૩–પહેલી પરિષદે જે કામ કર્યું છે તે માર્ગદર્શક નો ઉજ અલબત હજુ ઘણું કરવાનું બાકી છે. તેથી પરિષદ પછી શું કરવું તેના જવાબ એટલોજ છે કે બીજી પરિષદ માટે યોગ્ય વાતાવરણ ઉભું કરવું. વધારે ઉત્સાહથી વધારે પ્રગતિ કરવાના હેતુથી આગળ

ધપવા માટે બીજી પરિષદ યોગ્ય સ્થળે ભરવી જોઈએ. આ કાર્યની જવાબદારી તમામ જ્ઞાતિબંધુઓ ઉપર છે. માટે દરેક સ્થળે પરિષદ માટે યોગ્ય પ્રચાર કામ કરવા દરેક જ્ઞાતિબંધુ કટીબધ્ધ થશે એમ હું પ્રાર્થના કરું છું. કુલશંકર ક. બક્ષી

## ૨ " દિલનાં દાન "—એક ખુલાસો

"દિલના દાન" એ માત્ર દંપતિ સમબન્ધ કેવા પ્રકારનો, કેવા આશયથી બંધાયેલો હોવો જોઈએ તેનું દિગ્દર્શન કરાવવા એ જીવન્ત ઘટનાને પ્રસિધ્ધિ આપવાથી, વર્તમાન યુગમા, અધોગતિના અગાધ પ્રવાહમા, ઘસડાતી રહેલી આજના યુગની પ્રજા પર સચોટ અસર થ ય, એવા આશયથી જ પ્રસિધ્ધિ કરવામા આવી છે

"કન્યા અને ગાય દોરે ત્યા જાય" એ આજ સદીઓ થયા આર્યાવર્તની પ્રચલિત કહેવત છે. વર્તમાન યુગમા કન્યાના માબાપની સ્થિતિ ઘણી જ દયાજનક થતી આપણી નજરે પડે છે. માબાપ પોતાના છોકરા માટે સારું ઘર જોવા, કેમ સારે ઠેકાણે પડે એ માટે તલપી રહ્યા હોય, અલબત્ત આ પણ એક સમજી શકાય એવી બાબત છે, સ્વાભાવિક છે. કે માબાપોની એવી વાચ્છના હોય પણ ખરી, પણ તેમાં જો યોગ્યાયોગ્યને વિચાર કરવાના તો અવકાશ લેવાય તો કેવું સરું?

આવા પ્રકરની સ્થિતિ કોઇ પણ રીતે પસદ કરવા લાયક નજ ગણાય એ તો સૌ કોઇ સમજી શકે એવી બાબત છે અને તેથીજ દંપતિ તરીકેની મહાન ફરજ અદા કરવા માટે આખી જીંદગી પર્યંત જોડાઇ રહેનાર વ્યકિતઓની ભાવના કેટલી ઉચ્ચ કક્ષાની હોવી જોઇએ. તેનું સપ્રમાણ દ્રષ્ટાંત, "દિલના દાન" મા અ.પી આવી વ્યકિતઓમાં કેટલી ખાનદાનભરી ઉચ્ચ ભાવનાની સચોટ છાપ પડેલી હોવી જોઇએ તે દર્શાવવાના શુભ હેતુસર આ લેખને પુનઃમુદ્રિત કરવામાં આવ્યો છે. અને તેથી કાઈ પણ વ્યકિતપર ટીકા કે ચર્ચા કરવાના પ્રયાસને હાથ જ લગાડવામાં આવ્યો નથી. છતાં પણ એ

ઘટનાને પોતાને લાગે વળગે છે અને જે સ્વરૂપમાં છપાઇ છે તેથી સમુદાયમાં પોતાની હાંસી થવાનો સંભવછે એમ બતાવી રા મોતીલાલ છોટાલાલ ફીકાણીએ વાંધો ઉઠાવનારૂં લખાણ મારા પર મોકલી આપ્યું.

આ લેખને છપાવવાના હેતુ બાબત હું શરૂઆતમાં જ જણાવી ગયો છું છતાં પણ એથી કોઇની લાગણી દુભાતી હોય, કોઇને માઠું લાગતું હોય, અથવા કોઇના મનને કલેશ પહોંચતો હોય, તો તેમના સાન્ત્વન ખાતર અને મ્હારા સમાધાન પ્રિય સ્વભાવને ખાતર જણાવવાની રજા લઉં છું કે મ્હારો ખરો હેતુ બહાર પાડતાં કોઇ પણ વ્યકિતની લાગણી જાણે અજાણે દુભાઇ. હોય તો તે માટે હું અંત:કરણ પૂર્વક ને ઘટના છપાવવા માટે દિલગીરી જાહેર કરું છું.

અંતમાં એ દંપતિ દીર્ઘાયુષ્ય ભોગવે એવી પ્રાર્થના સાથે અત્રે વિરમું છું.

ગજેન્દ્ર છે. બુચ

**નોંધ**—રા. ગજેન્દ્ર બુચના આ ખુલાસા સાથે અમે અનુમત થઇયે છીએ અને આ ઘટનાના આશયની શુદ્ધતા વિષે કોઇને કંઈ શંકા નહિ રહે એમ આશા રાખીયે છીએ. અધિ: નાગરિક.

### ૩ અમદાવાદમાં નિવાસગૃહની યોજના

[નીચેની વિજ્ઞપ્તિથી જણાશે કે અમદાવાદમાં આવાં નિવાસગૃહની ચળવળ ચલે છે. જેઓને બહારગામ ભણવાને મોકલવાં પડે તેવાં સંતાનો છે અને જેઓ બહારગામ ભણ્યા છે તેઓ જ આવી સગવડની ખરી કિમ્મત સમજી શકે. અમે તો એમ માનીએ છીએ કે જ્ઞાતિના યુવકો ધર્મનો નાશ કરે છે કે નહિં-કારણ આ આક્ષેપ મૂકનારામાંથી ઘણાખરાને મતે બ્રાહ્મણનું કે બહારનું ખાધું એટલામાં જ ધર્મનાશ સમાય છે-તે પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ, શુધ્ધ સમાજીક દ્રષ્ટિએ પણ આવાં નિવાસગૃહો બહુ આવશ્યક છે

નિવાસગૃહ સ્થાપવું તે એક વાત છે અને નીભાવવું તે બીજી વાત છે. સંચાલકો ચીવટથી દરેક વીગતનો વિચાર કરીને પૂરતું ધ્યાન આપે તોજ સરળતા આવે. આવી ચિવટાઇ અમદાવાદના કાર્યકર્તાઓમાં આવે એમ ઇચ્છીએ છીએ.

તંત્રી]

શ્રી વડનગરાનાગરજ્ઞાતિખંધારણ વિમર્શક સમિતિ

નાગરિક કાર્યાલય
હૉસ્પિટલ રોડ,
કરાચી તા. ૩-૩-૩૦

પરિપત્ર સં. ૨

પરિપત્ર સં. ૧ માં દર્શાવેલા ૪ પ્રસ્તાવો ઉપર મળેલા, સભ્યોના મતનું પરિણામ આ મુજબ છે.

**પ્રસ્તાવ ૧ લો**:—બહુમતિના ક્રમે કૉ-ઑપ્ટ થયેલા આઠ સભ્યો. લેડી વિદ્યાગૌરી નીલકણ્ઠ, ગં. સ્વ. શોભાલક્ષ્મી વૈષ્ણવ, અમદાવાદ. રા. રૂદ્રપ્રસાદ મા મંકોડી, સૉલિસિટર, મુંબઇ. ડૉક્ટર દોલતરાય ઝાલા, કરાચી. રા. વિનાયક નન્દશંકર મ્હેતા, આઇ. સી. એસ. મથુરા. રા. ધર્મસુખરામ તનસુખરામ ત્રિપાઠી, રા. નૌતમલાલ રણછોડદાસ બક્ષી, જામનગર. રા. ઇશ્વરલાલ રતનલાલ અનંતાણી વકીલ, કચ્છભુજ.

પ્રસ્તાવ ૨ જો:—સમિતિનું કાર્યક્ષેત્ર નક્કી કરવા સબકમિટિ નીમવા વિષે અનુમત ૩ પ્રતિમત ૭

પ્રસ્તાવ ૩ જો:—સમિતિનું દફતર નાગરિકકાર્યાલયમાં રાખવા વિષે અનુમત ૯. "ગલગરીતે" ૧ મત

પ્રસ્તાવ ૪ થો:—સમિતિના સભ્યમીન્ત્ર નાગરિકના તન્ત્રીઓ રહે એ વિષે અનુમત ૯ એકમત સમિતિમાં ન ચૂંટાયેલા એવા એક ગ્રહસ્થનો ઉમેરો સૂચવે છે.

**અગત્યનું**—નીચેના પ્રસ્તાવ વિષે આપનો મત સત્વર **મોકલવા વિનતિ છે.** (પોસ્ટકાર્ડ ઉપર લખી જલદી રવાના કરશોજી)

**પ્રસ્તાવ ૫ મો**:—સમિતિની કારવાહી દર્મ્યાન ચાલુ વ્યવહાર અને પદ્ધતિ 'પ્રોસીજર' અને 'કૉન્સ્ટિટ્યુશન' વિષેના પ્રશ્નો 'પોઇન્ટ્સ ઑફ ઑર્ડર' વગેરેમાં નિર્ણય શોધવા નીચે જણાવેલા ત્રણ સભ્યોની Rulings Committee નીમવી.

૧ રા. રા. નયનસુખલાલ હ. પંડયા ઍમ. ઍ. ઍલઍલ. બી સૉલિસિટર.

૨ રા. રાજેન્દ્ર સોમનારાયણ દલાલ જે. પી.

૩ રા. રા. વિનાયક નન્દશંકર મ્હેતા આઇ. સી. એસ.

રજુ કરનાર:—ચન્દ્રશંકર અમૃતલાલ બુચ.

ટેકો દેનાર:—વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

મંત્રીઓ

**ચન્દ્રશંકર અમૃતલાલ બુચ**

## વિજ્ઞપ્તિ

સુજ્ઞ જ્ઞાતિબંધુઓ,

વીસમી સદીમાં અપાતી કેળવણીની જુદી જુદી શાખાઓનું કેન્દ્રસ્થાન અમદાવાદ થોડે ઘણે અંશે બની રહ્યું છે એવા સ્થળમાં આપણી જ્ઞાતિના કચ્છ કાઠિયાવાડના વિદ્યાર્થી બંધુઓ માટે ભોજન તથા નિવાસસ્થાન માટે યોગ્ય સગવડતાની આવશ્યકતા છે તેવી સગવડતાના અભાવે આપણી પવિત્ર જ્ઞાતિના કેટલાયે યુવકો ધર્મ તથા તદુપરાંતના સામાન્ય નિયમોના ભંગ કરી બહારની લોજોના આશ્રિત થઈ રહ્યા છે જે બીના જેટલી શોચનીય છે તેટલી જ નિંદાપાત્ર છે. સ્થાનિક કચ્છ કાઠિયાવાડ વડનગરા નાગર મંડળનું આ હકીકત ઉપર કેટલાક વિદ્યાર્થી બંધુઓ ધ્યાન ખેંચતા તે મંડળે આ દિશામાં પ્રબંધ કરવા માટે એક સમિતિની નીમણુક કરી છે અને તે સમિતિ જ્ઞાતિબંધુઓનું નીચેની હકીકત ઉપર ધ્યાન ખેંચે છે —

૧ નિવાસગૃહની સ્થાપના થયે તેને રહેવાના મકાનભાડું તથા રસોઇયા નોકરના પગારનો બોજો વિદ્યાર્થી ઉપર નહિ નાખતા મંડળે ભંડોળ કરી પ્રબંધ કરવો જોઇએ

૨ નિવાસગૃહના ઉપયોગ અર્થે એ ગૃહની સ્થાપના થયા પછી મંડળ પાસે ઠામ જે વાસણ વગેરે છે તે મંડળ આપવા તૈયાર છે

૩ નિવાસગૃહના ભંડોળ પેટે મંડળ પાસે રૂા ૧૦૦) ની રકમ છે તે ૧માં જણાવેલ વ્યવસ્થા કરવા માટે આ ભંડોળમાં વૃદ્ધિ કરવાની જરૂર છે અને તેથી અમે સર્વ જ્ઞાતિબંધુઓને નમ્ર વિનતી કરીએ છીએ કે દરેક ભાઇએ યથાશક્તિ આ વિદ્યાદાન કરી પોતાની ફરજ બજાવવી.

સહુ પોતાનો હિસ્સો નીચેને શિરનામે મોકલવા કૃપા કરશે અથવા સ્વયંસેવકોને રૂબરૂ આપશે.

નાણા મોકલવાનું ઠેકાણું:—વૈકુંઠરાય વિઠલરાય ઝીકાણી.
વોચ એન્ડ વોર્ડ ઇન્સ્પેક્ટર, રેલ્વે પુરા, અમદાવાદ

૧. વેણીશંકર ક વત્સરાજ
૨. વૈકુંઠરાય વિ. ઝીકાણી
૩. શામપ્રસાદારૂ. વસાવડા
૪. વીજયરામ પ્રી. ઓઝા

**શ્રી કચ્છ કાઠીયાવાડ વડનગરા નાગર–વિદ્યાર્થી**
**નિવાસ: અમદાવાદ—**

ઉપરોક્ત નિવાસ ઊભું કરવા નીમાયેલી સમિતિએ એકઠાં કરેલા નાણાંની વિગત પોષ વદ ૫ ૧૯૮૬ સુધી

જ — ઉ

૫૦) શ્રી હરીભાઇ વિજયશંકર ઓઝા, ભાવનગર
૫૦) શ્રી માણેકલાલ મોતીલાલ મ્હેતા, ભાવનગર
૪૦) શ્રી ગુલાબરાય ગોવિન્દરામ દેસાઇ અને ચિ. ઓ. ભાવનગર
૨૦) શ્રી મગનલાલ બાપુભાઇ, ભાવનગર
૫) શ્રી મોહનલાલ દયાશંકર નડીયાદ
૪૦) શ્રી નાનુભાઈ જયન્તલાલ ઓઝા, ભાવનગર

૬૮૦) શ્રી કચ્છ–કાઠીયાવાડ વડનગરા નાગર મંડળના કોષાધિકારી શ્રી દેવીપ્રસાદ ગૌરીશંકર વસાવડા B. A. L. L. B. દ્વારા તેમના તથા મંડળના પ્રમુખશ્રી શંકરલાલ દોલતરામ સ્વાદીયાના સંયુક્ત નામે બરોડા બેન્કમાં અનામત.

[જુઓ અનુસંધાન પૃ. ૧૫૦]

શ્રી વડનગરાનાગરજ્ઞાતિબંધારણ                દફતરઃ
વિમર્શકસમિતિ                નાગરિક કાર્યાલય
પરિપત્ર નં. ૧                હૉસ્પિટલ રોડ,

કરાચી, તા ૨૬ ૧૨-૧૯૨૯.

સમિતિના સભ્યો પ્રત્યે,

આપ સહુને નિવેદિત કર્યા મુજબ સમિતિની જે વરણી થઇ હતી તેમા નીચે મુજબ ફેરફાર થયો છે આચાર્ય ધ્રુવ રા ત્રિભુવનરાય રાણા રા ગુલાબરાય છાયા અને સગ લલ્લુભાઇ એટલા સભ્યોએ સમયના અભાવે સમિતિમા સક્રીય ભાગ લેવા અશક્તિ બતાવી હોતા મતના અનુક્રમે રા રવિશંકર ગણેશજી અંજારિયા, રા છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી, રા અતિસુખશંકર ત્રિવેદિ અને રા વિજયરાય કલ્યાણરાય, વૈદ્ય સમિતિના સભ્યો તરીકે આમેજ થયા છે.

જુદા જુદા મંડળો અને જ્ઞાતિસમૂહો પૈકી નીચે જણાવેલા પ્રતિનિધિઓ ચૂંટાયા છે.

મુંબઇ ન ના મંડળ તરફથી રા રા દલપતરામ દો અન્તરિયા, બી એ.
અમદાવાદ ક કા ના મંડળ તરફથી ડૉક્ટર ગુણવંતરાય માકડ, એમ ડી.
પેટલાદ વ ના પ્રા યુ મ ડળ તરફથી ડૉક્ટર મહનેશ, સે દવે એમ બી બી એસ
ભુજ વ. ના. મંડળ તરફથી રા ગુલાબશંકર અમૃતલાલ ધોળકિયા.
કરાચી વ. ના મંડળ તરફથી રા જયાશંકર પ્રાણશંકર ઢેબર.
જુનાગઢ ના. નિ. ફંડ તરફથી ગ. જગગશંકર જીવણલાલ ઝાંયા
રંગુન ના. બ. સમાજ તરફથી રા. કાન્તિલાલ મા દેસાઇ.
પોરબંદર નાગર જ્ઞાતિ તરફથી રા હરિલાલ કલ્યાણરાય મારૂ
ભાવનગર નાગર જ્ઞાતિ તરફથી રા દોલતરાય માકન્લાલ મહેતા.

આ ઉપરાંત વડોદરા, નડિયાદ, જામનગરના પ્રતિનિધિઓના નામ તુરતમાં આવશે એમ લખાણ આવી ગયું છે. આ રીતે જોતાં સમિતિનું પ્રતિનિધિત્વ બહોળા પ્રકારનું બનવા પામ્યું છે. અને આ સમિતિ જ્ઞાતિ વિષયના મહત્વના નિર્ણયો કરવા ભાગ્યશાળી બને એવી શ્રી દાકકેશ પ્રત્યે પ્રાર્થના છે.

આપે હવે આઠ સભ્યોને કૉ ઑપ્ટ કરવાના છે. સાથેના પ્રસ્તાવ પત્રકમાં એ નામો ભરી અમને **૧૫ જાન્યુઆરી ૧૯૩૯** સુધીમાં મોકલવા વિનંતિ છે. ૧૫મી સુધી મળેલા મતોની ગણત્રીનું પરિણામ આપને વિદિત કરવામાં આવશે.

પ્રસ્તાવ પત્રકમાં એક વિશિષ્ટ બાબત, સમિતિનું કાર્યક્ષેત્ર નકકી કરવા વિષેની છે. આ વિષે થોડાક અભિપ્રાય આ સાથે આપ્યા છે. આપનો અભિપ્રાય પણ તા. ૧૫-૧-૨૯ સુધી મળે તેમ મોકલવા વિનતિ છે. જો આપ એ વિષયમાં ત્રણ યા વધુ જણની સમિતિ નીમવાના મતમાં હો તો અનુકૂલ નામો પત્રકમાં જણાવવા આગ્રહ છે. પ્રસ્તાવ ત્રીજો અને ચોથો ધોરણસર દાખલ થવા જરૂરી હોતાં એમાં પણ આપની અનુમતિ માગી છે.

એજ વિ.
ચન્દ્રશંકર અ. બુચ.
ડોલરરાય ર. માંકડ.
શ્રી. ક વ.ના. ના. બ્રં. વિમર્શક સમિતિ વતી.

તા. ક.—આ પરિપત્ર અને પ્રસ્તાવ પત્રકની બે નકલ રવાના કરી છે, જેથી એક નકલ આપ વિગતો ભરી આતરફ કરી રવાના કરી શકો,-અને એક નકલ આપ પાસે દફતરમાં રાખી શકો.

**પ્રસ્તાવ ૧ લો**

સમિતિ ઉપર નીચે જણાવેલા આઠ ગૃહસ્થોનાં નામ કૉઑપ્ટડ સભ્યો તરીકે આમેજ કરવાનું હું સૂચવું છું. નામ અને ઠેકાણું બે લખવા વિનતિ છે.

૧ ઠેકાણું.

૨ ઠેકાણું

૩ ઠેકાણું.

૪ ઠેકાણું.

૫ ઠેકાણું

૬ ઠેકાણું.

૭ ઠેકાણું

૮ ઠેકાણું.

**પ્રસ્તાવ ૨ જો**

સમિતિનું કાર્યક્ષેત્ર દોરવા માટે હુ નીચેના ત્રણ સભ્યોની સબકમિટિ સૂચવું છું અને મ્હારો પોતાનો અભિપ્રાય સાથેના પત્રમાં જણાવું છુ

૧ ૨

૩

**પ્રસ્તાવ ૩ જો**

આજ સુધીનું કાર્ય જે રીતે થયું છે તે અનુસાર સમિતિનું દફતર નાગરિક કાર્યાલયમાં રહેશે એમ હું સૂચવુ છું

**પ્રસ્તાવ ૪ થો**

સમિતિના સભ્ય મન્ત્રિ તરીકે નાગરિકના તંત્રીઓ રહે એમ હું સૂચવું છું અથવા નીચે જણાવેલા બે સભ્યોના નામ હું સૂચવું છું.

તારીખ સભ્યની સહી,

પૂરૂં સિરનામું

નોંધઃ-ઉપર જણાવ્યા મુજબ હાલ સુધી સમિતિના કાર્યક્ષેત્ર વિષે મળેલા અભિપ્રાય નીચે મુજબ છે

૧ <u>ચુંટણીનાં વિજ્ઞપ્તિ પત્રકમાંથી.</u>

૯ કમિટીનાં કાર્યના તબક્કા ધાર્યા મુજબ અનુકૂળતા પ્રમાણે નીચે મુજબ રહેશે.

(અ) દરેક પ્રાન્ત અને સમૂહના પ્રાચીન અર્વાચીન બંધારણ વિષે માહિતી મેળવી, એ સામગ્રિની પરિપત્ર દ્વારા ચર્ચા કરી સર્વ પ્રકારના મતોનું સંગ્રહન કરશે.

(આ) ચર્ચાનો તબક્કો પૂરો થયે એક કાચો મુત્સદ્દો ઘડી તે નાગરમંડલને, જે માગે તે ખાનગી વ્યક્તિઓને, અને જાહેર અને ખાનગી પત્રો દ્વારા વિચારશીલ સજ્જનોને અભિપ્રાય અર્થે મોકલાવશે.

(ઇ) આ અભિપ્રાયો મળી રહે અસ્સલ મુસદ્દામાં જોઇતા ફેરફાર કરી પોતાનું સુધારેલું અને છેવટનું નિવેદન બ્હાર પાડશે.

૧૦ કમિટીના કાર્યની પ્રગતિ વિષે હકીકત નાગરિકના ચાલુ અંકોમાં પ્રગટ થતી રહેશે.

૨ રા. માનશંકર મ્હેતાના પત્રમાંથી

ત્રણ ગૃહસ્થની એક સબ કમિટિ નીમે, તે કમિટિમાં એક જુના વિચારનો, એક મધ્યમ વિચારનો અને એક અંતિમ વિચારનો એમ સભ્યો ગોઠવાય, અને તે સબ કમિટિ એક ખરડો તૈયાર કરે, તો તે ખરડા ઉપર વીશ સભ્યો પત્ર દ્વારા ચર્ચા કરી શકે તેવી કંઇક યોજના કરવાની જરૂર રહેશે,

મારા વિચાર પ્રમાણે માત્ર નીચે લખેલા વિષયો ઉપર તે કમિટિ નિયમો કરી શકે.

૧ પંચેલમંડળનું બંધારણ; જ્ઞાતિસભામાં કોણ મત આપી શકે? પટેલોની સત્તા; જ્ઞાતિસભાનું કર્તવ્ય તથા સત્તા વિગેરે

૨ કઇ અને કેવી બાબતોમાં જ્ઞાતિ, વ્યક્તિના વ્યવહારમાં વચમાં આવી શકે?

૩ લગ્ન-વાગ્દાન (વેવિશાળ) ભંગ શા સંજોગોમાં થઈ શકે? સ્ત્રી પુરુષોના લગ્ન વયની મર્યાદા, બન્ને વચ્ચે કેટલાનો ઓછામાં ઓછો અને વધારેમાં વધારે તફાવત રાખી શકાય (તે બાબત નક્કી કરી શકાય તે પછી વૃદ્ધ લગ્નના ઝગડાને અવકાશ રહેતો નથી) લગ્નના રીત રીવાજોમાં ઓછામાં ઓછો ખર્ચ અને સમય વ્યય શી રીતે થઈ શકે? પ[illegible] રોકડ, વસ્ત્ર તથા અલંકાર [illegible] વરનો સીમો કેટલો? વગેરે વગેરે

૪ પુનર્વિવાહ—કયા સંજોગોમાં અને કેટલી ઉમરે પુરૂષ પુનર્વિવાહ કરી શકે? (હાલ તુરત વિધવાવિવાહના પ્રશ્નને સ્પર્શ પણ ન કરવો, ને વધારે ઇષ્ટ થશે,) વિધવાઓના નિર્વાહ માટે પ્રબંધ,

૫ ગોર યજમાનનો સંબંધ? વંશપરંપરાગત હોવા જોઈએ કે શી રીતે? તેઓના ભરણપોષણની વ્યવસ્થા શી રીતે થઈ શકે? તેઓની સાથે યજમાનને વાંધો પડે તો તેનો નીકાલ શી રીતે કરવો

૬ મરણ સંબંધી—ઉત્તર ક્રિયામાં શાસ્ત્રને બાધ ન આવે તેવી રીતે શી રીતે સરળતા અને ઓછામાં ઓછા ખર્ચથી થઈ શકે?

૭ પરાન્ન ભોજન સંબંધી કેટલે અંશે નિયમન રાખવું ઇષ્ટ છે

૮ પરદેશ ગમન—પ્રાયશ્ચિત્તનો ખર્ચ ઓછામાં ઓછો કેટલો કરી શકાય, તે તેમજ પ્રાયશ્ચિત્ત કર્યા પછી ન્યાતિમાં લઈ શકાય તેના સ્પષ્ટ નિયમો કરવા

૯ ધારું છું કે—હાલ તુરત ઉપર્યુક્ત આઠ વિષયો ઉપર પુખ્ત વિચાર કરી, બહુમાન્ય નિયમો ઘડી શકાય, તો દરેક સ્થળની જ્ઞાતિને તે તે બાબતે મા પ્રસંગ નિર્ણય કરવાનું મજબૂત સાધન મળી શકે

[પૃ. ૧૪૪ નું અનુસંધાન]

૧૧) શ્રી વિઠ્ઠલરાય મગનલાલ
કિકાણી, અમદાવાદ

૧૦૦) શ્રી ભાવનગરના સદ્‌ગૃહ-
સ્થો. ભૂતપૂર્વ મંડળના
મંત્રી શ્રી મનુભાઇ વૈદ્યે
એકઠા કરેલા તે

૧૫) શ્રી હરિલાલ પ્રભુલાલ
છાયા, વસાવડ

૧૦) શ્રી શંભુપ્રસાદ દુર્ગાશંકર
દેસાઇ, વસાવડ

૫) શ્રી કાન્તિલાલ જયસુખ-
લાલ દેસાઇ, વસાવડ

૫) શ્રી નરસિંહપ્રસાદ મયા-
શંકર દેસાઇ, વસાવડ

૧૫) શ્રી નવનિધરાય છગનલાલ
માકડ, વીરમગામ

૫) શ્રી ઇશ્વરલાલ ખેચરદાસ
છાયા, વીરમગામ

૨૫) નાં. ૫૧–૭૫ સુધીની
ટિકિટોની એક રૂપીયા
પુસ્તિકા

૧૦) શ્રી કૃષ્ણપ્રસાદ મોતિલાલ
જોશીપુરા

૨) શ્રી મનુભાઈ રામશંકર
દેસાઇ, અમદાવાદ

૩૧) શ્રી પુરષોત્તમ શંકરજી

વ્હોરા—હા. શ્રી કાન્તિ-
લાલ પુ. વ્હોરા અમ-
દાવાદ

• ૨૦૧) શ્રી ડૉ. હિરાલાલ કેશવ-
લાલ નાણાવટી અમ-
દાવાદ

૨૫) શ્રી શંકરલાલ દોલતરામ
વ્યાદીયા, અમદાવાદ

૫) શ્રી ઇચ્છાશંકર ફુલશંકર
વૈષ્ણવ, અમદાવાદ

૧૦૧ શ્રી ભગવાનલાલ અમૃતલાલ
- વૈષ્ણવ, સાણન્દ

---

૬૮૦) કુલ સરવાળો

સમિતિના આદેશથી,
વિજયરામ પ્રીતમરામ ઓઝા.
મંત્રી,
શ્રી નાગર નિવાસ સમિતિ.

### ૪ શ્રી હાટકેશ્વર ઇનામ

અંગ્રેજ લોકોએ God save the king etc એ નામક જે ગેય કડીઓ રચી છે અને જેની પાછળ અતિ પવિત્ર ભાવના સંકળાએલી છે તે દરેક જણે જોએલી છે ગમે ત્યાં આ ગાયન ગવાતું હોય, વગાડાતું હોય, હિંદુનો તહેવાર કે લગનનો વરઘોડો પણ બેંડમાં આ ગાયન જ્યારે ગવાડાય ત્યારે જો કોઈ અંગ્રેજ સ થા પસાર થતો હોય તો તરતજ શાંત ઉભો રહી જશે, માથેથી હેટ ઉતારી શાંત ગંભીર વદને ઉભો રહેશે અને જ્યારે તે ગાયન પુરૂં

## ૨ ગુજરાતનું સામાજિક માનસ

### સામાજની શક્તિ

[મુંબાઇ ઇલાકા યુવક પરિષદમાં સ્વાગત–પ્રમુખ તરીકે આપેલાં ભાષણમાંથી]

જે સામાજિક રીતરિવાજો આપણી કાર્ય શકિતમાં વિઘ્ન રૂપ થતા હોય, કાર્યશકિતની ખીલવટમાં અડચણો ઉભી કરતા હોય, એવા રીતરિવાજો, કોઇ પણ જાતનો શોરબકોર કર્યા વિના મિટાવીજ દેવા જોઇએ. આવી બાબતોમાં પરદેશી સરકાર કે આપણા વયોવૃદ્ધ આગેવાનોની ઝાઝી સહાયની આશા તો ન જ રાખી શકીએ. હું તમને સૌ ભાઇ બહેનોને આપણી સામાજિક અસમાનતાઓ મિટાવી દેવા માટે સત્યાગ્રહની સમશેર લઇને ઝઝૂમવાની વિનંતિ કરૂં છું. એ વખતે તમે તમારા રાજકીય નેતાઓ, તમારા ઘરડેરાં કે માબાપોની લાગણીઓનો વધુ પડતો વિચાર કરશો નહિ. તેઓ ડાહ્યા છે; પણ તમારા પક્ષમાં ઇન્સાફ છે ને આજે તો એકલા ડહાપણ કરતાં ઇન્સાફ એ વધુ મહત્વની ચીજ છે.

આપણો સ્ત્રીસમાજ હજી કચરાયેલો જ છે આપણે વિધવાઓને દબાવ્યેજ જઇએ છીએ. કોળી, ભીલ, અંત્યજો વગેરે હજારો ભાઈઓને આપણે સદીઓથી કચરતાં આવ્યા છીએ. એ ભાઈઓએ હવે અવાજ ઉઠાવ્યો છે. કદાચ અત્યારે એ અવાજ ઝીણો હશે. પણ એ અવાજ પોકારે છે કે: અમારા પ્રત્યે માનવ જેવા વર્તાવ રાખો, અમને સાચી કેળવણી આપો, અમારૂં આરોગ્ય સુધારો, દેશની આઝાદીના જંગમાં અમારો હિસ્સો આપવાને એ અનેરો આનંદ અમને પણ માણવા દો.

મિત્રો, આપણા સૌના હિતને ખાતર ભારતની એ 'શકિત'નાં સૈકા–જૂનાં બન્ધનો એક વાર તો કાપી જ નાખો. ને એ શકિતને દેશના નવા ઘડતરમાં કામ કરવાને પ્રેરણા આપો. દલિત વર્ગ અભણ છે, એ વાત સાચી; અત્યારે તેઓ ભૂખમરો વેઠે છે, એ વાત સાચી; પરંતુ હજી યે તેઓ બહાદુર ને મજબૂત છે. એમના દિલમાં ડર નથી, એમના શરીરમાં પૂરતી તાકાત છે.

ડૉ. સુમન્ત મહેતા.

## તદ્દન નવું

[કૌમુદીઃ નવું પુસ્તક ૧. પૃ. ૪૫]

વ્યકિતગત જીવનમાં કે સમાજમાં તદ્દન નવું કોઇ વખતે ઉત્પન્ન કરી શકાય કે કેમ એ એક સવાલ. ઘણી વાર જૂનાને ભાંગી તદ્દન નવું કરવા જતાં કંઇ વિચિત્ર (Grotesque) પરિણામ આવે, અથવા તો જેને આપણે નવું કહેતા હોઇએ, એમા નવું કશું હોય નહિં પણ માત્ર જૂનાં વિશે આપણને કશી ખબર નથી એટલા જ માટે આપણને એ નવું લાગતુ હો! યુવકો અત્યારે સમાજની કે દુનિયાની પુનર્રચના કરવા માગે, પરંતુ તે એક રીતે જોતા અત્યાર સુધીમાં જે જે પ્રયત્નો એ દિશામા થયા હેય ને તે પ્રયત્નનો પૂરેપૂરો ઉપયોગ કે લાભ લઇને જ કરી શકે. દરેક વખતે એક વ્યકિત તરીકે પણ જો માણસને તદ્દન નવો જ કે શરૂઆતથી પ્રયત્ન કરવો પડતો હોય તો કોઇ પણ માણસ જીંદગીમા કશુ કરી શકે જ નહિં. એજ રીતે સમાજની પુનર્ઘટના કરવા જતા દરેક જમાનો એની પાછળના જમાનાએ જે જે પ્રયત્નો કર્યા હોય ને તે પ્રયત્નો વિશે કઈ પણ પરિચય કે જ્ઞાન મેળવ્યા સિવાય જો પોતે એકડે એકથી પ્રયત્ન કરવા જાય તો ઘણી શકિતનો નાહક વ્યય થાય એ દેખીતું છે. અત્યારે યુવકસઘો કે યુવકમંડળો સામાજિક ક્રાન્તિના જે ઠરાવો કરી શકે છે. તેનુ મુખ્ય કારણ એ છે કે ગયા જમાનાના સમાજસુધારકાએ તેમના સમયમાં જે લડત કરી હતી, અને દુખ વેઠયા છતા જે શ્રધ્ધા અને ઉત્સાહ દેખાડયાં હતા, તેને લઇને સમાજમાં પરિવર્તન થયુ હતુ, તે સામાજિક પરિવર્તનના વાતાવરણમાં આપણા હાલના યુવકો ઉછરેલા છે. જો અત્યારનો યુવાન વર્ગ સમાજિક સુધારાઓને અમલમાં મૂકી શકે તો ગયા જમાનાના સમાજસુધારકોને એમાં મગરૂર થવા જેવું છે; જો આપણે ખરા સમાજસુધારાની દિશામા કશું ન કરી શકીએ તો શરમ આપણી છે.

પ્રાણજીવન વિ. પાઠક.

## नागरों के लिये

[કૌમુદીઃ વર્ષ ૫. અંક ૪ પૃ. ૬૧૭]

રાતના આઠ વાગે લૂણી જંકશન આવ્યું. ત્યાં મારા સાથીએ ટ્રેનમાંની જંગમ વીશીમાંથી જમણની થાળી મગાવી અને બેસવાની જગ્યા પર જ એ મૂકીને ખાવા લાગ્યા. અમારો આખો ડબો હવે, એમનાં આ દુષ્કૃત્યથી અને અમારા નાગરી સંપ્રદાયાનુસાર, અજીઠો થયો. આ બોળાવાડથી મારો નાગર આત્મા ઉછળી ઉછળીને બંડે ચડ્યો. પણ ઉછળીને જાય ક્યાં? રેલવેવાળા અંત્યજોની જેમ નાગરો માટે પણ જુદા ડબા રાખતા હોત તો તેમાં જઇને મારું શુધ્ધ બ્રાહ્મણીઆ—અરે, નાગરિયા ભાતું ખાત. (બીજા બ્રાહ્મણોથી તો લાડુ ગાઠીઆ જેવી ચીજો ભાતામાં લઇ શકાય પણ બ્રાહ્મણ માત્રને ટપી જઇને ઉંચી બેઠેલી નાગરતાને તો ભાંડભુંજાના મમરા પૌંઆ ને દૂધની મીઠાઈ જેવા પદાર્થો જ મુસાફરીમાં ખપે ખરું છે કે ચોખામાંથી મમરા અને પૌંઆ બનાવવાની ક્રિયામાં કેટલુંક અજીઠું રહેલું છે; અને એ પણ ખરું છે કે મીઠાઇ પણ હવે તો ઘણીવાર અજીઠા લાડુ જલેબીની જોડાજોડ જ વેચાતી હોય છે. પણ એવાં એવાં અનેક 'ખરા'ને હજમ કરી જવાં એ પણ અમારા શ્રેષ્ઠત્વવિશિષ્ટ યુક્ત જ્ઞાતિધર્મનું જ એક અંગ છે. જે ખરું હોય તેના ખરાંપણાંને એમ એકદમ સ્વીકારી લઇએ તો તો અમે નાગર શેના? પરમેશ્વરે અમારે માથે અનેક પેઢીઓ લગી મુત્સદીગિરીનો ભાર ચડાવીને ખરાં વચનવર્તન માટે અવકાશ જ કેટલો થોડો રાખ્યો છે? તેથી કોઇવાર તો એમ લાગે છે કે નાગર જે દહાડાથી રીતસરનો ખરાવાદી થશે તે દહાડાથી એ આર્યસંસ્કૃતિને પોતાનું લાક્ષણિક અર્પણ કરતો અટકી પડશે. પણ "फक्त नागरों के लिये" ની છાપવાળો ડબો હતો નહીં, તેમ માથાબોળ નાહી નાખવાની સગવડ પણ નહોતી એટલે, એ અજીઠા ડબામાંથી નીચે ઉતરી જઇને, લૂણીનાં વિશાળ ખુલ્લાં પ્લેટફાર્મ પરની શુધ્ધ હવા મેં શરીર પર છૂટથી વાવા દીધી અને ઉંડા શ્વાસ લઇલઇને તેને પ્રાણમાં પણ સારી રીતે ભરી લીધી. આટલું કર્યું ને તરત જ મારા આત્માએ પોતાનું સદીઓ-જૂનું નાગરત્વ પાછું નિર્વિઘ્ને અનુભવવા માંડયું. **વિજયરાય ક. વૈદ્ય**

## અવલોકન

### ૧. એક રસિક તત્ત્વચિન્તક

### શ્રી યોગેન્દ્ર

૧. ઊર્મિ: રચનાર અને પ્રકાશક શ્રી યોગેન્દ્ર, ૧૯૨૪. પ્રણયબંસી (રૂપકગ્રંથિત રમકાવ્યો) રચનાર, શ્રી યોગેન્દ્ર, ૧૯૨૭. Memorabilia (Practical Epigrams) by Shri Yogendra.

ઉપરનાં ત્રણ પુસ્તકો અવલોકન માટે અમને મળ્યાં છે ત્રણે વિશે પુરતું, અહિં નથી લખી શકતા તેને માટે દિલગીર છીએ અહિં તો ઉપરટપકે જે બે ચાર છાપો અમારા મન ઉપર પડી છે તે મૂકવાનું જ બને છે.

'ઊર્મિ' ને રામનારાયણ પાઠકે 'એક ચિન્તનાત્મક રૂપકમાલા' કહી છે પ્રણયબંસી તત્ત્વચિન્તનાત્મક રૂપકમાલા છે રૂપકપ્રધાન કાવ્યોનો ગુજરાતીમાં લગભગ અભાવ જ છે અને શ્રી યોગેન્દ્રના આ રૂપકાવ્યો ગુજરાતમાં તો જરૂર અપૂર્વ અને અદ્દભુત અને તેથી જ ઉત્તમ છે. રૂપકાવ્યો લખનાર કવિની જવાબદારી મોટી છે તેનો રસાત્મા, બુધ્ધિ અને હૃદયના અનેકવિધ ભાવોનું સુન્દર મિશ્રણ ન અનુભવી શકે તો તેનું સર્જન નિર્માલ્ય જ થાય શ્રી યોગેન્દ્ર રસિક છે, ચિન્તક પણ છે: અને તેથી જ તેમના કાવ્યો આટલું બધું ચિન્તમન્થન કરી શકે છે ભારતના પ્રાચીન દર્શનશાસ્ત્રોના અંતિમ સિધ્ધાન્તોનો આજના ભાતિકશાસ્ત્રો સાથે ઉચિત સમન્વય સાધીને શ્રી યોગેન્દ્રે ગુજરાતને કોઇ નવું જ તત્ત્વદર્શન કરાવ્યુ છે પણ આ તત્ત્વદર્શન કરાવવાની તેમની રીત અખા જેવી કિલષ્ટ નથી, કે નરસિંહ કે મીરાં જેવી માત્ર રૂદનીય નથી. તેમની શૈલી રસિક છે, ચિન્તનાત્મક છે શ્રી યોગેન્દ્ર પ્રણયબંસીના કાવ્યોમાં તો, પોતાના આ રસાત્માનો પરિપાક બતાવે છે.

ચિન્તનાત્મક કાવ્યો શ્રી યોગેન્દ્રે કંઇ નવાં જ ગુજરાતીમાં આણ્યાં છે એવું નથી. શ્રી નરસિંહરાવના કાવ્યોમાં ચિન્તન પ્રધાન

પદે છે અને તેથી જ તેમને પણ, શ્રી યોગેન્દ્રની પેઠે પોતાનાં કાવ્યો માટે ટીકા લખવી પડી છે. જમાનાને નવીન આદર્શ આપનાર દરેક વ્યક્તિ કે તેનું કાર્ય વિલક્ષણ જ ગણાય છે. શ્રી નરસિંહરાવના જમાનામાં કુસુમમાલા ઓછી વિલક્ષણ ન હોતી ગણાઇ. ન્હાનાલાલ તો આજે પણ વિલક્ષણતાથી પૂર્ણ દેખાય છે. ઠાકોરને હજી હમણાં જ વિલક્ષણ પૂરવાર કરવામાં આવ્યા છે. તત્ત્વચિન્તનની નવી ભાત, ગુજરાતી સાહિત્યમાં પાડનાર શ્રી યોગેન્દ્ર પણ વિલક્ષણ છે માટે જ તેમની કૃતિઓ અમર રહે તેવી છે. (આ દ્રષ્ટિએ તો તેમણે આપેલા અનેક સિધ્ધાતો પણ નવીન અને વિલક્ષણ જ લાગશે.) શ્રી યોગેન્દ્રનું ચિન્તન, 'પ્રણયબંસી'માં તો ખરેખર અપૂર્વ છે. નરસિંહરાવ, ગોવર્ધનરામ એટલી કક્ષાએ પહોચ્યા જ નથી. અમૂર્ત (Abstract) વિચારોને પણ એટલી તો રસિક શૈલીમાં કવિ મૂકી શકયા છે કે તેમનાં કાવ્યોને રસકાવ્યો કહ્યાં છે તે યોગ્ય બને છે. આ સફળતાની ચાવી તેમણે પસંદ કરેલી રૂપકાવ્યોની રીતમાં છે. રૂપકાવ્યોની ખૂબી એ છે કે તેનો વાચ્યાર્થ તો સુન્દર હોય જ; પણ તેનો ગમ્યાર્થ બુધ્ધિની તીક્ષ્ણ ધાર ઉપર ઘસાઇને પરિણમે તો હોય એટલે હૃદયંગમ બનતાં, અતીવ સુન્દરતર બને છે; પણ જેમ આ લક્ષણ રૂપકાવ્યોનું ઉત્તમ આકર્ષણ છે તેમ પ્રતિભાહીન કવિના હાથમાં શબ્દખોખાને ઉત્પન્ન કરનારૂં પણ તેજ બને છે. રૂચિર શબ્દપ્રયોગ, મધુર વાચ્યાર્થ અને સહૃદયોને હૃદયંગમ એવો વ્યંગ્યાર્થ—આ ત્રણેમાં એકધારી સફળતા મેળવવી તેમાં પ્રતિભાનો ઉન્મેષ જરૂર જોઇએ છે. શ્રી યોગેન્દ્ર આ ત્રણે એક સાથે સાધી શકયા છે, માટે તો તેઓ આજન્મ કવિ ઠરે છે.

કવિ યોગેન્દ્રનાં પુસ્તકોનો વીગતવાર અભ્યાસ, અભ્યાસકોએ જરૂર કરવા જેવો છે. યોગેન્દ્રનાં કાવ્યો એકલાં વાંચવામાં પણ મધુર છે; પણ તેમણે આપેલી ટીકા સાથે તેને વાચતાં બુધ્ધિ કોઇ તીક્ષ્ણ નિકષગ્રાવ ઉપર કસાઇને તીક્ષ્ણતર થતી હોય એમ લાગે છે. અને આ બુધ્ધિના પરિપાકથી સુન્દર ફલાર્થ નીપજે છે. તેની તપાસ

કરવામાં જૂદા સ્વતંત્ર નિબન્ધોને અવકાશ છે. માટે જ અહિં આટલુ પ્રાસ્તાવિક લખી સંતોષ માનીએ છીએ. પરંતુ ફરીને લખીએ છીએ કે કવિ યોગેન્દ્રને હજી ગુજરાતે જાણ્યા નથી, વખાણ્યા નથી અને પોંખ્યા નથી તે યોગ્ય નથી થયું. પણ ગુજરાત તે કરશે જ—
"આજ નહિં તો વર્ષો પછી યે"

---

૧. છત્રપતિ સામ્રાજ્યમ્ ૧૯૨૯; ૨ સંયોગિતા સ્વયંવરમ્ ૧૯૨૮; મૂલશંકર માણેકલાલ યાજ્ઞિક, વડોદરાઃ (દરેકનો રૂા. ૧–૪–૦)

આજના જમાનામાં નવીન પ્રયોગરૂપ લાગતા આ બે નાટકો વિશે કૌમુદી (નવુ પુસ્તક ૧. અંક ૨) માં આપેલ અવલોકન જોઇ લેવા વિનંતિ છે.

---

સાહિત્યકુંજ. ભગવાનલાલ લ. માકડ કિમ્મત રૂા. ૧–૪–૦

શાળાઓમા ચલાવવા લાયક કાવ્યોનો આ સંગ્રહ ઉપયોગી નીવડશે એમ આશા છે.

નાગરચેતનઃ (વિસલનગરા નાગરોનું માસિક) આ માસિકના અંકોમાથી જ વિસલનગરાનાગર પરિષદ સંબંધી હકીકતો અમે મેળવી શકયા છીએ.

# જ્ઞાતિવર્તમાનવિભાગ

વ્યવસ્થાપકઃ વિજયરામ ગ્રી. ઓઝા

નાગરિકનો આ વિભાગ સમૃદ્ધ બને માટે જુદે જુદે સ્થળે વસતા ભાઇઓને સહકાર આપવા વીનવીએ છીએ અગત્યના સમાચાર નીચેને શરનામે મોકલવા

વિજયરામ ગ્રી. ઓઝા એમ. એ.
આકારોડ કુવાની પોળ, રાયપુર,
અ મ દા વા દ.

**મુંબઇ**

૧. સમસ્ત નાગરમંડળ વગેરે ચળવળના સંચાલક શ્રી ગિરધરલાલ દયારામ મહેતાને સરકારે રાયસાહેબ બનાવ્યા છે. તેમને અભિનન્દન આપવા સમસ્ત વિસલનગરાનાગરોની એક સભા મળી હતી. તેમનાં જીવનકાર્યનો ટુંક પરિચય આપતું નીચેનાં રા. રા. મોતીલાલ મ્હેતાનાં ભાષણનો સારભાગ સ્થાને ગણાશે.

"આજીવિકાના હેતુરૂપ કંઈ પણ ખાસ સાધનના અભાવે અને ઉત્તરોત્તર અન્તરાયો નડવાથી, તેમને જે સ્થિતિમાં ઇ. સ. ૧૯૦૩ માં આબુરોડ D. T. S. ઓફીસમાં નહિં જેવા પગારથી કારકુનની નોકરી લેવી પડી, તે સ્થિતિ આપણે સહેજ અનુમાનથી જ સમજી શકીએ. ધીમે ધીમે વખત જતો ગયો તેમ તેમ ગ્રેડ બદલાતાં, સ્વકુશળતાએ અજમેર T. S. ની ઓફીસનાં અવલ કારકુન તરીકે ગયા. સને. ૧૯૨૧-૨૨ માં ચીફ ડીસ્ટ્રીબ્યુટીંગ ઓફીસર, ૧૯૨૩ માં આસીસ્ટંટ ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ (એકટીંગ, અને પછી ૧૯૨૪ માં પરમેનન્ટ) નીમાયા.

૧. ઉપરાંત ૧૯૧૧ તથા ૧૯૨૧ નાં વસતીપત્રકકાર્ય માટે અને અજમેર અને રાજપુતાનામાં કોઓપરેટીવ સોસાએટીઓની સ્થાપના માટે અજમેરના ચીફ કમીશનરે તેમને સનદો આપેલી.

૨. ૧૯૧૮ માં B. B. & C. I. Ry ના ઇન્ડીઅન સેવકોની કોઓપરેટીવ સોસાઇટી સ્થાપી. તેના હાલ ૬૦૦૦ સભ્યો છે.

૩. Bisset Institute માં ૧૦ વરસ સુધી માનદ ખજાનચી હતા અને ત્રણ વર્ષ મંત્રી હતા.

૪. Indian Staff Fund નામે યોજના તેમણે ૧૯૨૨ મા ખોલી. Mutual Death Relief Fund નામે સંસ્થાના તેઓ મુખ્ય પ્રચારક તથા માનદ મંત્રી છે તે સંસ્થામાં અત્યારે ૨૭૫૦ સભ્યો છે.

૫. મુંબઇમાં પણ આજે સામાજિક ચળવળમાં અનેકવિધભાગ લે છે.

૬ નાગર વિધવાશ્રમની યોજના તેમણે અમલમાં મુકી અને આજ પાંચ વર્ષ થયાં તેમની દેખરેખ નીચે તે ચાલે છે.

૭. 'નાગરોધ્ધાર' માસિક શરૂ કરવામાં તેમનો મોટો હિસ્સો હતો

૮. વિસલનગરા નાગર પરિષદમાં પણ તેઓ ખુબ ઉત્સાહથી કામ કરે છે.

આ ઉપરાત સમસ્તનાગરમંડળ, સમસ્તનાગરબેંકમાં પણ તેમનોજ ઉત્સાહ સહાયરૂપ બન્યો છે.

આવા પુરૂષની કદર સરકારે કરી છે તે યોગ્ય જ કર્યું છે."

૨. મદ્રાસ ના વેપારી મંડલમા ખ્યાતિ પામેલ, હિન્દુસ્તાન બેંકના મેનેજીંગ ડાયરેકટર વડી ધારાસભાના સભ્ય શ્રી. વિદ્યાસાગર પંડયા. M. L. A. મદ્રાસથી દીલ્હી વડી ધારાસભામા હાજરી આપવા જતાં થોડા દિવસ માટે મુંબઇમાં રોકાયેલ. તેઓ શ્રી વડી ધારાસભા (Legislative Assembly) ના પ્રથમ નાગર સભ્ય હોઇ તેઓના સન્માનાર્થે સમસ્ત નાગર મંડળ તરફથી મંગળવાર તા. ૧૪. ૧. ૩૦ ના રોજ સાંજના સાડાઆઠવાગે નાગરોની એક જાહેર સભા પન્નાલાલ ટેરેસેઝમા શ્રી. ઇન્દ્રવદન મહેતા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટના પ્રમુખ પણા નીચે મળી હતી. જેની અન્દર.-રા.-રા.

રમણિકલાલ મહેતાએ સમસ્ત નાગર મંડળની પ્રવૃત્તિઓ વિષયે ટુંકમાં વિવેચન કર્યું હતું અને વધુમાં સમસ્ત નાગર કોઓપરેટીવ બેંકને અવાર નવાર બનતી મદદ તથા સલાહ આપવા રા. વિદ્યાસાગરજીને વિનન્તિ કરી હતી. રાય સાહેબ ગિરધરલાલ દયારામ મહેતા તથા રા. રા મોજીલાલ પંડ્યાએ રા. વિદ્યાસાગરજીની ટુંકમા ઓળખાણ આપી હતી. શ્રી વિદ્યાસાગરજીએ ઉત્તર આપતા સૌનો આભાર માન્યો હતો અને બેંકને તન, મન અને ધનથી મદદ કરવા જણાવ્યું હતું અન્તમાં પ્રમુખ સાહેબનું ઉપસંહારનું ભાષણ થઈ તથા પ્રમુખ સાહેબ વિગેરેને આભાર મનાઇ ચાહ પાણી તથા પાન સોપારી થયા બાદ સર્વે હર હર મહાદેવના જયઘોષ વચ્ચે વિસર્જન થયા હતા

૩ સમસ્ત નાગર બેંક સ્થપાઈ છે.

૩ અહિં વર્ષો થયા ચાલતી 'કલબ' હવે સદન્તર બન્ધ થઈ હોય એમ લાગે છે સમયને અનુસરતી પ્રગતિ થવી જોઇએ તે વખતે મુબઇ જેવા ધામમાં આપણી જ્ઞાતિને વિદ્યાસમ્પાદનના કાર્યમાં ઘટતી સહાય આપી શકે તેવી સંસ્થા આમ નષ્ટપ્રાય થવા બેસે એ ખેદકારક છે ઉક્ત સંસ્થાના કાર્યવાહકોએ મૃતપ્રાય ખોળીયાંમાં અવશ્ય પ્રાણનો સંચાર કરશે એમ આશા રહે છે.

**અમદાવાદ**

૧ અહિં વસતા કચ્છ–કાઠીયાવાડના વડનગરા નાગરોનું સમ્મેલન. શ્રી મંડળના ઉપક્રમથી, નવાં વર્ષને પ્હેલે દહાડે સાયંકાળે શ્રી રામમોહનરાય જસવન્તરાયનાં પ્રમુખપદે મળ્યું હતું નાગરોની ઉત્પત્તિ, તેમનો મહિમા વગેરે પ્રેરણાપ્રદ વિષયો પર તેમણે યોગ્ય શબ્દો કહ્યા હતા. સંવાદ, ગરબા વગેરે સામગ્રીથી રસ પીરસવામાં આવ્યો હતો. આપણા ભાઇઓમાં રસવૃત્તિ અને ભર્ગના ફુવારા ઉડો!

૨ ભાવનગરના વિદ્યાધિકારી શ્રી વિઠ્ઠલરાય મં. મહેતા રાજ્ય–તરફથી યુરોપની શાળાઓનું નિરીક્ષણ કરી આવી જીનીવા

એડ્યુકેશનલ કોન્ફરન્સમાં ભાગ લઇ, પાછા ફરતાં, અમદાવાદ સ્ટેશન પર તેમને, શ્રી ક. કા. વ. ના મંડળ તરફથી હાર-ગોટા આપી વધાવ્યા.

૩ માગશર શુદ ૭ ના રોજ ભક્તકવિ નરસિંહની હારજયન્તિ નિમિત્તે મંડળના ઉપક્રમથી, પ્રેમાભાઇ હોલમા, શ્રીરામનારાયણ પાઠકના પ્રમુખપદ હેઠળ, જાહેર સભા મળી હતી શ્રી પાઠકે અત્યન્ત વિદ્વત્તાભર્યા ભાષણથી શ્રોતાઓને રસમુગ્ધ કર્યા હતા. નરસિંહની સમાજસેવા, સાહિત્યસેવા અને અત્યંતોધ્ધાર પ્રવૃત્તિ સાથે તેની નાગરતા-નાગરિકતાના ગુણગાન ગાવામા પ્રમુખ મહાશય ઉપરાન્ત સત્યાગ્રહ આશ્રમ વાળા સંગીતશાસ્ત્રી શ્રી ખરે તથા શ્રી પ્રો પાઠકજી અને શ્રી ભીમરાવભાઇના કેદારાએ યોગ્ય ફાળો આપી શ્રધ્ધાફળ લીધું હતુ

૪ વિદ્યાર્થી સમિતિનો અહેવાલરૂપ હિસાબ અન્યત્ર-પ્રકટ થયો છે.

૫ શ્રી ડૉ ગુણવન્તરાય ભગવતીદાસ માંકડ M. R. C. P. (Lond) ની પરીક્ષામા ઉત્તીર્ણ થયા છે. ત્રણ માસની તૈયારીએ એ કઠક ઉપાધિ મેળવવા એવા કોઇકજ ભાગ્યશાળી થય અમારા અન્તરના અભિનન્દન. એમને વિષે બાંધેલી આશાઓ ફળીભૂત થાવ!

૬ કચ્છના તીર્થસ્વરૂપ જયાલક્ષ્મી બ્હેન થોડા રોજથી આહિ પધાર્યા છે રવિવાર માઘ શુદ ૪ ના રોજ શ્રી કચ્છ-કાઠીયાવાડ વડનગરા નાગર મંડળના આશ્રમ હેઠળ, તેમણે નાગરો સન્મુખ 'નાગરોની ઉન્નતિ' ના પ્રશ્નપર વ્યાખ્યાન આપ્યુ હતું.

જુનાગઢ

૧ ગઇ માગશર વદ ૧૨ ના રોજ રા. રા છોટાલાલ પ્રીતમલાલ વમાવડા-જેમણે શ્રી જુનાગઢ નાગર નિરાશ્રિત ફન્ડને કેળવણીનાં ઉત્તેજન અર્થે તેમજ આર્થિક નબળી સ્થિતિનાં ગૃહસ્થોના છોકરાઓનાં યજ્ઞોપવીત તથા કન્યાદાન જેવા આવશ્યક સંસ્કારો કરવા માટે રૂા. ૩૦૦૦)ની રકમ એક કેળવણી ટ્રસ્ટ ફન્ડની યોજના કરી સુપ્રત કરેલી તે ૮૩ વર્ષની ઉમ્મરે કૈલાસવાસી થયા છે. નિરાશ્રિત ફન્ડને રૂા. ૩૦૦૦)ની રકમ ટ્રસ્ટપત્રથી સુપ્રત કર્યા ઉપરાંત તેમણે શ્રી

હાટકેશ્વર કમિટીને રૂા. ૬૦૦૦)ની રકમ પણ ધાર્મિક કાર્યોમાં તેનાં વ્યાજનો ઉપયોગ કરવાની શરતે સુપ્રત કરેલી છે. રા. રા. છોટાલાલ ભાઇનું જીવન ઘણું સરળ હતું અને તેમની રહેણી–કરણી પણ ઘણી સાદી હતી. તેમનું જ્ઞાતિઅભિમાન ઘણા ઉંચા પ્રકારનું હતું, અને સ્વજ્ઞાતિનાં બાળકો ધાર્મિક જીવન ગાળતાં અને ઉચ્ચ કેળવણી લેતાં થયા તે જોવાની તેમને તીવ્ર ઇચ્છા હતી. તેમનો કૈલાસવાસ થવાથી જૂનાગઢની નાગરજ્ઞાતિને નજિકનાં ભવિષ્યમાં ન પુરાય તેવી ખોટ પડી છે. પરમેશ્વર તેમના અમર આત્માને સમ્પુર્ણ શાન્તિ આપે એમ પ્રાર્થના છે!

**ભાવનગર**

૧ વિતાધિકારી શ્રી વિ. મ. મ્હેતા ઇંગ્લન્ડથી પાછા ફરતાં તેમની સેવાની કદર બુઝી તેમના પગારમાં રાજ્યે ૧૦૦) નો વધારો કરી આપ્યો છે.

૨ શ્રી રતિલાલ છોટાલાલ દેસાઇના ભત્રીજા માધવલાલ સન્તોકરામ દેસાઇ કેન્સરના વ્યાધિથી વિદેહ થયા છે. ૐ શાન્તિઃ!

**પોરબન્દર**

૧ રા. રા. મૂળશંકર ભવાનીશંકર માંકડ તેમના ભાઇને ત્યાં માંગરોળ વિવાહ પ્રસંગે ગયેલ. તેમની છ વર્ષની પુત્રી માંગરોળથી મોટરમાં કેશોદ મ્હેમાનને તેડવા ગઇ હતી. રસ્તામાં અકસ્માત્ નડવાથી તે બાળા કેલાસવાસી થઈ છે. ભાવિ!

૨ રા. રા. સામળભાઇ વકીલ–ઉ. વ. ૮૦–વિવાહ પ્રસંગે રાજકોટ ગયેલ ત્યાં તાવથી ગુજરી ગયાં.

૩ શ્રી રમણિકરાય શિવપ્રસાદ જોશીપુરા પાટણની આયુર્વેદિક મહાશાળામાં અભ્યાસ કરી, મુંબઇની પ્રભુરામ આયુર્વેદિક મહાવિદ્યાલયના સ્નાતક થયા છે, અને 'ભિષગવર' તથા બીજી ઉપાધિઓ પ્રાપ્ત કરી છે. કાળગર્ભ વિશે દિનપ્રતિદિન લીન થતાં જતાં આ

શાસ્ત્રનો ઉધ્ધાર કરવા બહાર પડી આપણી યુવકો એક અગત્યની દેશસેવા સાધશે એ ભાવના વક્તુતાએ સિધ્ધ થાવ લિપગમોસ્ટકને પરમાત્મા જ્વલન્ત કારકીર્દી બક્ષે!

**રાજકોટ**

૧ અહિના કેટલાક, મુખ્યત્વે કરીને, યુવકોએ એક જ્ઞાતિમંડળ સ્થાપવા હિલચાલ ઉપાડી છે પ્રથમ સભામા ધારાધોરણ ઘડવા માટે એક સમિતિની નીમણુક કરવામા આવી હતી જ્ઞાતિના કેટલાક વધ્ધજનોએ એવો વાધો ઉઠાવ્યો હતો કે રાજકોટની નાત જામનગરની નાતની શાખારૂપ હોવાથી પોતાનુ બન્ધરણ સ્વતન્ત્રી રીતે ઘડી શકે નહીં. એ વાધાના પૃથક પૃથક ઉત્તરો અપાયા સાંભળ્યા હતા. કોઇએ 'જ્ઞાતિમંડળ' શબ્દને ચુંથી તેનો જવાબ આપ્યો અને બીજાઓ તો એટલે સુધી પૂછતા સાંભળ્યા હતા કે જામનગરની નાત જેવી કાયદા કાનૂનવાળી સંસ્થા છે? વસ્તુતાએ, વાધો કે તેના જવાબ ગમે તે હોય, પણ જ્યારે આખો સમાજ પુનરચનાની કડછમા છે એ વખતે વર્ણશ્રેષ્ઠ હોવાનો દાવો ધરાવતી નાગરજ્ઞાતિએ તો પોતાનુ અસ્તિત્વ સિધ્ધ કરવા ખાતર એક સુઘટિત, સુદ્દઢ બાંધારણ ઘડી કાઢવુ જોઇએ તે ખાતર ગામેગામ સમાજો કે મંડળો, સ્થપાય એ આવશ્યક છે. દેશોન્નતિમાં જો યુવકો આગળ પડે તો જ્ઞાતિની ઉન્નતિમા એ ઉનું સોડી અવશ્ય ટાઢુ નહીં પડે અસ્તુ!

**પેટલાદ**

– પેટલાદના વડનગરાનાગરગૃહસ્થ રા. રા રતનલાલ શંકરભાઇ ઘોળકીઆના તા ૨૫–૧૧–૨૯ ને રોજ અમદાવાદ મુકામે થએલા અવસાનથી તેમના પુત્રો ગ ગ. વામનરાવ તથા ગ. રા. માર્કંડરાવ ઉપર પડેલા આ દુઃખમા અમે સહાનુભૂતિ દર્શાવીએ છીએ સ્વર્ગસ્થ ચરોતર વડનગરા નાગર મંડળમાં ખાસ ભાગલેતા તેમજ સમાજ સેવાના અભિલાષી હતા

**વડોદરા**

વડોદરાના હમણાના નોંધવા લાયક બનાવો બે. એક તો વડનગરા નાગર મંડળની સ્થાપના આ મંડળ, બીજો તેનાં જ મંડ-

બોના હોય છે ને ઉદ્દેશથી જ હૈયાતીમાં આવ્યું છે; છતાં આવાં મંડળો દરેક ગામ હોય તો પ્રગતિની સાધના સુલભ થઇ પડે તે નકકી.

બીજી વાત તે નેમતું ત્રીજું સ્નેહસમેલન વડોદરાના મંડળના કાર્યવાહકોને અમારે અભિનન્દન જ આપવાનું છે. ગમે તેમ હોય પણ તેઓ બહુ સુન્દર કાર્યક્રમ રચી શકયા લાગે છે. તેની ખાસ વિશિષ્ટતા તો આ કાર્યક્રમમાં બહેનો બહુ સારી સંખ્યામાં ને ઉત્સાહથી ભાગ લે છે તે લાગે છે.

**પાટણ**

૧ આખા કડી પ્રાન્તની નિશાળોની હરીફાઇમાં (વ્યાયામમાં) અહિંના નાગર વિદ્યાર્થી પારધી અજિતલાલ ભુજંગલાલે પોતાના વર્ગમાં કુસ્તીમાં પ્હેલા આવી રૂપાનો ચંદ્રક મેળવ્યો.

૨ જનકલાલ પ્રભુલાલ મજમુદાર પુસ્તકાલય પરિષદનું કામ તનતોડ મ્હેનત લઇ કરે છે

૩ નાગરવાડાના અખાડામાં આખા કડી પ્રાન્તની હરીફાઇમાં પ્હેલે નંબરે આવનાર રા. મૂળે એ કામ કરવા માંડયું છે.

૪ ડૉ. ભુજંગલાલે શીતળાના વાયરા વખતે ઠેરઠેર ભાષણો આપી પત્રિકાઓ છપાવી લોકોને સમજુતી આપી અને સુધરાઇની સુસ્તી ઉડાડી.

૫ રા. રા. વૈકુંઠરાય વિ. ડિકાણી અમદાવાદમાં સ્થાપવા ધારેલી નાગરકલબ માટે નાણાં ઉઘરાવવાની ચળવળ પાટણ આવી કરી ગયા.

૬ થોડા વખત પ્હેલાં ડૉ. સુમન્ત અને લેડી વિદ્યાબ્હેન આવી ગયા. રા. બક્ષીની વિનંતિથી ડૉ. પંડયા અભ્યાસગૃહમાં ભાષણો આપ્યાં. સ્ત્રી-ઉદ્યોગશાળામાં પણ વિદ્યાબ્હેને બ્હેનોને બે બોલ કહ્યા.

૭ મહિલા વાચનાલય અને બાલવાચનાલય ખોલવામાં આવ્યાં છે. નાગરસ્ત્રીઓ સારો ભાગ લે છે. સૌ. મંગળાગૌરી બક્ષી મંત્રી છે. તે વાચનાલયને અંગે બાળાઓ માટે અંગ્રેજી વર્ગ પણ શરૂ થયો છે. મોતીલાલ આલમોલા તે વર્ગ ચલાવે છે: ધન્યવાદ.

**જામનગર**

ડૉ. પોટાના ભત્રીજા ચિ. જનકરાયનું અવસાન થયું છે. સદ્દગત નાની ઉમરના પ્રમાણે બહુ સૌજન્યશાળી હતા.

# નાગરિક

ત્રૈમાસિક

चरन् वै मधु विन्दति

ઐતરેય બ્રાહ્મણ


પુસ્તક ૫ | વૈશાખ '૯૬ | અંક ૩



તંત્રીઓ

ચન્દ્રશંકર અમૃતલાલ બુચ

ઢોલરરાય રંગીલદાસ માંકડ

# અનુક્રમ

પુસ્તક ૫ વૈશાખ
અંક ૩ ૧૯૮૬



છાપનાર.
પારેખ પ્રીન્ટીંગ પ્રેસમાં, હરિલાલ હરખચંદ.
કેમ્પબેલ સ્ટ્રીટ,—કરાચી.

પ્રકાશક.
ડાલરરાય રંગીલદાસ માંકડ, હોસ્પીટલ રોડ, કરાચી.



**ડૉ. ગુણવંતરાય બ. માંકડ, એમ. ડી., એમ. આર સી. પી. (લન્ડન)**

જેમને ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં ફિઝિયોલૉજીના પ્રોફેસરના પદ

ઉપર નિમન્ત્રવામાં આવ્યા છે.

પ્રેમરાય ગૌરીશંકર

# એ પુણ્યતિથિ

ચત્રી પડવો ઘણા કારણોથી પુણ્યદિન મનાયો છે હવે એક કારણ વધ્યું છે: તે દહાડે, શ્રીયુત હરવિલાસ સારડાનો લગ્ન વિષયક ધારો-સમાજના મહત્ત્વપૂર્ણ ઉધ્ધારના પન્થે સીમા ચિન્હ જેવો એ ધારો-શાસન રૂપે અસ્તિત્વમા આવ્યો!

ભારતમા સ્ત્રીઓની સખ્યા ચૌદ કરોડ પચાસ લાખની છે; આમાં અઢી કરોડ સ્ત્રીઓ વિધવા છે. પન્દર વર્ષની અને નીચેની ઉમ્મરની કન્યાઓની સખ્યા આસરે ૭ કરોડની છે; આમા ૪ લાખ બાલાઓ વિધવા છે હવે આ સુભગ શાસનથી ૪ લાખ કન્યાઓ વૈધવ્યના ચુડમાથી ઉગરશે; આ પુણ્ય પ્રબન્ધથી ૭ કરોડ ગરીબ કન્યાઓના જીવનઆકાશમા વૈધવ્યની કાળી આધી ચઢી આવવાનો ભય નષ્ટ થશે!

પન્દર વર્ષની નીચેની ઉમ્મરના આસરે ૭ કરોડ છોકરાઓ પણ છે જ્યારે એ બાળકો શેરીમા કે ખેતરોમા લગોરીભર રમતા હતા નદીના વ્હેતા જળમા, વૃક્ષોની લીંચતી ડાળો ઉપર, ખુલ્લા મેદાનોમા આ બચ્ચાઓ જ્યારે બાલ-લીલા કરતા હતા, કે નિશાળોના આકડાની અને શિક્ષકોની ધાકની નિત નવી રીતે કમોતી ફરતા હતા ત્યારે એમનીજ ઉમરની, એમનાજ જેવી, એમનાજ જેવડી, ચાર લાખ કન્યાઓ વૈધવ્ય ધર્મને પામી ચુકી હતી!

મિસ મેયો જેવી આપત્તિઓ ભારત ઉપર આવી પડે એમાં આવાં પાપોનો હિસ્સો કંઈ ઓછો છે?

ભારતમાં ૧૫.૧૩૯ વિધવાઓ તો પાંચ વર્ષથી પણ ન્હાની છે. ૧,૦૨,૨૯૩ દશ વર્ષથી ન્હાની છે, આ ૧,૧૭,૪૩૨ વિધવાએમાંથી એક લાખ વિધવાઓને પતિ શબ્દ કેમ લખવો એ પણ નહિ આવડતું હોય; છતાં ભારતીય સમાજે, બુદ્ધ અને રામભક્તના આ હિન્દુ સમાજે, એ બાલકીઓને કપાલેથી, બલાત્કારે સિન્દુર ભૂંસી નાંખ્યું છે!

સિન્દુર સુનાં એ લાખો બાલ લલાટે, ભારતીય ઇતિહાસનું કલંક અને ભારતીય સમાજનો ધ્વંસ લખાઈ રહ્યો હતો. ઋષિનાં શાપથી શતધા ભૂંડી હાય, એ અકાલે કચરાઇ રહેલાં બાલહૈયાંમાંથી ઉઠી રહી હતી અને એ હૈયાંને ધર્મની ઘાણીમાં પીલનાર ભારતની દુર્દશાને દિવસો દિવસ ઉગ્ર બનાવી રહી હતી!

હરવિલાસ સરડાએ તો પુણ્યશ્લોકપદ મેળવ્યું છે, કારણ ચાર લાખ જીવનમાં સળગતી જ્વાલાને એણે હોલવી દીધી છે. કારણ એણે છ કરોડ જીવનને એવી જ્વાલાથી સુરક્ષિત બનાવી દીધાં છે.

પણ હજુયે ફરજીયાત વૈધવ્ય એ ભારતીય સમાજનું કાળામાં કાળું કલંક છે. એને ધોઇ નાંખવા ભગીરથ જેવો કોઇ પુણ્યસમાટ સેવાભાવની ગંગાને સ્વર્ગથી હેઠે ઉતારશે અને સૈકાઓથી ભસ્મસાત્ બનેલાં જીવનોની રખ્ખાને તારવી દેશે, ત્યારેજ આ કલંક ધોવાશે!

વિધવાને ત્યાગમૂર્તિ કહેવાથી કંઇ પુરૂષ જાત ઉપરનું લાંચ્છન મટતું નથી.

પુરૂષ? ભારતમાં પુરૂષ સર્વતંત્રસ્વતંત્ર છે. પુનઃ પુનઃ અને પુનરપિ પુનઃ લગ્નો કરવામાં પુરૂષાર્થ માને છે. વૈધુર્ય એને મન નીચા જોણું છે. જીન્સી વિષયમાં ઉચ્છિન્ન હોય છતાં ભારતીય સમાજ પુરૂષ માટે સ્વર્ગ જેવો છે. આ તે પુરૂષ!

અને સ્ત્રી? તરૂણી હોય, બાલા હોય કિશોરી હોય, બાલે શિશુ હોય, તો પણ ભારતની સ્ત્રીમાં, પતિ જીવતે, ધ્રુવની નિશ્ચલતા, અરૂન્ધતિનું પાતિવ્રત્ય સીતાની ધીરજ, સાવિત્રીનું તપ, અને મહાકાલીના નૈવદે ચડતી બકરીની નમ્રતા, આટલાં તો જોઈયેજ—અને વિધવા હોય તો? એનામાં દાવાનલની શિખા ઉપર રહીને પણ હિમાચલની શીતલતા જોઇએ, પુષ્પ જેવા શરીરમાં પણ પત્થર જેવી સહિષ્ણુતા જોઇયે, બાલક હૈયામાં પણ પુરાણ પુરૂષનો સંયમ જોઇયે, પ્રમાથિ દુર્નિગ્રહ મનમાં પણ બ્રહ્મર્ષિ જેવો સંયમ જોઇયે આટલી તો વિધવા ધર્મની સાદામાં સાદી જરૂરિયાતો છે!

વિધવાને ત્યાગમૂર્તિ કહેનાર પોતે ત્યાગમૂર્તિ હોય, તોજ એ શબ્દ એના મ્હોયે દીપે.

શ્રીયુત હરવિલાસે ગણેશ માંડયા પણ ભારતીય સ્ત્રી જીવનના અનેક ઘોર અન્યાયોને દુર કરવાનો નિશ્ચય આપણા યુવાનો ક્યારે કરશે?

# સમસ્તનાગરમંડળ

## ચર્ચાપત્ર

મે. નાગરિકના તંત્રીશ્રી

આપના ચૈત્ર માસના અંકમાં સમસ્ત-નાગરમંડળની પ્રગતિ વિશે આપે કંઇક લખ્યું છે. પણ જાહેર સમાજને આ મંડળ વિશે કંઇ જ ખબર નથી.

આજે દેશ સારોએ જ્યારે મુક્તિસંગ્રામની કડામાં ઉકળી રહ્યો છે ત્યારે સાંકડા બન્ધનો તુટતાં જાય છે; અને તુટવાં જોઇએ એમ કોને ન લાગે? આપણે જો કંઇ પ્રગતિ કરવી હોય તો ઉપરનાં મંડળ જેવી સંસ્થા તો જરૂર જોશે જ.

નાગરના ભેદો આજે જ તોડી ન નાખીએ તો પણ આવા મંડળ દ્વારા ચર્ચા કરી, સાથે મળી અમુક નિશ્ચય ઉપર તો જરૂર આવી શકીએ.

તો મારે તો આ મંડળને સુચના કરવાની કે

(૧) ગામેગામ આ મંડળની શાખાઓ કાઢી, મત કેળવવો જોઇએ.

(૨) અને તેના કાર્યક્રમને ચર્ચાના પ્રદેશમાંથી કાર્યમાં ત્વરાથી ઉતારવો.

ઉપરનાં મંડળનું શું વલણ છે તે જાણ્યા પછી વધુ વીચારી શકાય.

એજ વિ૦
વેણીલાલ ગંગાશંકર ઓ

કાશી, તા. ૫-૪-૩૦

"માર્કન્ડેય"

# વિવાહસંસ્કાર

(અશ્વલાયનન ગૃહ્યસૂત્ર પ્રમાણે)

પછી એને (કન્યાને) ઇશાન કોણમાં, સાત પગલાં લેવરાવે છે. (તે આમ બોલીને) પોષણ માટે એક પગલું, બળ માટે બે પગલાં, ધનની પુષ્ટિ માટે ત્રણ પગલાં, સુખને માટે ચાર પગલાં, પ્રજા માટે પાંચ પગલાં, ઋતુ માટે છ પગલાં, સાત પગલાં જતાં સખા બન. મને અનુવ્રતા બન ઘણા પુત્રો મેળવીએ. તેઓ દીર્ઘાયુ થાઓ. ૧૯.

ટીકાઃ—શાખા૦ ૧, ૧૪, ૫-૬, પાર ૧, ૮, ૧, ખાદિર, ૧, ૩, ૨૬, ગોભિ૦ ૨, ૨, ૧૧, હિરણ્ય, ૧, ૬, ૨૦ ૯-૧૦, આપ, ૨, ૪, ૧૬-૧૭ આમ બધા ગૃહ્યસૂત્રો સપ્તપદીમા માને છે

આ સપ્તપદીનો વિધિ એમ લાગે છે કે બીજે ક્યાય, હિન્દુસ્થાન સિવાય નથી (જુઓ વેસ્ટર્માર્ક ભા ૨) છતા હિન્દુસ્થાનમા તેનો પ્રચાર લગભગ અપવાદ વગર હતો અને છે આ વિધિ અગ્નિની પ્રદક્ષિણાની સાથે ચાલુ જ હોય છે એટલે તેનો હેતુ પ્રદક્ષિણાના હેતુ જેવો જ મનાય પણ તેમ નથી લાગતુ ખરી રીતે તો દરેક પગલ હેતુ ચોકખો કરે એવા મત્રો બોલાય છે હિરણ્યકેશી ગૃહ્યસૂત્ર (૧, ૭, ૨૧, ૨) કઇક વધુ સમજાવે એવો મત્ર નોધે છે "સાત પગલાથી આપણે મિત્રો થયા છીએ. તારી સાથે મારી મિત્રતા થાઓ

૧. ઋ ૧૦, ૮૫, ૨૪.

તારી મિત્રતાથી હું કદી વિખુટો ન પડું. મારી મિત્રતાથી તું કદી વિખુટી ન પડ.". આ એમ સિદ્ધ કરે છે કે હિન્દુ લગ્ન સહચાર અને સહજીવનનાં તત્ત્વ ઉપર રચાયું હતું. સાદા વૈદિક કાળની વિધિને પાછળના વિકસિત વિચારોની રીતે સમજાવીએ તો એમ કહી શકાય કે વૈદિક લગ્નવિધિ આકસ્મિક લગ્નમાં માનતો નહિં. લગ્નનો વિધિ પૂરો થયા પછી પણ જ્યાં સુધી વરવધૂ સહજીવન ન ગાળે ત્યાં સુધી, તેમની વચ્ચે શુદ્ધ પ્રેમ, હૃદયનું અદ્વૈત થાય તેવો પ્રેમ ન જ જામે. આ સપ્તપદીનો વિધિ. કેમ જાણે ભવભૂતિના '**कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितम्**' વાળા, ગંભીર અને તાત્ત્વિક સિદ્ધાન્તનાં બીજની આગાહી કરતો હોય એમ લાગે છે. ગમે તેવા શુદ્ધ અને નિર્દોષ ભાવોથી લગ્ન થયું હોય પણ કાલવદ્ધને જ સ્નેહસાર આવે છે. અને જીવનમાં અમુક કાળ સાથે ગાળ્યા વગર બન્ને વચ્ચે મિત્રતા ન જામે એમ બતાવનાર સપ્તપદી. પ્રેમનાં આ તત્ત્વજ્ઞાનનાં મૂળ રૂપે હિન્દુ સમાજમાં રહી છે. માટે તો સપ્તપદી વગરનાં હિન્દુ લગ્ન આજે પણ અપૂર્ણ, ગણાય છે.

**બન્નેનાં માથાં પાસે લાવી, જલકલશ [નાં પાણીથી તેને] સિંચી. ૨૦.**

ટીકાઃ—માથાં ભેગાં કરવાનું અશ્વલાયન સિવાય બીજું કોઇ કહેતું નથી. વર કે વધૂ કે બન્ને ઉપર પાણી છાંટવાનું શાંખાયન (૧, ૧૪, ૯) અને પારસ્કર (૧, ૮, ૫)માં લખ્યું છે વેસ્ટર્માર્ક લખે છેઃ "Among some of the Negritos of Zambales an old man of the tribe knocks the heads of bride and bridegroom together" (Vol. II, P. 441) આવોજ વિધિ મુસ્લીમ લગ્નોમાં પણ છે.

પાણીનું પ્રેક્ષણ તો પવિત્રીકરણ જ હશે. પરંતુ માથાં ભેગાં કરવાનો હેતુ વિચારવા જેવો છે. વેસ્ટર્માર્ક, આ વિધિનો

હેતુ પાણિગ્રહણ અને છેડાછેડીના હેતુના જેવો જ ગણે છે વરવધૂનો યોગ થયો કે એમ માનવા કાચ આ વિધિ હોય પણ એકના એક હેતુ માટે બન્ને વિધિ શા માટે? વૈદિક કાળના લોકો ટાઢવામા ન માનતા તે તો દેખીતુ જ છે તો પછી આનો હેતુ કઇક બીજો ન હોય? અને છતા બીજો કોઇ હેતુ સૂઝતો નથી મ્હારા એક મિત્રનો એવો તર્ક છે કે માથા ભેગ ...નામા ઔષધિ ... ઐક્યનો હેતુ છે વરવધૂ પરણે ત્યારે માત્ર નાગરિક કે હાર્દિક ઐક્ય થાય તેટલુ જ નહિ પણ માદ્દિક ઐક્ય પણ જોઇએ તે ખરૂ હશે

**જેનો પતિ અને છોકરા હૈયાત હોય એવી વૃદ્ધ બ્રાહ્મણીને ઘેર આ રાત્રિ ગાળવી. ૨૧**

ટી ૧ —ખદિર ગૃહ્યસૂત્ર (૧, ૪, ૨) બ્રાહ્મણના ઘરમા વરે અને વધૂએ એક રાત્રિ રહેવાનુ કહ્યુ છે પણ તે તે ગોભિલ ગૃહ્યના (૧, ૮, ૯) સૂત્રના વિધિને લગતુ ... ઓલ્ડનબર્ગ વધૂએ રહેવુ એમ માને છે ટીકાકાર વરે રહેવુ એમ સમજે ... પણ નીચેના સૂત્ર મુજબ વધૂ લાગે છે

આનો હેતુ આ પછીના સૂત્રથી ચોકખો સમજાય છે સારા શુકનને માટે જ આ લાગે છે

**ધ્રુવ, અરૂન્ધતી અને સપ્તર્ષિને જોઇને મૌન છોડે (અને કહે "પતિ જીવે અને પ્રજા મેળવું" ૨૨**

ટીકા —એક અથવા બીજી રીતે આ બધે છે શાખા ૧, ૧૭, ૨–૪, પાર ૧, ૮, ૧૯, ખદિર, ૧, ૪, ૨–૩, ગોભિલ, ૨, ૩, ૮–૧૧, હિર ૧, ૭, ૨૨, ૧૦–૧૧ આપ ૨, ૬, ૧૨ ગોભિલમા આમ છે ધ્રુવને જોતી વખતનો મન્ત્ર તુ નિશ્ચલ છો હું–મારા પતિ –ના ઘરમા નિશ્ચલ થાઉ (અહિં વધૂએ પોતાનુ તથા પતિનુ નામ બોલવુ)" અરૂન્ધતિનો તારો જોતા ઉપર પ્રમાણે જ કહેવુ

ઉપરના મન્ત્રથી આ તારા દેખાડવાના હેતુ સમજાય છે ધ્રુવનો તારો વધૂને વરના ઘરમા સ્થિર બનાવે છે અરૂન્ધતિનો

તારો કદાચ તેનાં ચારિત્ર્યની યાદ દેતો. વધૂનાં જીવનને દોરનારો ગણાયો હશે. સપ્તર્ષિનાં દર્શન તો આશીર્વાદ માટે જ લાગે છે.

પણ ધ્રુવ, સપ્તર્ષિ અને સપ્તર્ષિમાં જ સમાએલ અરૂન્ધતિ એ તારાઓને ખાસ પસન્દ કરવામાં એક તો એ ફાયદો છે કે તે ગમે તે ઋતુમાં બહુ વાટ જોવરાવ્યા વગર જ દેખાય. એમાએ સપ્તર્ષિને દેખાતાં વાર લાગતી હશે વરવધૂ બેશીને કંટાળતા હશે માટે તો કેટલાંક ગૃહ્યસૂત્ર માત્ર ધ્રુવનોજ નિર્દેશ કરે છે.

[સાતમી કંડિકા પૂરી]

[આઠમી કંડિકા]

મુસાફરી કરવી પડે તો "હાથ પકડીને પૂષન તને અહિંથી દોરી જાય"[1] એ મંત્રથી વાહનમાં વધૂને બેસારવી ૧ "પથ્થરાળી (નદી) વહે છે. બરાબર સંભાળ રાખજે"[2] એ અરધી ઋચાથી નાવમાં બેસારવી. ૨. (તે જ ઋચાના) બીજા અર્ધા ભાગથી (તેને) ઉતારવી. ૩

ટીકાઃ—શાંખાયન ગૃહ્યસૂત્ર ઉપરનાં પહેલાં સૂત્રનો રિવાજ (૧, ૧૫, ૧૩)માં નોંધે છે. એમજ ગોભિલ (૨, ૪, ૧) એમજ આપ૦ (૨, ૫, ૨૨) આપઃ (૨, ૬, ૧)માં નાવનો ઉલ્લેખ છે.

આ વિધિ, જો લગ્ન એક જ ગામમાં થયાં હોય તો ન કરવાનો હોય તે દેખીતું છે. ટીકાકાર નારાયણ લખે છેઃ स्वग्रामविवाहपक्षे स्वगृहगमने नायं विधिः

પૂષન્ વેદમાં રસ્તાનો પાલક ગણાય છે, માટે અહિં તેની સ્તુતિ સાર્થ છે.

(જો તે) રોતી હોય તો, "જીવતાંને રડે છે"[3] એ મંત્ર (બોલવો.) ૪.

ટીકાઃ—શાંખાયન (૧, ૧૫, ૨) એક જ આ વાત નોંધે છે. આ વિધિ માત્ર મનુષ્યસુલભ લાગણીનો કોઇ કાળે, ક્યાંય પણ અભાવ ન હોય એમ બતાવે છે. અને વળી, વરે, વધૂ તરફ કોમળતાથી વર્તવું જોઇએ તે સાધારણ વાતની યાદ રાખે છે.

વિવાહાગ્નિને કાયમ, આગળ રાખે છે. ૫.

---

૧. ઋ. ૧૦, ૮૫, ૨૬.
૨. ઋ. ૧૦, ૫૩, ૮.
૩. ઋ. ૧૦, ૪૦, ૧૦.

ટીકાઃ—ઘણુંખરાં બધાં આમાં માને છે. હિર (૧, ૭, ૨૨, ૨-૪); ગો (૨, ૩, ૨); ખાદિર. (૧, ૫, ૧). આ નિયમ તો ઘણો જાણીતો છે.

**સુન્દર પ્રદેશ, વૃક્ષ કે ચોકમાં 'જ્હારવટીઆઓ અમને ન મેળવો' ૪ એમ જપવું. ૬**

ટીકાઃ—આ પણ લગભગ બધાં સૂત્રોમાં છે. વૈદિક કાળમાં વાહનની સગવડતા અને રસ્તાઓની પ્રમાણમાં, અનિર્ભયતા આથી સૂચવાય છે.

**દરેક (મજલ પછીના) વાસે, 'આ વધૂ મંગમલમયી છે' ૫ એમ કહી, જોનારા તરફ તેણે જોવું. ૭.**

ટીકાઃ—બધાં સૂત્રોમા નોંધાએલ આ વાતમાં જે કંઇ ન સમજાય એવું હોય તો તે જોનારા તરફ જોવાનું કહ્યું છે તે છે. વર વધૂ તરફ જોનારા માણસો શંકનીય હશે? કે કંઈ બીજો હેતુ હશે?

**'અહિં (ઘરમાં) સંતાનથી તારૂં પ્રિય વૃદ્ધિ પામો' એમ બોલી ઘરમાં પ્રવેશ કરાવવો. ૮**

**વિવાહાગ્નિને લાકડાંથી સળગાવીને, તેની પશ્ચિમે બળદનું ચામડું, (તેની ડોક) (નો ભાગ) પૂર્વ તરફ (રહે તેમ) અને વાળ (વાળી બાજુ) ઉપર (રહે તેમ) પાથરીને, (પછી) જ્યારે તેની ઉપર વરને અડીને, તે (વધૂ) બેસે ત્યારે "પ્રજાપતિ આપણા માટે પ્રજા ઉત્પન્ન કરો" ૧ વગેરે ચાર ઋચાથી, દરેક ઋચાએ હોમીને, "વિશ્વદેવો ભેગા થાઓ" વગેરેથી દહીં ખાઇને, તેને [વધૂને પણ દહીં] આપવું. અથવા આજ્યનો બાકીનો ભાગ પોતાનાં [વર અને વધૂનાં] હૃદયો ઉપર ચોપડવો. ૯**

---

૪. ઋ. ૧૦, ૮૫, ૩૨.
૫. ૧૦, ૮૫, ૩૩.
૧. ૧૦, ૮૫, ૪૩, ૪૬.

ટીકા:—બીજાં ગૃહ્યસૂત્રમાં અહિં રાતા બળદનું ચામડું જોઇએ એમ છે. શાંખાયન શ્રૌત્રસૂત્ર [૪, ૧૬, ૨] પરસ્કર [૧, ૮, ૧૦] ગોભિલ [૨, ૩, ૩,] હિરણ્ય [૧, ૭, ૨૨, ૮,] આપ [૨, ૬, ૮]. આજ્યશેષ હ્રદયે ચોપટવાનું બીજે નથી પરંતુ પારસ્કરમાં [૧, ૮, ૮] આમ છે: "પછી તે તેનાં હ્રદયને. તેના જમણા ખભા ઉપર અડે છે. મારી ઇચ્છામાં હું તારૂં હ્રદય લઉં છું. તારૂં મન મારાં મનને અનુસરશે. તારાં હ્રદયથી તું મારા વચનમાં આનન્દીશ. પ્રજાપતિ મને તારી સાથે જોડો."

વેસ્ટમાર્ક લખે છે કે:–A marriage ceremony which has been represented as a fertility rite is the custom of the bridal pair, or the bride alone, being seated on the skin of an animal. This custom has prevailed, or still prevaiis, among several Indo-European peoples, and has therefore been supposed to have originated in primitive times......yet it may very well be that the bride, or the groom as well had to sit on a spkin because it was considered dangerous for them to sit on the ground, and that the use of a male animal's bride, which is not mentiponed in the descriptions of the European rites, or of a man's coat was a local modification of the prophylactic rite combining with it a reproductive purpose (Vol. II P. 470.)

અહિંઆ એટલું નોંધવું જરૂરનું છે કે અહિં બળદના ચર્મ ઉપર બેશીને જે મંત્ર બોલવાનો હતો તે કદાચ પ્રજોત્પાદન શક્તિનાં વર્ધન મારેની વાતને ટેકો આપે છે.

બીજાં ગૃહ્યસૂત્રો અહિં લાલ બળદનું ચામડું જરૂરનું સમજે છે. વેસ્ટર્માર્ક લગ્ન સમયે લાલ રંગના વપરાશના રિવાજ વિશે લખે છે: "It is quite possible that the red colour, which is so frequently used in marriage rites, is not only a sign of of virginity, as it is sometimes expressly said to be, but is regarded as a means of ensuring defloration." (Vol. II P. 466)

ઉપરનાં સૂત્રમાં બન્નેનાં હૃદયે ઘી ચોપડવાનું લખ્યું છે તેનો હેતુ નથી સમજાતો. મોરોક્કોમાં હીનો ચોપડે છે તેને પવિત્રીકરણ તરીકે વેસ્ટર્માર્ક સમજાવે છે. આ પણ કદાચ તેમ હોય. પરંતુ ઉપર પારસ્કરમાંથી ટાંકેલ મંત્ર પ્રમાણે હૃદયના ઐક્યના બાહ્ય ચિહ્ન તરીકે પણ આ હોય.

**આ પછી, ક્ષાર અને લવણ વગરનું ખાઇને, બ્રહ્મચર્ય પાળીને, શણગારીને, નીચે સૂઇને, રહેવું-ત્રણ રાત કે બાર રાત १०-અથવા એક વર્ષ એમ કેટલાક. તો ઋષિ [પુત્ર તરીકે] જન્મે છે. ११**

ટીકા:—આ બધાં ગૃહ્યસૂત્રોમાં સામાન્ય છે. આજના જીન્સશાસ્ત્રીઓ (Sexoligists) પણ આમાં માને છે. ડૉ. દાસ કહે છે (Rigvedic Culture P. 381) "They had to lead a life of continence for a period, the mininum being three days and the maximum one year. The longer the period of continence, the better was the chance of obtaining a superior type of son, a rishi-kalpa, a rishi or even a Deva. This Brahma-charya had to be observed under really trying circumstances. The pair were not allowed to take any food with salt, and for three

nights at least had to sleep together on the floor observing brahmacharya. They had to wear ornaments for obvious reason and lie on the same bed with Vishvavasu Gandharva occupying the middle position, which consisted of a rod of the Udumbar tree, coated with sandal paste and covered with cloth. "This rod was supposed to be inhabited by Vishwavasu Gandharva and was the witness of the pair's brahmacharya."

**વ્રત પૂરું કરેલા તેણે, વધૂવસ્ત્ર (પાનેતર) સૂર્યાસૂક્ત જાણનાર [બ્રાહ્મણને] આપવું. ૨ અને [બીજા] બ્રાહ્મણને અન્ન [આપવું] ૧૩. પછી સ્વસ્ત્યયન બોલાવવું. ૧૪.**

ટીકાઃ—શાંખાયન (૧, ૧૪, ૧૨) આમ માને છે. બીજાં સૂત્રોમાં આ વિશે કંઇ નથી. ડૉ. દાસ (Rigvedic Culture P. 377) ઋગ્વેદનો નીચેનો મંત્ર આ વસ્ત્ર તજતી વખતે બોલાતો એમ કહે છે. 'આ વસ્ત્ર સળગતું છે. તે કંટાળો ચડે તેવું છે. તે ગંધાઈ ગએલા સોમ જેવું છે. તે ઝેર જેવું છે. તે ઉપયોગ માટે નકામું છે. સૂર્યાસૂક્ત જાણનાર બ્રાહ્મણ, આ ઇચ્છે છે." (ઋ. ૧૦, ૮૫, ૩૪).

બ્રાહ્મણને આ વસ્ત્ર આપી દેવાનો અને વસ્ત્ર તરફના આટલા બધા તિરસ્કાર અને અણગમાનો હેતુ ચોકખો નથી. કોઇક ઉતાવળે એને Jus ptimaé noete ની સાથે સંબંધ હોવાનું ધારે; પણ તે નકકી ન કહી શકાય, જો કે શક્યતા તેવી છે.

[કંડિકા આઠમી પૂરી]

પ્રોફેસર સિધ્ધાંત

# વીરકાળમાં સ્ત્રીઓ*

વીરોનું સ્ત્રીઓ તરફનું સામાન્ય વલણ, સર્બીઅન દુહાઓમાંના માર્કોના વલણ જેવું ગણાય. માર્કોને એક વખતે એક સ્ત્રીએ પરણવાની ના પાડી "ત્યારે તેણે તેનો હાથ પકડયો અને પોતાનું તીક્ષ્ણ ખંજર બહાર કાઢી, તેનો જમણો હાથ ખભેથી કાપી નાખ્યો. અને જમણો હાથ તેના ડાબા હાથમાં આપ્યો. અને ખંજરથી તેની આંખો કાઢી લીધી અને તે રેશમી રૂમાલમાં વીંટીને તેની છાતીમાં ઘોંચી." બીજી એક વખતે માર્કોને મૂરીશ રાજાએ સાત વર્ષ સુધી કેદમાં રાખ્યો હતો ત્યારી, તેની રાજ પુત્રીએ, પોતાને માર્કો પરણે એવું વચન તેની પાસેથી લઇને છોડાવ્યો. તેઓ બન્ને ઘોડા ઉપર બેસીને મૂરના દેશમાંથી નીકળી ગયા; પણ એક દિવસ જ્યારે રાજ પુત્રીએ માર્કો તરફ પ્રેમ કરવા માંડયો ત્યારે તેના કાળા ચહેરાથી અણગમો પેદા થતાં, તેણે પોતાનું 'રત્નખચિત ખંજર' ખેંચીને તેને મારી નાખી. વળી જ્યારે માર્કોને ફીલીપની વહુએ તિરસ્કાર્યો ત્યારે પણ તેણે તેનાં મોં ઉપર તમાચો માર્યો. તેના હાથમાં સોનાની વીંટી હતી, તે તેનાં સુન્દર મુખ ઉપર એવાં તો જોરથી પડી કે તેથી તેના ત્રણ દાંત પડી ગયા.

* The Heroic Age of India નામે એક ઘણું જ અભ્યાસપૂર્ણ પુસ્તક પ્રો. સિધ્ધાંતે લખ્યું છે. તેનાં આઠમાં પ્રકરણના સારરૂપ આ લેખ છે.

મારો સ્ત્રીઓ તરફ આમ વર્તતો અને બીજા વીરો પણ એવું જ વલણ રાખતા સ્પેનીશ સીડ, જો કે સ્ત્રી સન્માન કે ધાક વખત કરતો છતા જેને તે પરણે છે તે સ્ત્રી તરફ જ તે વિનયી નથી તેણે ડૉના ઝીમેના ગૉમેઝના બાપને માર્યો હતો અને તેને પણ તે કનડતો હતો તે તેની ખૂબ ફરિયાદ કરતી

એવી જ રીતે જ્યારે ઓડીસીઅસ પાછો ઘેર આવે છે અને જાણે છે કે તેના ઘરની સ્ત્રીઓ પરપુરૂષની સાથે સંગ રાખતી, ત્યારે પહેલા તો તે ટેલીમેખોસને સ્ત્રીઓ પાસે આખું ઘર સાફ કરાવવાનો હુકમ કરે છે ઘર સાફ થઇ રહ્યા પછી, તે હુકમ કરે છે કે એ સ્ત્રીઓને મૂળ ખડમાથી બહાર લઇ જઇ છાપરા વાળા ખડ અને આગણાની મજબુત ભીંત વચ્ચે રાખીને ત્યા તરવારની લાંબી ધારથી એવી તો મારવી કે તેઓ પોતાના યારનો પ્રેમ તદન ભૂલી જાય પણ ટેલીમેખોસ પોતાની તરવારને ગોઝારી ન કરતા તે બધીને એક હારે ફાસીએ લટકાવી દે છે હિન્દુસ્થાનના વીરોની × સ્ત્રીઓ તરફની વૃત્તિ પણ ઠંડ આવી લાગે છે

બાળપણમા છોકરીઓ તરફ બાપની મિશ્ર વૃત્તિ હતી કૃષ્ણને તેના પિતા ખૂબ લાડ કરતા માતાલીને પોતાની દીકરી માને દુઃખ આપનારી લગતી છતા તે કાળે છોકરીના ભણતર માટે તદન બેદરકારી ન રખાતી દ્રૌપદી ભણેલી અને સસ્કારી હતી તે ઘણીવાર દેખાય છે દ્યૂતના પ્રસગે તે સુન્દર રીતે પૂર્ણ તર્કબળ વાપરીને દલીલ કરે છે કે પહેલા હારેલ યુધિષ્ઠિર તેને કેમ હારી શકે? જગલમા યુધિષ્ઠિર સાથે પણ તે બરાબર દલીલ કરે છે તેમજ દેવયાની કચ કે શુક્ર કે યયાતિ સાથે સારી ચર્ચા કરી શકે છે અને શકુન્તલા દુષ્યતને ઠીક જવાબ આપી શકે છે છતા આ વાત ઉપર બહુ ભાર

× પ્રો સિ'ધાંત અહિં વીરકાળની–Heroic Age જ વાત કરે છે વીરકાળ એટલે મુખ્યત્વે કરીને મહાભારત ને રામાયણમા દેખાતો કાળ

હોય તેમ નથી. આ બધી સ્ત્રીઓની દલીલોમાં પાછળના યુગના બ્રાહ્મણોની વિવાદપ્રિય શૈલી દેખાય છે. જે લાંબી દલીલો ઉતારવામાં આવી છે તે વીરકાળમાં ન હોઇ શકે તેટલી પારિભાષિક છે.

છોકરીને નૃત્ય અને સંગીત શીખડાવતા તે વિરાટ કુટુમ્બની સ્ત્રીઓ ઉપરથી દેખાય છે.

છોકરી મટીને સ્ત્રી ક્યારે થાય છે તે કંઈ નક્કી નથી. શંકા એટલી જ કે કે પરણવા સમયે તે છોકરી જેવડી જ હતી કે પુખ્ત ઉમરની થવા આવી હતી એક દાખલામાં તો તે છોકરી જેવડી જ લાગે છે. ઉત્તરા અભિમન્યુને પરણી ત્યારે ઢીંગલીએ રમતી હોય તેવડી લાગે છે બીજી બધી મોટી ઉમરની પરણવા વખતે હતી. દેવયાની પરણી તે પહેલાં તો તેનો એક પ્રેમ-કિસ્સો જૂનો પણ થઇ ગયો હતો દુષ્યંતને પરણી ત્યારે શકુન્તલા પણ કંઇ નાની છોકરી ન હતી. કુન્તી અને સત્યવતીને તો પરણ્યા પહેલાં છોકરા હતા. દમયંતી પણ પરણવા વખતે મોટી ઉમરની હતી. અને સ્વયંવર વખતે દ્રૌપદી પણ નાની છોકરી જરૂર નહોતી. સાવિત્રી તો પોતે જ પતિ શોધવા નીકળી હતી. સુભદ્રા પણ મોટી હતી.

ત્યારે વરની પસંદગીમાં કન્યાને કેટલી છૂટ રહેતી ? વીરકાળમાં લગ્ન પ્રકારો મુખ્ય ત્રણ હતા. (૧) કન્યાની કિમ્મત આપીને તેને પરણવાનું (૨) વર-કન્યાની પરસ્પરની અનુમતિથી પરણવાનું (૩) જોરજુલમથી કન્યાને ઉપાડી જવી તે.

પહેલી રીત. જેને કન્યાવિક્રય કહી શકાય તેના દાખલા વીરકાળમાં નથી મળતા તેમ નથી. મદ્રનો રાજા કન્યાની કિમ્મત ન આપે ત્યાં સુધી કન્યા પરણાવવાની ના પાડે છે (૧, ૧૧૪) ૧૩, ૪ માં ગાધિ પોતાની કન્યા ઋચીકને પૈસા વગર આપતા નથી. તેમ જ કન્યાને કે વરને કન્યાપિતા તરફથી પહેરામણી અપાતી તે પણ દેખાય છે. વિરાટ ૭૦૦૦ ઘોડા અને ૨૦૦ હાથી પોતાના જમાઇને આપે છે (૪, ૭૨) કૃષ્ણ અને દ્રુપદ પણ એવી જ રીતે આપે છે.

આવા કન્યાવિક્રયો હિન્દુસ્થાનમા જ હતા એવુ નથી પ્રોકોપીઅસના લખવા મુજબ વારતીના નાજકુમાર રઠીગર, આગલીની ગજપુ નિ પૈસા આપીને જ પરણે છે ગ્રીક લોકમા પણ ઈંએદના ના પૈસા આપવા પડતા એગૅમૅમ્નૉન કહે છે કે તેને ત્રણ કન્યાઓ હતી અને તેણે પૈલીઅસને તેમાથી ગમે તેને પૈસા આપ્યા વગર લઇ જવાની છૂટ આપી હતી

પરસ્પરની અનુમતિથી પરણે તેવા લગ્નોના ઘણાયે દાખનાઓ મળે છે દેવયાની અને શર્મિષ્ઠા યયાતિને આ રીતે પરણે છે શકુન્તલા અને સાવિત્રી પણ તેમ જ પરણે છે વીરકાળમા નાત કે વર્ણના પા । શિથિન હતા એટલુ અહિ નોધવુ પડે છે દેવયાની અને યયાતિનુ લગ્ન શકુન્તના અને દુષ્યતનુ લગ્ન સુકન્યા અને ચ્યવનનો સબધ અને બ્રાહ્મણને વેશે રહેના પાડવો દ્રૌપદીને જીતે છે તે વાત ઉપરના મતને સાબીત કરે છે

અહિ જ ઔપચારિક સ્વયવરની વાત લખવી ઘટે દમયતીએ નગને અને દ્યાએ પાડુને આમ પસદ કરેન સ્વયવરમા બે પ્રકારો હતા રાજાઓની સભામાથી એકને રાજકન્યા પોતે વરે તે એક પ્રકાર અને નિયત કરેન પરાક્રમ કરી શકે તે રાજાને કે રાજપુત્રને કન્યા વરે તે બીજો પ્રકાર સીતા અને દ્રૌપદી આમ પરણ્યા હતા. આવા સ્વયવરનો ક્ષત્રિઓ માટે જ હતા (૧ ૨૨૧ ૨, ૧, ૧ ૨, ૧૧) ૧૯૧, ૭ કહે છે કે શ્રુતિ પ્રમાણે સ્વયવર ક્ષત્રિયો માટે જ છે આથી જ બ્રાહ્મણન વેશે જ્યારે અર્જુન દ્રૌપદીને જીતે છે ત્યારે ક્ષત્રિયો વાધો ઉઠાવે છે

આવા પરસ્પરની સમતિવાળા નગ્નો યુરોપીય દેશોમા પણ મળે છે વોલ્થર અને હિલ્ગ્રુન્દ અને હુાગમાર્થ અને સિગ્નીની વાત જાહેર છે જેથી દેવોમાથી એકને પોતાના વર તરીકે પસદ કરે છે તે સ્વયવરની યાદ દેવરાવે છે વળી હોમરમા પેનીલોપ ઓડીસીઅમનું બાણુ વાળી શકે અને બાર પરશુના માથામાથી બાણ

પસાર કરી શકે તેને પરણવાનું વચન આપે છે તે પણ આજ સ્થિતિ બતાવે છે. આ બે શરતોમાંથી પહેલી રામની વાત અને બીજી અર્જુનની વાતને મળતી છે.

પરાક્રમ કરી કન્યા મેળવવી તેને સંસ્કૃત સાહિત્યમાં ઘણી વખત કન્યાવિક્રયનું રૂપાંતર માને છે. આવા પરાક્રમ કરનારા વીર્યશુલ્ક આપે છે.

રાજકન્યાને પરાણે ઉપાડી જવાના દાખલા પણ મળે છે. અર્જુન-સુભદ્રાને એમ લઇ જાય છે. ભીષ્મ કાશીરાજની પુત્રીઓને ઉપાડી જાય છે તેપણ આ રીતે. આવો કન્યાપ્રગ્રહ લગ્ન તરીકે ન ગણાતો. રીતસર લગ્નવિધિ પછી થતો. અર્જુન-સુભદ્રાના કિસ્સામાં એમ જ બને છે. ભીષ્મ તો પોતાના ભાઈ માટે કન્યાઓ લાવ્યા હતા.

આવા કન્યાપ્રગ્રહો યુરોપીય દેશોના વીરકાળમાં પણ બનતા. હેથિન અને હિલ્દનો કિસ્સો બરાબર આવો જ છે. હેલનની વાત પણ એવી જ ગણાય.

સાધારણ રીતે તો વહુ વરની સાથે જ રહેતી. પણ કેટલાક કિસ્સાઓ નોંધવા લાયક છે. અર્જુન મણિપુરની રાજપુત્રી ચિત્રાંગદાને પરણે છે અને તેનાથી જે પુત્ર થાય છે તે પોતાની મા સાથે મોસાળમાં જ રહે છે. પણ અર્જુનનો આ સંબંધ કે નાગોના રાજાની પુત્રી ઉલૂપી સાથેનો તેનો સંબંધ વિધિસર લગ્નો નથી લાગતાં. વળી શકુન્તલા અને શાન્તનુની સ્ત્રી ગંગા—બન્ને પતિની ગેરહાજરીમાં પોતાનાં સંતાનને પોતાની પાસે પોતાને ઘેર રાખે છે. પણ આ લગ્નો પણ વિધિસરનાં કહેવાય કે નહિં તે શંકાભર્યું છે.

વરનાં ઘરમાં સ્ત્રીની સ્થિતિ વિચારતાં પહેલું તો એ સમજાય છે કે સપત્નીઓની સાથે તેને વસવું પડતું આદિ. ૧૬૦ માં કહ્યું છે કે પુરૂષોમાં બહુપત્નીકત્વ ઉચિત ગણાય. અર્જુનની વાત ઉપર લખી છે. ભીમને પણ કેટલીક પત્નીઓ હતી; યયાતિને બે તો હતી જ, અને દુષ્યંતને ઘણી હતી. પોતાના ભાઇને પરણાવવા ભીષ્મ ત્રણ

કન્યાનું હરણ કરી લાવ્યા હતા. અને પાંડુને બે પત્ની હતી. સપત્નીઓ મિત્રતાથી ન રહેતી અને હોપકિન્સે કહ્યુ છે તેમ તેમની વચ્ચે ઇર્ષ્યા પણ રહેતી.

યુરોપમાં પણ વીરકાળમાં, મુખ્ય રાજકુમારોમાં બહુપત્નીત્વ હતું. એઓમેંત્રીકો દાખલ. તો બહુ જાણીતો છે આ બહુપત્નીત્વના કારણોમાં એક એ પણ હોઇ શકે કે લગ્નો ઘણી વખત સગવડતા ખાતર પણ થતાં. ઘણી વખત લગ્નસંબંધ રાજકીય સંબંધ વધારવ ને હતો.

બહુપત્નીત્વની સાથે જ બહુપતિત્વનો પ્રશ્ન સંકળાએલો છે. અને બહુપતિત્વનું એક વિશિષ્ટ રૂપાંતર નિયોગની પ્રથામાં મળે છે. નિયોગની પ્રથા લગ્નના મૂળ હેતુને સમજાવે છે. લગ્ન પ્રજોત્પત્તિ માટે જ થયું. પુત્ર જ પિતાને સ્વર્ગમાં મોકલી શકે પુત્રી તો પિતાને પિંડ આપી જ ન શકે.

છતા એમ કહેવું જોઇએ કે પત્ની સહચરી પણ હતી. બ્રાહ્મણોમાં પત્ની પતિ સાથે યજ્ઞમા ભાગ લેતી વીરકાળમા પતિ સાથે તપ કરવા જવાનો પત્નીનો હકક હતો. વળી હોપકિન્સે ટાંકયા છે તેવા ફકરાઓ પણ મળે છે: "પત્ની વગર ઘર ખાલી છે, શૂન્ય અરણ્ય છે" વગેરે.

છતાં સ્ત્રીનું મુખ્ય કાર્ય પતિભક્તિ હતું. સીતા અને સાવિત્રી, દમયંતી અને દ્રૌપદીની આ જ વૃત્તિ છે. અને કેટલીક વખત તો પતિઓ આ પતિભક્તિને લાયક પણ નથી દેખાતા.

આપણા વીરકાવ્યોમાં કેટલીક જુસ્સાદાર સ્ત્રીઓ પણ છે. દ્રૌપદી તો બહુ જ જાણીતી છે. પતિને ઉશ્કેરનારી તે જ છે. દ્યૂત પ્રસંગે તેની દલીલ ઘણી જ સૂક્ષ્મ હતી. કીચકને મારવાને ભીમને ઉશ્કેરનાર દ્રૌપદી હતી. અને દીનતા ન દેખાડી હોત તો જયદ્રથ પણ કીચક જેવી સ્થિતિએ પહોચત શકુન્તલા અને સાવિત્રી પણ મનની શક્તિ બરાબર બતાવી શકે છે.

સ્ત્રીઓને ઘરમાં અંધારણે રાખવા સંબંધી પણ વિરોધી ઉલ્લેખો મળે છે. છતાં સામાન્યતઃ ઉચ્ચ વર્ગની સ્ત્રીઓ ઘરમાં રહેતી એમ લાગે છે. માહિષ્મતીમાં પતિઓ સ્ત્રીઓને ઘરમાં ન રાખી મૂકતા પણ ત્યાં વાત નીચા વર્ગોની છે. (૨, ૩૧, ૩૮). દ્રૌપદી સભામાં પરાણે ખેંચી લાવ્યા હતા. દમયંતિ પણ દુઃખ પડયું ત્યારે જ રાજમહાલયમાંથી બહાર નીકળી. વળી શલ્યના મૃત્યુ પછી જે સ્ત્રીઓ કદી પણ સૂર્યના તડકામાં બહાર નહોતી આવી તેઓ સાધારણ માણસોની નજર આગળ આવી પડી હતી. (૯, ૨૯, ૭૧) વળી જુઓ (૧૦, ૮ ૯). ૧૨, ૩૨૧માં એક રાજા એક સ્ત્રીને, તે ભીખારણ હતી છતાં, તેની પાસે આવી તેને અવિનય ગણે છે.

એટલે અહિંઆ પણ વીરકાવ્યોમાં જૂદા જૂદા કાળની રૂઢિઓ સંગ્રહાએલી છે. આગળના વખતમાં વધુ છૂટ હતી. તે નકકી.

ટયુટોનિક વીરકાળમાં સ્ત્રીઓનું આ બન્ધન નથી મળતું. રાણી રાજા સાથે હંમેશા રહેતી. ગ્રીક કાવ્યોમાં નિર્ણયાત્મક નથી. એગેમેમ્નોને લડવા જતાં પહેલાં પોતાની પત્નીને એક ભાટની સંભાળ નીચે મૂકી હતી. પેનીલોપ ઘણુંખરૂં પોતાના ઓરડામાં જ રહેતી. પણ આલ્કીનસની સભામાં આરીત ખૂબ ભાગ લેતી. અને હેલન, સ્પાર્ટામાં પોતાના પતિને સાથે જ રહેતી. પણ પછીના સમયમાં એથેન્સમાં સ્ત્રીઓને અંધારણે રાખતા.

સ્ત્રીઓના તેનાં સંતાન સાથે સંબંધ વિશે વિચારતાં, તેની સ્થિતિ બહુ સારી દેખાય છે. મનુ (૨, ૧૪૫) પિતાના કરતાં માતાને હજારગણું માન આપવાનું લખે છે. પણ પરશુરામની વાત ઉપરના આદેશથી વિરૂદ્ધ જતી લાગે છે. છતાં સાધારણ રીતે માતાને ખૂબ માન અપાતું. કુન્તી તરફ પાંડવનો પ્રેમ બતાવવો પડે તેમ નથી. બહુપતિત્વની બધી પંચાત તેના એક શબ્દને માન આપવા ઊભી થઈ હતી.

માતાને માન આપવાની વૃત્તિ આર્ય માનસમાં જ છે. યુરોપીય કાવ્યોમાં એવી વૃત્તિ મેળવવી બહુ મુશ્કેલ છે. થેટિસ અને એચિલિસ

કે પેનીલોપ અને ટેલીમેખોસ વચ્ચેના દશ્યોમા માનની લાગણી દેખાતી જ નથી છતા અન્વયથી ભરેલુ તો એ છે કે શરૂઆતમા જ જે માર્કોની વાત કરી છે તેનામા માતા તરફ ખુબ માનવૃતિ હતી એક વખત જ્યારે ઓખીડાના સરોવરમા મચ્છી પકડવા તે જતો હતો ત્યારે તેની માએ તેને હથિયાર લઇ જવાની ના પાડી ત્યારે અગત જોખમ હતુ તો પણ તેણે તેમ કર્યુ. વળી રલાવાના પર્વદિને તુર્ક ઘોડાને તે મારવા જતો હતો ત્યારે પણ તેની માનો વાર્યો તે રહ્યો હતો

વળી આ વીરકાળે સ્ત્રીઓ પુરૂષોની મીલ્કત જેવી ગણાતી તે યુધિષ્ટરે દ્રૌપદીને જુગારની હોડમા મૂકી તેથી જ સિદ્ધ થાય છે બીજા એક નૃપતિને-નલને યુધિષ્ઠિર કરતા સારી બુધ્ધિ આવ પ્રસગે સુઝી હતી જ્યારે નળે બધુ ગુમાવ્યુ ત્યારે પુષ્કરે કહ્યુ હવે તારી પાસે શુ છે? દમયતિને મૂક નળે દમયતિને હોડમા મૂકી નહિ પણ તેમ કરવાની છુટ હતી તે ચોકખુ દેખાય છે.

હવે વિધવાની રિથતિ તપસીએ અહિઆ પહેલા પ્રશ્ન સતી નો આવે છે વીરકાવ્ય મહાભારતમા સતી થવાનો એક નો ચોકખો દાખલો મળે છે પાંડુની સાથે માદ્રી બળી મરે છે પણ ૧ ૧૦૯, ૧૧ મા એમ સૂચન થતુ લાગે છે કે આ પ્રથા બહુ લોકપ્રિય નહોતી મહાભારતમા યુધ્ધમા હણાયેલ વીરોની પત્નીઓને વાર્ષિક વેતન આપવાનો નિયમ છે તે પણ સતીની પ્રથાની વિરૂધ્ધ જાય છે

સતીની આ પ્રથા યુરોપમા પણ હતી હીરોડોટસમા આનો પહેલો ઉલ્લેખ મળે છે તે મુજબ દરેક થ્રેશિયનને ઘણી પત્નીઓ હતી પતિ મરે કે તરત જ પતિની વધુમા વધુ માનીતી કોણ સ્ત્રી હતી તે નકકી કરવમા આવતુ અને પછી એવી સ્ત્રીને તેનુ કોઇક સગુ મારીને પતિને સાથે જ દાટી દેતુ વળી એરૂલીમા પણ આ રિવાજ હતો. એરૂલી જાતનો કોઇ પણ પુરુષ મરી જાય કે તરત જ તેની સ્ત્રીમા જે કઇ પણ જાતિનો અંશ હોય તો તે પોતે ગુંગળાઇને મરી જતી

સ્કેન્ડીનેવીઆમાં પણ કેટલાક દાખલા મળે છે. વોલસુંગા સેગામાં સિગ્ની પોતાના પતિનો વધ ગોઠવે છે પણ તેની પછી જીવતી નથી. "હવે હું મારા પતિ સાથે ખુશીથી મરીશ, જો કે તેને પરણવા હું જરાયે ખુશ ન હોતી." એવા તો બીજા કેટલાયે દાખલા મળે છે.

આમ જ્યાં સતીનો ચાલ હોય ત્યા વિધવા વિવાહ કે વિધવા નિર્વાહનો પ્રશ્ન નથી રહેતો. નિયોગની પ્રથા ઉપરથી કેટલાક એમ માને છે કે વિધવા વિવાહ એક બીજા રૂપમાં પ્રચલિત હતો. પણ ખરી રીતે નિયોગ કંઇ નવું લગ્ન નથી, અને નિયોગથી થએલ પુત્ર મરી ગયેલ પતિનો પુત્ર ગણાતો.

છતા વિધવાઓના ચારિત્ર્ય જોઇએ તેવાં શુધ્ધ ન હોતાં. ને. ૧૬૦ કહે છે "પખીઓ જેમ માંસનો કટકો લેવા ભેગાં મળે છે તેમ પતિ વગરની સ્ત્રીની પાછળ પુરૂષો ભટકે છે." આથી પણ વધુ સ્પષ્ટ વિધવા વિવાહની તરફેણમાં જાય એવો ઉલ્લેખ દમયંતિની વાતમાં છે. નળ કયા છે તે શોધવા માટે તે બીજો સ્વયંવર ગોઠવે છે. અને ઋતુપર્ણ આ બીજા સ્વયંવરની વાત માને છે તે બતાવે છે કે વિધવા વિવાહ અમુક રૂપમા પણ તે કાળે ચાલુ હશે.

[ આ લેખમાના અભિપ્રાયો સાથે બધાથી સંમત થવાય નહિ, એ દેખીતું છે. પણ મહાભારતકાળનો આવો અભ્યાસ થવો જરૂરનો છે એમાં શક નથી. આ હેતુથીજ આ લેખ નાગરિકમાં સ્વીકાર્યો છે.

અધિ: નાગરિક ]

# ભગવાન ચૈતન્યદેવ

ગુજરાત કાઠિયાવાડની પ્રવાસ નોંધ

[ભગવાન ચૈતન્યદેવની યાત્રાના એક સાથી ગોવિન્દદાસની નોંધમાંથી આ ઉતારો કર્યો છે. ગુજરાત કાઠિયાવાડની સ્થિતિ સોળમા સૈકામાં કેવી હતી તેનો આ લેખ સારો ખ્યાલ આપે છે શ્રી ગૌરાંગ પ્રભુનો મહિમા ગૌડ અને ઉત્કલના દેશોમા અવતાર રૂપે ગવાય છે. આવા એક અનુપમ મહાત્માના કંઈક વિચિત્ર શિષ્યની નજરે આપણો દેશ તે કાળે કેવો દેખાતો હતો તેની આમા ખાસ નોંધ નથી, છતાં કંઈક રસિક વાચન-રૂપે, ગોબિન્દદાસેર કૅરચ્ચા નામના બંગાલી ગ્રન્થમાંથી આ હકીકત ઉતારી છે (લેખકના પત્રમાથી)]

પંચવટીથી યાત્રાળુઓ દમન આવ્યા, અને ઉત્તર દિશામા મુસાફરી કરતા સુરત પ્હોચ્યા. શક્તિ સંપ્રદાયની પ્રસિધ્ધ ગાથા ચંડીમાં જેનો નિર્દેશ થયો છે તે સુરથની આ રાજધાની છે. અહિયાં અષ્ટભુજા ચંડીમાતાનાં દર્શન કર્યાં અને શ્રી પ્રભુ ત્રણ દિવસ અહિ રહ્યા. અહિ એક સાધુ સાથે પશુમેધ વિષે શ્રી પ્રભુએ ચર્ચા કરી અને મેધ્ય ઠરેલાં એવાં કેટલાંયે બકરાને મુક્ત કરાવ્યા.

સુરતથી તાપી–તાપ્તી–બહુ નજદિક છે. એને કાંઠે વામનાવતારનું દર્શન થયું. ત્રિભુવનવિજેતા બલિરાજે આ મન્દિર બંધાવ્યું છે. બલિના યજ્ઞની ભૂમિ અહિંથી થોડે દૂર ભરૂકચ્છ પાસે છે, અને ત્યાં બલિનો યજ્ઞકુણ્ડ છે. તાપીથી નર્મદાજી ગયા અને ત્યા સ્નાન કરી પાવન થયા

અહિં ચૈતન્ય ભગવાનને પૂર્વ સંસ્કારને બલે ભાવોદ્રેક થયો. પ્રભાસમાં દક્ષિણે એક કુણ્ડ છે જેમાં શ્રી કૃષ્ણભગવાને પોતે આન્ત્ય હોમ કર્યો હતો. પ્રભાસના લોકને શ્રી પ્રભુએ કીર્તનથી હરખઘેલા કરી મુકયાં હતા.

પ્રભાસથી દ્વારકા જવા સંઘ નીકળ્યો. આશ્વિન શુકલ પ્રતિપદાએ દ્વારકા પ્હોંચ્યા. સમુદ્રને કાંઠે ત્રણ દિવસ મુસાફરી કરી હતી. દેરડાંઓ ગૂંથીને બનાવેલ સેતુ ચોથે દિવસે ઓળંગ્યો. એ સેતુને પેલેપાર કૃષ્ણચન્દ્રની રાજધાની દ્વારકા નગરી બિરાજે છે. પાસે રૈવતકગિરિ છે. પન્દર દહાડા સુધી ચૈતન્ય ભગવાને દ્વારકામા કીર્ત-નોત્સવ માંડયો. જગન્મન્દિરના પૂજારીઓ લોલુપ છે છતાં શ્રી પ્રભુને નામે એમણે એક દિવસ સાધુઓ અને ગરીબોનો ભંડારો કર્યો. શ્રી પ્રભુએ પોતાને હાથે બધાને પ્રસાદ વ્હાંટયો. દ્વારકાંથી વિદ્યાનગર જવા સંઘ નીકળ્યો. સમુદ્રમાર્ગે દ્વારકાથી ગુજરાત ગયા અને આશ્વિ-નની અમાસને દિવસે ફરી વડોદરા પ્હોચ્યા. ત્યાથી દક્ષિણ દિશામાં પ્રવાસ કરતા ૧૬ દિવસે નર્મદાજી આવ્યા, અને પછી પૂર્વ દિશાએ વળ્યા. નર્મદાતીરે દોહદ આવ્યું અને ત્યાંથી વૈષ્ણવોથી વસાયેલું કુક્ષિગ્રામ આવ્યું.

કુક્ષિગ્રામમા એક બ્રાહ્મણ હતો, જે પોતાનાં ઘરમાં લક્ષ્મી જનાર્દનની મૂર્તિની નિત્ય સેવા કરતો. ચૈતન્ય ભગવાને એને ત્યાં મુકામ કર્યો. ઘરમા મુઠી અનાજના પણ સાંસા હોવાથી વિપ્ર મુંઝાતો હતો ત્યા એક શેઠ અનેક નોકરને માથે ખાદ્યાદિ મુકાવી વિપ્રને ઘેર આવ્યો અને કહ્યુ કે કોઈ દિવ્યપુરૂષે સ્વપ્નામાં એને આજ્ઞા કરી હતી કે શ્રી લક્ષ્મીજનાર્દનને આટલો પ્રસાદ ધરવો. આમ વાત કરતાં એની નજર શ્રી પ્રભુ ઉપર પડી એટલે ભૂમિ ઉપર દણ્ડવત્ પડી એણે કહ્યુ કે મ્હને સ્વપ્નમા આજ મુર્તિનાં દર્શન થયાં હતાં. ત્યારથી તે વણિક વૈષ્ણવસંપ્રદાયી બન્યો.

× × × ×

એકવાર ચૈતન્યભગવાનને બે દહાડાના ઉપવાસ થયા. ત્રીજે દિવસે ગોવિન્દ કયાંકથી બે રોટલા માગી લાગ્યો. આહારની શરૂઆત

થાય છે ત્યાં એ બાલકોએ આવી ભિક્ષા-માગી. ચૈતન્યે પોતાનો રોટલો દઇ દીધો અને ત્રીજો ઉપવાસ કરી લીધો.

× × × ×

ચૈતન્યના ઉપદેશથી એક પડ ભૈયાનો દીકરો સંસાર ત્યાગ કરવા તૈયાર થયો. તમોગુણના પ્રભાવથી એ ભૈયો હાથમા મોટી ડાંગ લઇ શ્રી પ્રભુને મારવા દોડયો. શ્રી પ્રભુએ પીઠ દેખાડી કહ્યું કે "દરેક ઘા સાથે શ્રી હરિ નામ બોલતો જા અને ઘા મારતો જા તારો રોષ પણ શમશે અને શ્રી હરિ નામનું પુણ્ય પણ થશે"

ઇન્દુપ્રસાદ અમૃતરાય કમલાકર

# મલબારમાં સર્પપૂજા

નાગરિકના વિદ્વાન સદતંત્રી મહાશય પ્રોફેસર માંકડનો માઘ અંકમાં સર્પ વૃક્ષ પૂજા ઉપર લેખ હતો. એ લેખમાંની ચર્ચામાં જો કે હું ભાગ લઇ શકું એટલો મ્હારો અભ્યાસ નથી, પરંતુ આજથી ત્રીશ વર્ષ ઉપર મલબાર અને બીજા દક્ષિણ પ્રદેશમાં સર્પ પૂજનનો મહિમા કેવો અપૂર્વ હતો તે વિષેની ઘણી જાણવાજોગ હકીકત નાગરિકના વાચકને સાદર કરૂં છું. કે આ હકીકત માટે પ્રત્યક્ષ અને આપ્તવાક્યનો તેમજ તે પ્રાંતના તજ્ઞોના લેખોનો આધાર છે.

દરેક મલાયલમના ઘરની પડોશમાં નાનકડો વનકુંજ હોય છે. આ વનકુંજમાં સર્પનો વાસ હોય છે. કેરલોત્પત્તિનો મલાયલમ ગ્રન્થ જેને કેરલ ઉલ્પથી કહે છે તેમાં લખ્યું છે કે અનેકવાર કરેલા ક્ષત્રિય સંહારના પાપથી મુક્ત થવા પરશુરામે ગોકર્ણમાં વરૂણદેવની સ્તુતિ કરી. વરૂણદેવ (સમુદ્ર)ની કૃપાથી મલબાર જેટલો પ્રદેશ ત્યાં ઉત્પન્ન થયો, પણ ઘણા વખત સુધી એ ભૂમિ ઉપર સર્પરાજની આણ ફરી. પરશુરામે અહિં ૬૪ પ્રદેશમાં બ્રાહ્મણોને વસાવ્યા અને ઇતર બ્રાહ્મણોથી એમને વિશિષ્ટ દેખાડવા કેટલાક નિયમ કર્યા. આ પ્રમાણે આજે પણ મલાયલી બ્રાહ્મણ શિરના પાછળ નહિ પણ ઉપરિભાગે શિખા રાખે છે. પરશુરામે ૩૬૦૦૦ બ્રાહ્મણોને શસ્ત્રધારી બનાવી મલબારનાં રક્ષણ માટે નીમ્યા, અને સર્પ પૂજનનો આદેશ કર્યો. તેથી જ દરેક મલાયલી પોતાનાં આંગણામાં સર્પ મન્દિર રૂપે આવી વનરાજી રાખે છે. આવી વનરાજીઓ આંગણાના દક્ષિણ પૂર્વે રાખ-

વામા આવે છે. આ વનરાજીના મધ્યમા પથરના નાગદેવ અને નાગણીની મૂર્તિઓ હોય છે, અને તેની પાસે ન્હાનકડાં મન્દિર જેવા આકારના ચારેક વેંત ઉચા ચિત્રકુટમ હોય છે. ઘણીવાર ઘરધણીનુ કુટુમ્બ બીજે ઠેકાણે રહેવા જાય તો પણ સર્પ તો પોતાના કુંજમા જ રહે અને વારતહેવારે એની પૂજા કરવા દૂર દૂરથી પણ એ ઘરધણીને આવવુ પડે એવા દાખલા પણ બને છે જૂના કાળમા આ સર્પો એ કૌટુમ્બિક મતા લેખાઇ ઘરના ખતપત્રમા એ સર્પોની લેતી દેતીની નોંધ રખાતી.

સર્પનો પૂજારી

નંબુદ્રી બ્રાહ્મણોએ આ સર્પપૂજામા પૂજારીપદ લીધુ છે કોઇ પણ ઘરમા માદગી આદિ ઉપદ્રવ થાય તો એકાદ સર્પ પૂજારી નંબુદ્રીને બોલાવવામા આવે છે કોઇ પણ વાસણમા તરતુ તેલ નાખી એમા જોઇ આ પૂજારીઓ સર્પને સતોષવાના જૂદા જૂદા ઉપાયો બતાવે છે.

સર્પના ખાનગી કુંજો ઉપરાન્ત પાચ ધામો છે વાલ્લુવદ તાલુકાના છેથાલૂર અંશમા બે અને મુંડકો તકુરશી અંશમા એક ધામ છે. એક પાલઘાટ વિભાગમા છે. સહુથી મ્હોટુ ધામ કોચીન રાજ્યમા પંપુ મેકાતમા છે અહિ કોઢ આદિ અનેક ચામડીના ચેપી રોગો, આખના રોગો વગેરે મટાડવા જાત્રા ભરાય છે આ મન્દિરની વચ્ચે એક નાગણીની મૂર્તિની આસપાસ ત્રણસોએક બીજી સર્પમૂર્તિઓ છે. જાત્રીઓ રૂપા અને સોનાના સર્પો પણ લાવે છે, જે પૂજારીના ઘરમા જ રખાય છે.

અંત્યજ સર્પ

આ મન્દિરથી થોડેક દૂર એક ન્હાનકડુ મન્દિર છે. એનો ઇતિહાસ, આપણા ધર્મમા અત્યજ પાખણ્ડ કેટલુ પેશી ગયુ છે તે દેખાડવા માટે અહિ આપ્યો છે. ઇલ્લમનો એક નંબુદ્રી ત્રાવણકોર ગયો હતો, તે અરસામા સામેના ટેકરા ઉપર ઉભી એક ચેરમા (અન્ત્યજ ગુલામ ખેડુ) દૂખતી આખોના વ્યાધિની શાન્તિ માટે

નંબૂદરીને આછજી કરવા લાગ્યો. ઘરના કોઇ તોફાની છોકરાએ નિર્દય મશ્કરીમા એને ઘાસના પૂળાનું ઓશીકું કરી, આંખમા ઝેરી વનસ્પતિનો રસ આંજી સુઇ જવા કહ્યું. બિચારો ચેરૂમા અજ્ઞાન હતો. એના મનમાં બ્રાહ્મણ પુત્રની નિર્દયતા ન વસી. એણે બ્રહ્મવાકયનો અમલ કર્યો અને આખ મટી ગઇ. જ્યારે એ ભેટ લઇ આવ્યો ત્યરે નંબૂદરી ઘેર હતો. જેના ઉપર ઓશીકું કરી ચેરૂમાં સુતો હતો તે પૂળો જોતાં બ્રાહ્મણે એમાં એક સોનેરી રંગનો ન્હાનકો સર્પ જોયો. એના ઉપર મન્ત્રેલુ પાણી છાંટી એ સર્પને મ્હોટાં મન્દિરમાં બ્રાહ્મણે મુકયો. કહે છે કે એણે ચેરૂમાનો સ્પર્શ કર્યો હતો તેથી મન્દિરના બીજા સર્પોએ એને બ્હાર કાઢી મુકયો. નંબૂદરીએ એના માટે જુદું મન્દિર બનવ્યું.

સર્પ અને સ્ત્રીયો

સર્પ પૂજાનાં ફલમા મુખ્ય તો સંતતિ મનાય છે પલ્લુવન. બ્રાહ્મણો ડાકલા વગાડી ગુજરાતના ભૂવા પેઠે સ્ત્રીઓનાં શરીરમાં સર્પનો આવેશ લાવે છે. એ આવેશમા સ્ત્રીઓ જમીન ઉપર સર્પ પેઠે શરીર મરડીને ચલે છે અને થાકી બેહેશ બની જાય ત્યાં સુધી આ ક્રિયા ચલે

કેટલીક વાર કેઇ છોકરીને સર્પ પરણી પણ જાય છે. કહે છે કે ઘણીયે વાર સ્ત્રીઓ ઉપર પ્રેમાવેશથી સર્પોના હલ્લા થાય છે. જ્યારે કોઈ સ્ત્રી ન્હાતાં, જમતા, સુતાં, ફરતા એક જ સર્પને જુએ છે ત્યારે જો તે કુંવારી હોય તો સર્પમૂર્તિ સાથે લગ્ન કરી લે છે. આ એક મુરલીનો જ પ્રકાર છે. જો સ્ત્રી પરણેલી હોય છે તો આમ નથી છૂટી શકતી. અને છેવટે સર્પ પોતાનું અને પોતાની પ્રેમ ભાજનનું મૃત્યુ આણે છે. મલબારમાં સ્ત્રીઓ ઝાડીમાં જતાં બહુ ડરે છે. સર્પદંશના ભય કરતાં પણ સર્પ પ્રેમમાં પડશે એ ભય વધારે લાગે છે. સર્પ ડસે તો પણ મોત, ન ડસે તો 'કદાચ પ્રેમમાં પડીને નહિ ડસ્યો હોય' એ ભય થાય, તેમાં પણ મોત! કહેવાની જરૂર નથી કે સર્પ પ્રેમમાં પડયો છે એ સ્દમજવાતી . એક અચૂક નિશાની એ છે કે પોતાનાં પ્રેમભાજનને સર્પ કરડતો નથી.

સર્પહત્યા

સર્પહત્યા એ ગૌહત્યાથી પણ મનાયલીના મનથી વધારે છે જો માથામા ઘા લાગેલા સર્પ નજરે પડે તો ગણુ અપશુકન ગણાય છે જો કુદરતી અકસ્માતથી સર્પ મરી જાય તો પણ જૂના વિચારના મલાયલીઓ વિધિપૂર્વક એની ઉત્તરક્રીયા કરાવે છે સર્પના દેહને રેશમનુ ખપણ ઓઢાડી એને બાળવામા આવે છે અને સરપણામા સુખડ બાળે છે એકાદ બ્રાહ્મણ પાસે ત્રણ કે દશ દિવસનુ સૂતક પળાવવામા આવે છે અને બારમા વિગેરેનુ તર્પણ કરાવવામા આવે છે

ગન્ધર્વે ચ ગૃહે વાસ્ત

અ ના મનબારીના ઘરમા સાપ નીકળે તો પકડતા એને જરા પણ વેદના ન થાય તે માટે સાણુસા પણ કાઇ ન વાપરે એકાદ લાકડી એના માથા ઉપર નરમાશથી મુકી નાનકડી માટલીનુ મ્હો એના મામે ધરી નાખે છે દર જેની હાડલીમા સાપ ચા યે જાય કે એના ઉપર ઢીનુ ઢાકણુ ઢાકી બહાર સર્પમન્દિરમા મુકી દ છે પકડાનાથી એ દિવ્ય જીવને આભડછેટ થઇ હોનાથી છૂટો મુકી એન ઉપર મન્ત્રનુ પાણી છાટે છે કનવણ જાતના લોકો સર્પ પકડાનો ધધો કરે છે અને એના પામેથી સર્પ ખરીદી એને છૂટા મુકી દેવામા મનબારી બ્રાહ્મણો કસઇ વાડેથી ગાય છોડાનવા જેટનુ પુણ્ય માને છે

આજે

કહેવાની જરૂર નથી કે ઘણા લોકો સાપ મારવામા જ દેશનુ કલ્યાણ સમજે છે મનબારમા દર વર્ષ ચાલીસ હજાર અ ગરે માણસો સર્પદશથી પ્રાણ મુકે છે સર્પપૂજા એ આ ત્રાસથી જ જન્મેલી મેલી પૂજા છે એમ મનબારમા રહેનારને તો જરૂર લાગે છે એ ભય એટનો તો ઘીર છે કે સર્પને મારવામા પણ એમનો હાથ ઉપડતો નથી છતા એવા પણ માણસો ઘણા છે જેણે મ્હેકડો સર્પને માર્યા હોય આના માણસોને જ્યારે પણ કઇ માદગી આવે ત્યારે ઘરડાઓ સર્પ પૂજાના ઢગના મરે છે એ કહેનુ જરૂરનુ નથી

રામાનન્દ ચેતરજી

# ન્યાત

ઘણુંખરું એમ મનાય છે અને કહેવાય છે, અને એ કહેવું સાચું પણ છે—કે ભારતની રાજકારણમાં નિર્બલતા થઇ અને પતન થયું તેના મુખ્ય કારણોમાં જ્ઞાતિસંસ્થા પણ છે. અને તેથીજ જ્ઞાતિ વિરૂધ્ધની દલીલ, ઘણીવાર રાજકીય નજરે પણ થાય છે. આવી દલીલ થાય તેની સામે કઇ કહેવાપણું રહેતું નથી, કારણુ રાષ્ટ્રસંગઠનને હંમેશ જ્ઞાતિ આડે આવતી રહી છે. વળી સ્વાતન્ત્ર્ય મળ્યા પછી પણ જ્ઞાતિનો બચાવ થઇ શકશે ખરો? વાસ્તવિક રીતે સૈકાઓ સુધી ભારતે સ્વાતન્ત્ર્ય અનુભવ્યું ત્યારે સાથે સાથે જ્ઞાતિઓ પણ અસ્તિત્વમા તો હતી, છતા ઐતિહાસિક સત્ય તો એજ છે કે સ્વાતન્ત્ર્ય ગુમાવી દેવાના કારણોમા ન્યાત, મુખ્ય છે. ધારો કે ભારત સ્વતન્ત્ર જ રહી શક્યું હોત અને ન્યાત સ્વાતન્ત્ર્યધ્વંસનું કારણ ન હોત, તો પણ જ્ઞાતિનો બચાવ થઇ શકે ખરો? ખચીત જ નહિ! કારણ જ્ઞાતિ, સમાજના અમુક સ્ત્રી પુરૂષોને બીજાં સ્ત્રી પુરૂષો કરતાં વધારે ઉચ્ચ પદ અર્પે છે અને બાકીનાઓને નીચ પદ અર્પે છે. વળી આ ભેદ વંશાનુવંશ ચાલૂ રાખે છે. એમ તો નજ કહી શકાય કે ઉચ્ચ કહેવાતી જ્ઞાતિનાં બધાં અથવા ઘણાં ખરા સ્ત્રી પુરૂષો પોતાના ચરિત્રથી, કે જ્ઞાનથી પણ સમાજમાં ઉચ્ચપદ મેળવવાને લાયક છે. કે 'નીચ જ્ઞાતિ'નાં બધાં સ્ત્રી પુરૂષોને પોતાની નીચી સ્થિતિને લઇને જે પતન, જુલમ, પુરૂષકારના પ્રસંગોનો અભાવ અથવા મર્યાદિત ભાવ, અને દલિતપણું અનુભવવું પડે છે તે બધાને તેઓ લાયક છે!

એ તો દેખીતું જ છે કે રાજકારણમા આપણા ભાગલા ન કરી નાખતી હોય અને દૌર્બલ્ય પેદા ન કરતી હોય તો પણ જ્ઞાતિ તો ગેરવાજબી જ છે

અહિં કદાચ કોઇ વર્ણાશ્રમ ધર્મની વાત કરશે, જે વ્યવસ્થા પ્રાચીન ભારતમા હતી એમ કહે છે પુસ્તકોમા અને વર્ણનોમા વર્ણાશ્રમ ધર્મ ભારતમા હતો તે નિઃશક છે પણ ઐતિહાસિક નજરે જોતા મને તો ખરો શક છે કે કોઇ કાળે પણ સ્મૃતિમા તે તે વર્ણો માટે દર્શાવેલી પ્રવૃત્તિઓ જ બધા બ્રાહ્મણો કે ક્ષત્રિયો કે વૈશ્ય કે શૂદ્રો આચરતા હોય! કાવ્ય નાટક, પુરાણ ઇત્યાદિમા અનેક એવા ઇતિહાસો છે જે દેખાડે છે કે વસ્તુસ્થિતિ તો નિરાળીજ હતી વળી આજે વર્ણો ચાર હોવાને બદલે ચાર હજાર જ્ઞાતિઓ છે તેમ જેને સામાન્યરીતે નીચમા નીચ કોમો ગણવામા આવે છે તેઓ પણ બ્રાહ્મણ અથવા તો ક્ષત્રિય વર્ણના હોવાનો દાવો કરે છે અને એને પ્રમાણ પણ અપાય છે!

જો વર્ણાશ્રમનો પુનરુદ્ધાર કરવો હોય તો તે પણ ગુણ અને કર્મ પ્રમાણે કરવો પડે એવી કોઇ સત્તા હોઇ શકે ખરી જેને સપૂર્ણ જ્ઞાન હોય નિષ્પક્ષ ન્યાયવૃત્તિ હોય અને પૂરી દણ્ડશક્તિ હોય, જે ભારતના દરેક સ્ત્રી પુરુષના ગુણ કર્મનો નિર્ણય કરી તેને ચાર વર્ણમાથી એકમા દાખલ થવાની ફરજ પાડી શકે અને ત્યા રહેવાનુ કબૂલાવી શકે? જમાનો તો સમાનતાનો, સ્વાતન્ત્ર્યનો, અને બાન્ધવતાનો આવ્યો છે ત્યા આવી સત્તાની સામે બળવો કરનારા કઇ થોડા નહિ નીકળે વળી ચાર વર્ણમા મુકવાનુ કાર્ય કઇ એકજ વખતને માટે નજ કરી મુકાય, માબાપના ગુણ કર્મ કઇ દીકરા દીકરીમા નજ આવે અને તેઓ વળી બીજો કોઇ ધધો કરવા માડે એટલે કઇ નહિ તોય દર પેઢીએ જુદા જુદા વર્ણમા મુકવાનો પ્રબન્ધ પણ થવો જોઇએ. પણ આ પણ પરૂ નહિ થાય દરેક માણસ પોતાનો ધધો, જીન્દગીમા એક યા અનેક વાર બદલાવશે. બ્રાહ્મણ વશે જન્મેલો રસોઇઓ થઇ જાય, પુરોહિત થઇ જાય, કે હાટ માડે

કે ત્રણે ધંધા એક સામટા કરે; વર વહુ એકજ ધંધો ન કરતાં હોય, અને એકજ ગુણનાં તો નજ હોય અને જીન્દગીમાં જુદે જુદે વખતે જુદા જુદા ગુણો પણ હોય! દર વખતે વર્ણવ્યવસ્થા સાચવવા કઇ સત્તા હોઈ શકે કે દરેક ઝીણા પ્રસંગોને સંભાળી લે?

વર્ણાશ્રમવ્યવસ્થા હવે આપણને ન ઉગારી શકે!

જ્ઞાતિને વાસ્તે જે કંઇ સ્તુતિ સંભળાય છે તે એ કે દરેક જણને કંઇને કંઇ કારકીર્દી મળી રહે છે, ધંધામાં અમર્યાદિત હરીફાઇ નથી થતી, મહત્વાકાંક્ષા નથી વધી જતી, જ્ઞાતિની અન્દર Democracy સર્વગતતન્ત્ર રહે છે અને આનુવંશિક ધંધાને લઇ તે તે કળા અને હુન્નરમાં અજોડપણું વિકસે છે. અમુક અંશે આ સ્તુતિ વાજબી છે ખરી પણ માનવામાં આવે છે તેવી રીતે કંઇ આનુવંશિક ગુણો ઉતરતા નથી. ચાતુરી, ચારિત્ર, મનોવૃત્તિ અને શોખ કંઇ આધિભૌતિક રીતે સંક્રાન્તિ પામતા નથી. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે જ્ઞાતિઓ હોવા છતા પણ કોઇ પણ બીજા સુધરેલા દેશ કરતા ભારતમાં બેકારી અને ફરજીઆત આળસુ પણું વધારે છે અને સાથે હરીફાઇ અને સ્હડાસ્હડી પણ વધારે છે. સામાજીક સમાનતા જ્ઞાતિની અંદર પણ હવે નામનીજ રહી છે. કોઇ પણ જ્ઞાતિની બહુ સુશિક્ષિત અને ધનાઢય વ્યક્તિ પોતાની જ્ઞાતિની છે માટે કોઇ પણ અશિક્ષિત અને નિર્ધન વ્યક્તિ સાથે સામાજીક સમાનતા દેખાડતી નથી. આપણા વંશપરંપરાના કારીગરો બહુ કુશલ હોય છે એ સચું—પણ બધા તેવા નથી. ખરૂં જોતાં તો દરેક કારીગરી અને કલામાં નવું શોધી નવું જ્ઞાન અને નવા વિચારોના અભાવે તેમજ હરીફાઇના અભાવે આપણા કારીગરોમાંના ઘણાખરા તો કૌશલ ગુમાવતા જાય છે અને અન્ય દેશોમાં જેને નાત નથી હોતી તેવા કારીગરો કરતા ઓછાં વ્યક્તિત્વવાળા બનતા જાય છે. દાખલા તરીકે હિન્દી સુતાર કરતાં કલકત્તામાં ચીના સુતારો બહુ મોટા રોજ પાડી શકે છે. કારણ ચીનાઓ વધારે કુશલ, વધારે ભરોસાદાર અને વધારે ઉદ્યોગી હોય છે. હિન્દી કારીગરોમાં પણ હિન્દુ સુતાર કરતાં મુસલમાન સુતાર વધારે સંખ્યામાં મળે છે.

નાતજાતના બંધનો ન હોવાથી પશ્ચિમના દેશોમાં આ બુધ્ધિશાળી માણસો હુન્નર ઉદ્યોગમા પડી શક્યા છે અને આપણ કારીગર ન્યાતોને વટાવી ગયા છે પૂર્વે આપણા ક્ષત્રીય સંવૈયારે શોર્યમા અજોડ હતા. છતા ભારતને પરાધીન થતાં ને અટકાવી શક્યા કારણ દેશનો દરેક જણ એનુ રક્ષણ કરવામા ઉત્સુક હતો, અને નીતિમા, યુધ્ધસામગ્રી અને શસ્ત્રાસ્ત્રમા કંઈ પણ સુધા વધારો થયા ન હતા કારણ ન્યાત બહારના બુધ્ધિશાલી પુરુષોને વાત સાથે કંઇ નિસ્બત ન હતી.

ન્યાત વ્યકિત વ્યકિત વચ્ચે ગેરવાજબી ભેદ ઉભા કરે છે એકજ કુટુમ્બમા ભાંડરૂઓ દેખીતી રીતે જુદી જુદી શકિતન દેખાવના, અક્કલના, બુધ્ધિશકિતના કેળવણીના, ચારિત્રના હોય અને જુદી જુદી પ્રવૃત્તિમા પડેલા હોય છે છતા જેનામા આ ચીજ વિશેષ હોય તે પોતાના હીનશકિત ભાડરૂઓને હીણતા નથી અ તેમને અસ્પૃશ્ય નથી માનતા એકજ ન્યાતની વ્યકિતઓ આન રીતે કે આથી પણ વિશેષ ભિન્નતા વાળા હોય છે–છતા સાસારિ વ્યવહાર થઇ શકે છે, અને રોટી અને બેટી વ્યવહાર થઇ શકે છે પણ નીચી ન્યાતોમા ઘણીવાર ઉચી શકિતની બુધ્ધિની ચારિત્રન વ્યકિતઓ હોય છે છતા તેમનો તિરસ્કાર થાય છે કદાચ એમ પણ દલીલ હોય કે બુધ્ધિ વિષયક અને ધર્મક્રિયા વિષયક પ્રવૃત્તિમા બીજ ધંધાઓ કરતા વધારે સૂક્ષ્મ બુધ્ધિ અને ચારિત્ર આવશ્યક છે (જો આ દલીલ ખોટી છે.) તો પણ કોઈ કારણ બતાવી શકશે કે શામાં જેઓ સમાજમા બધી રીતે એકજ પાયરીએ હોય છે તેઓ પણ એટલે વણકર, લુહાર, સુતાર, કુંભાર, કડીઆ વગેરે પોતપોતામ રોટી બેટી વ્યવહાર કરતા નથી?

આનુવંશિક ન્યાતો એ તદ્દનજ બેહુદી સસ્થા છે ધંધાને અંગે વાડાઓ બંધાય એ વાસ્તવિક છે અને દરેક ઠેકાણે હોય છે– પણ આ વાડાઓ જન્મથી કરી મુકવાનું કશુ કારણ નથી, અને દરેક વાડાને દુર્ભેદ્ય દિવાલોથી ચણી લેવાની પણ કશી જરૂર નથી

સામાન્ય રીતે પૌરસ્ત્ય છે માટે જપાનદેશની સિધ્ધિઓથી આપણે ઉત્તેજીત થઇયે છિયે. એક વાત આપણે ભૂલી જઇયે છિયે કે જપાનમા સામુરાઇની ન્યાત જે ત્યા ઉંચામાં ઉંચી ન્યાત હતી તેણે પોતાના સર્વ હક્કો જતા કર્યા અને એ ન્યાતનો અંત આવ્યો. વળી ત્યાંના અસ્પૃશ્યો ઇટા ન્યાતના હતા તેમને કાયદાઓ ઘડી દરેક ધંધા માટે ઓધ્ધા માટે લાયક ઠેરવવામા આવ્યા, તેમને કેળવણીની પૂરતી સગવડો આપવામા આવી અને બીજી ન્યાતો સાથે એક પંકિતએ અને એકજ પદે સમાજમા એ ન્યાત મુકવામાં આવી. આપણામાં એવું સામાજીક અભિમાન છે? ઇન્સાફની એવી વૃત્તિ છે? દેશ ખાતર આપણા ન્યાત ન્યાતના હક્કોનો ત્યાગ કરી દેવાની ઇચ્છા કે શક્તિ છે!

કંઇ નહિતો નિદાન આજના શિક્ષિત હિન્દીઓએ પ્રાચીન ભારતના સામાજીક બંધારણ વિષે કેટલીક હકીકતો જાણવી ઘટે છે. અનુલોમ અને પ્રતિલોમ લગ્નો અસાધારણ ન હતા, જેનાં ઘણા ઉદાહરણો છે વળી અતિ નીચ ન્યાતમા જન્મેલી વ્યકિતઓ બ્રાહ્મણત્વ પામી શકતી. પરાશર, વ્યાસ, વશિષ્ટ વગેરે એવા હતા.

સરસ દાખલો તો સત્યકામ જાબાલનો છે. તે એક ઋષિ પાસે વિદ્યાપઠન માટે ગયો. પરિચારિકાની વૃત્તિ કરતી માતું નામ જબાલા એટલુંજ તે કહી શક્યો, બાપનું નામ તે જાણતો ન હતો. તેને માને પુછી આવવાનુ કહેવામા આવ્યું. મા કહી શકે એમ ન હતું. સત્યકામે ગુરૂ પાસે જઇ માએ કહેલું કહ્યુ. ઋષિએ કહ્યું 'સાચો બ્રાહ્મણજ તે' કહ્યું તેવું સત્ય કહી શકે અને સત્યકામને બ્રાહ્મણ સંઘમા અપનાવી લીધો.

અનાદિકાળથી અનેક પરદેશી પ્રજાઓએ હિન્દમાં પ્રવેશ કર્યો છે અને હિન્દુએ તેમને પોતામા સમાવી દીધા છે. અનેક પરદેશીઓ બ્રાહ્મણ બન્યા છે, ક્ષત્રિય બન્યા છે આમ તોરથી એમ મનાય છે કે કંઇ નહિ તોય ઉંચી જ્ઞાતિઓ આર્ય છે, પણ હકીકત તો એવી છે કે વંશવિજ્ઞાન (Anthropology)માં શુધ્ધ પ્રજા જેવું કંઇ નથી

તેથી શુધ્ધ આર્યપ્રજા હતીજ નહિ હિન્દના કેટલાક ઇલાકાઓમા, બંગાલમા, મદ્રાસમા, બ્રાહ્મણો પણ સ્પષ્ટ રીતે મિશ્ર લોહીના છે. ઘણીવાર એકજ કુટુમ્બમા જુદા જુદા વાનની, બહુ ઉજળી અને અને બહુ શામળી વ્યકિતઓ નજરે પડે છે અને તેમના ચ્હેરાના ઘાટમા પણ ફેરફાર હોય છે. બંગાલીઓ આર્ય કરતા મોગોલ અને દ્રવિડઅંશના વધારે છિયે અને એમા કઇ શરમાવાપણુ છે જ નહિ મર્દાનગીના ગુણો કઇ આર્ય પ્રજામાજ હોઇ શકે એવુ નથીજ

ન્યાતના કેટલાક અનિષ્ટ પરિણામો વિષે ઉપર ઇશારા રૂપે કહેવાયુ છે, વળી એણે દરેક માણસને આધ્યાત્મિક નજરે પણ મ્હોટુ નુકશાન પ્હોચાડયુ છે કેટલીક ન્યાત પોતાના ઉચાપણાથી અહંકારી બની ગઇ છે તેઓનો આત્મા ગર્વથી ભરેલો બની ગયો છે અને પોતે જન્મથીજ પવિત્ર અને વિશુધ્ધ અને બીજાઓ અશુધ્ધ અને અસ્પૃશ્ય હોવાનુ માની બેસે છે બ્રાહ્મણ વર્ગ એમ માની બેસે છે કે તેઓ બીજા બધાને મુકિત અપાવી દે છે કમનશીબની વાત છે કે તેઓ બીજાને મોક્ષ અપાવી શકવાનું માને છે પણ પોતાની જાતને અને પોતાના દેશને અનેક વિજેતાઓના પગ નીચે ચગદાતા જોવા છતા બચાવી શકતા નથી

બ્રાહ્મણોની ન્યાત સિવાયની અન્ય ન્યાતોનો ઇશ્વર સાથેનો સીધો સબંધ રાકવાનો પ્રયત્ન જાતિસંસ્થાએ કર્યો છે બીજી પ્રજા પેઠે એક વ્યકિત નહિ પણ આખી ન્યાતને અહિ દલાલી સોંપાઇ છે. જેઓ પોતાને નીચી જ્ઞાતિના માને છે તેઓમા બહુ વધારે પડતી દીનપન દેખાય છે એમના મન અને જુસ્સો પૂર્ણ રીતે વિકાસ નથી પામી શક્યા આવી રીતે જનપદના ભંડારમા જે બુધ્ધિ, નીતિ અને આત્મવિદ્યાનો સંચય થવો જોઇયે તેને આડે ન્યાત આવી છે અસ્પૃશ્યોની સ્થિતિ તો આનાથી પણ બદ છે તેમને નીચ પશુઓથી પણ વધારે હલકા ગણવામા આવેલ છે અગણિત વ્યકિતઓને પૂર્ણ માનવતામા વિકાસ પામતા અટકાવવાથી આજે દુનિયા ભરમા ભારતનું નામ ઉજાળનાર જ્યા અનેક વ્યકિઓ જોઇએ ત્યા માત્ર

ગણી ગાંઠી વ્યક્તિઓજ મળે છે. ભારતની સ્વતન્ત્રતા ડુલી જવામાં ન્યાત મુખ્ય કારણ છે એમ ઉપર કહ્યુંજ છે દલિત વર્ગના મનથી ઉંચી જાતના હિન્દીઓ સત્તા ચલાવે કે પરદેશીઓ સત્તા ચલાવે એ વિષે ઉદાસીનતા રહી છે કારણ એમને તો એમની ગુલામીજ કરવી રહે છે. આજે પણ દલિત કોમો પરદેશી સત્તાને ઉચ્ચવર્ણના હિન્દીની સત્તા કરતા ઓછી અકારી માને છે ન્યાતેજ અગણિત હિન્દૂઓને મુસલમાન અને ખ્રીસ્તી થવાની ફરજ પાડી છે.

ન્યાત ન્યાત વચ્ચે ઘણી અદેખાઇ પણ થઇ રહી છે. બધી ન્યાત પોતાના સાધનોને સંગઠિત કરી ઉંચી કેળવણીની સંસ્થાઓ ઘડી નથી શકતી એકદમ ઉંચા પ્રકારની સુસંગઠિત સામાન્ય કોલેજોને બદલે કાયસ્થ. ભૂમીહર, જટ વિગેરેની જુદી જુદી કોલેજો બની રહી છે જેમા સંગઠ્ઠન પણ અધુરો છે અને પરિણામ પણ અધુરાં છે.

ભારતની સાંસારિક, આર્થિક અને રાજકારણ પ્રગતિમાં ન્યાત કદાચ સહુથી મ્હોટી આડખીલી છે. હિન્દુ સંગઠનમાં પણ એજ આડી આવે છે. રાષ્ટ્રીય પ્રજાતત્વને એણે હારી દીધુ છે. ત્યાં પ્રેમ અને વિશ્વાસ ન હોય ત્યા અવયવોને સંગઠિત રાખનાર તત્વ નજ હોય.

દલિત વર્ગ તરફ તિરસ્કારપૂર્વક વર્તણુકથી તેઓ હિન્દુતા ત્યજી જાય છે એ ઉપર કહ્યુંજ છે. હિન્દુ જનતામાં આમ ચાલુ ઘટાડો થતો રહ્યો છે. ધારત તો હિન્દુઓ બીજાઓને પોતાની ન્યાતમાં દાખલ કરી શકત. પણ આવા આગન્તુકોને હિન્દુ સમાજમાં ઉંચુ સ્થાન મળતું ન હોવાથી, તેમની સંખ્યા પણ ન્હાનીજ રહી છે. ખરૂં જોતા જ્યા સુધી મુસલમાનો અને ખ્રીસ્તીઓ આગન્તુકોને જે દરજ્જો બેસાડે છે તે દરજ્જો હિન્દુ સમાજ ન આપી શકે ત્યાં સુધી કોઇ હિન્દુ બનવાનું પસંદ નજ કરે.

ન્યાતને લઇને વ્યક્તિના વિચારો અને કલ્પના પણ સંકુચિત થઇ રહ્યા છે. ન્યાતમાં મચી રહેલા રાષ્ટ્રીય નજરે વિચાર નથી કરી

શકતા એમના મનમા ન્યાતજ આખી દુનિયા થઇ પડે છે-એમાજ એ હાલે ચાલે અને એમાજ જીવે

વસતીપત્રકના દફતરો દેખાડી શકશે કે કેટલેક ઠેકાણે ઘણી ન્યાતોમા સ્ત્રી અને પુરૂષની સખ્યામા મ્હોટો તફાવત છે તેવે જ તફાવત કુવારા છોકરાઓ અને છોકરીઓ વચ્ચે પણ હોય છે આ અને બીજા કારણોથી વર કે કન્યા મેળવવી મુશ્કેલ થઇ પડે છે જો ન્યાત અને પેટા ન્યાતના બન્ધનો ન હોત ના પસદગીનુ ક્ષેત્ર વધારે વિશાળ બની શકત અને કન્યાની અછતને લીધે જે કેટલીક ન્યાતો વમાઇ જવા લાગી છે તે ઘસાઇ ન જાત કેટલાક ભાગોમા કન્યાઓની અછત એટલી મ્હોટી છે કે સ્ત્રી હરણ અને બાળહરણના કિસ્સાઓ ત્યા સામાન્ય થઇ પડયા છે જો ન્યાતના અને અમુક અશે ખાનપાન અને સસ્કૃતિના બધનો ન હોત તો આન્તર પ્રાન્તીય અને ન્યાત ન્યાત વચ્ચેના લગ્નોથી આ દૂર કરી નાકાત

[લાહોરમા સમગ્ર ભારત જ્ઞાતિ વિરોધ મહાસભાના પ્રમુખ પદેથી આપેલા ભાષણમાથી સકલિત]

બટુભાઇ ઉમરવાડિયા

# સ્વ. ભાઇ મનુભાઇ જેવચરામ ત્રિવેદી

મુજ બાલપણના દિવસમાં
આનંદી શાળા કાળમાં
મારે રમતના ગોઠિયા, વળી વર્ગમાં મિત્રો હતા
એ સૌ ગયા નવ કો રહ્યાં, જૂનાં પરિચિત મુખડાં
થોડાં જણાં ગુજરી ગયાં
ને કેટલાક ત્યજી ગયાં
થોડાં ઝૂંટાવી કો ગયું; સઘળા હવે ચાલ્યાં ગયાં
એ સૌ ગયાં નવ કો રહ્યું, જૂના પરિચિત મુખડાં

ધી ઓલ્ડ ફેમિલિયર ફેઇસીસ–કાવ્યનો આ સુન્દર, અનુવાદ કરનારનુ પરિચિત મુખ આમ અકસ્માત 'જૂનું જતું રહ્યું' થશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહતો. ઉછરતો, આશાવાદી ઉર્મિઓ અને સ્વપ્નાંઓથી ભર્યો. ઉભરાતો આ નવયુવાન જગતની માયા સંકેલી જતો રહે એ ઘટના ક્રૂર કુદરતનું અપૂર્ણ, અજુગતું અને અણઘડ સાચાકામ દેખાડી આપે છે.

ભાઇ મનુભાઇની સેવા– ભાવના તીવ્ર હતી. એમના કોઇ સ્નેહીએ સાચુ કહ્યું છે કે સુરતના સ્વદેશી બજારમાં એમણે જે અવિરત શ્રમ કર્યો અને તેના પરિણામે જે બીમારી આવી તેમાંજ તેમના અમુલ્ય જીવનનો લય થયો, "પંચગની જાવ-હવા ફેર જતા રહો"–એવા ડૉક્ટરોના અનેક હુકમો છતાં દેશભક્તિ અને સેવાની

તીવ્ર ધગશના આ તરુણે-ક્રમમ ગયા હતા ત્યાંથી પાછા આવી નિયમ અને ગત એમા જહેમત ઉઠાવી અને સ્વદેશી બજારને અપૂર્વ સફળતા મળી અશક્તિથી ક્ષીણ થઇ ગયલુ એમનુ શરીર અને પાછળથી ફીકકુ પડી ગયલુ એમનુ મ્હો જોઇ એમના ઘણા મિત્રોને થતુ કે "મનુભાઇ તો હવે હદ કરે છે'

અને એમની સેવાવૃત્તિ જેટલી તીવ્ર હતી તેટલીજ એમની નાટ્યભાવના ઉજ્જ્વલ અને ધનગી હતી સુરતના પેના ભ ય કના પ્રદર્શનનુ સુરતની રસિક પ્રજાને વિસ્મરણ થયુ નહિ હોય એ કલા પ્રદર્શનના સૌન્દર્ય પાછળ ભાઇ મનુભાઇના વ્યક્તિત્વનો મોટો ફાળો હતો ક૬ । ઓવારાની ઈર્ષ્યા પમાડે એવી મેદનીથી માંડી પ્રદર્શન મંદિરના મનોહર શણગારનુ હાટ ગણીઍનુ સ્વાગત એ બધને એક સ ખી રીને 'આવો જોઇયે તો ખરી' એમ ગે મ આઠમના મેળા જેવુ ગણનાર જનતાની વાત જવા દઇયે, પણ જેમણે સાચી નજર ભાવનાથી એ કલા પ્રદર્શન જોયુ અને અનુભવ્યુ હશે તેમને એટલુ તો લાગ્યા વિના નહિ રહ્યુ હોય કે એમા થોડા ખરેખર સાચા નાટકોની અદ્દભુત કલાનો આવિર્ભાવ થયો હતા અને એ થોડી વ્યક્તિઓમાના નગત ભાઈ મનુભાઇ એક હતા એ હકીકત છાપે ચઢી યાદીમા છે કે નહિ એ કોણ જાણે પણ અમના મિત્રો તે સારી પેઠે જાણે છે

દીપોત્સવીમા ગોપીપુરાના સુન્દર સથિયાઓ જોવા જે કોઈ ગયા હશે તેમણે શ્રીમદી કૃષ્ણના નામે, એક વર આગળ વીજળીની બત્તી હેઠળ એક યુવાન દંપતિને સવારના બે ત્રણ વાગ્યા સુધી એકમેકના હૃદયના તાર ગુંથતા હોય તેમ અટપટા સથિયાના ચિત્ર રંગ પૂરતા જોયુ હશે, અને ત્યારે એ રસ્તેથી પસાર થતા અજાણ્યા અરસિક વટેમાર્ગુ પણ એ ઘરના સુન્દર સાથિયા જોઇ ઉભા રહી ગયલા છે A1 ત્યા એ રસિક દંપતિનુ એક સુન્દર દર્શન હવે દ્રષ્ટિએ નહિ પડે

નાનાલાલની જયંતી અને તેમા નાટ્યપ્રયોગો કરવાના હતા બે જયા-જયન્તનુ એક દૃશ્ય તૈયાર કરવાનુ સૂચવ્યુ સુરતમા જયન્ત

**સ્વ. ભાઈ મનુભાઈ જેવચરામ ત્રિવેદી**

મળે પણ ક્યાં કયાંથી લાવવી?–એ કોઇ દંપતિ હોય તોજ કામ લાગે. બે ત્રણ દંપતિઓના નામ સુચવ્યાં; પણ તેમણે ના કહી. આખરે કંઇક સંકોચથી અચકાતાં મનુભાઇને પુછ્યું–સંકોચ એટલા માટે કે મનુભાઇ સ્વભાવે શાંત અને ધમાલ, જાહેરાત વગેરે એમને અપ્રિય હતા. અમારી બધી યોજના ધુળ થતી જોઇ મનુભાઇએ બીડું ઝડપ્યું અને એક દિવસ નગીનચંદ હૉલના પ્લેટફૉર્મ ઉપર એક યુવાન આશ્ચર્ય પામતા શ્રોતાજનો આગળ વિના સંકોચે સહજ રીતે બોલી રહ્યો હતો:

> એ? એજ! શું ક્રોધનું છે જોમ મુખડે!
> વીર રસની જાણે મુર્તિ!
> જાણે છેડાયલી સિંહણ!
> મધ્યાહ્નની પ્રચંડ સૂર્ય જ્વાલા!

અને કવિ ન્હાનાલાલની કલ્પના કરતાં વધારે રસિક અને વધારે ઓજસ્વી લાગણીથી એક સુન્દર યુવતિયે પેલા તરૂણને ઉત્તર આપ્યો:

> જયન્ત! તું એ હસીશ મ્હને?
> એ દશ્ય અને એ દ્રષ્ટાંત કાવ્યનો ટુકડો
> બોલે બોલે છે ગિરિઓમાં મોર
> ટેહુક ટહુકો કરે;
> મ્હારે અન્તર ઉછળે અંકોર
> જીવન ઝોલે મ્હદે

હજી સ્મરણપટે તાજાં છે. કોઇ દિવસ પણ જાહેર વ્યાસપીઠ ઉપર નહિ ચડેલા આ દંપતિનો હાવભાવ ઇત્યાદિ સર્વાંગ સંપૂર્ણ હતું એ બેઉની સ્વરચના નીરખી એમના અંગત મિત્રોને પણ નવાઇ થઇ હતી. મ્હારાથી તો મુકતકંઠે પ્રશંસા કર્યા વિના રહેવાતું નથી. આવું રસિક દાંપત્ય વિછોડવા માટે ક્રૂર વિધિને કદી પણ ક્ષમા અપાય એમ નથી.

ભાઇ મનુભાઇ કળાકાર હતા. પોતાની કળા ખીલવવામા તેમણે મુંબઇમા ખાસ શિક્ષણ લેવા માંડ્યુ હતું. પણ તબીયતના કારણે તેમને તે છોડવુ પડયું હતું.

એમનો સાહિત્ય પ્રેમ પણ ઉચ્ચ કક્ષાનો હતો. ઉદાત્ત ભાવના શુધ્ધ અને રસિક શૈલી, રસની જમાવટ અને ઉચ્ચ કલ્પના એ એમની કળાનાં મુખ્ય લક્ષણો હતા કર્કશમા કર્કશ વિષય કે વેલ્સના વેશિંગટન કોન્ફરસ જેવા અરસિક લેખોના ભાષાતરમા પણ એ એમની કુમાશ અને માર્દવ લાવી શકતા અને વાચકને વાચન અધુરૂ છોડવુ ગમતું નહિ ગુજરાતી સહિત્યમા એમની કૃતિઓનો વધારો થયો હોત તો આપણુ સાહિત્ય જરૂર વધારે સમૃધ્ધ થને

મિતભાષી કલાકારો હોય છે તેમ કંઇ તગ ગી, પહેલા પરિચયે સામાને મંઝાવ્ય ઉત્પન્ન કરે એવા લાગતા આ એકાત સેવી તરૂણના હૃદયમા કુમાશ, માદવ અને સ્નેહ ભરપુર ભર્યા હતા. એ એમના શાત જેવા લાગતા ચિત્તમા સેવા અને કલાના કેંઇ મનોહર સ્વપ્નો જન્મ્યા હતા. ઇશ્વરે એમનું જીવન ચિરાયુ કર્યું નહિ, બાકી —પણ આમ થયુ હોત-એમ કહેવાનો શો અર્થ? આજે તો એમના મિત્રોએ એક ઉત્તમ અને ઉદાર મિત્ર, એમના સ્નેહીઓએ એક સહૃદય સ્નેહી અને ગુરતે એક સાચો કલાકાર ને તરૂણ દેશસેવક ગુમાવ્યો એજ દીણભાગ્ય અમણ છે ઇશ્વર એમના આત્માને શાતિ બક્ષો

એક તાજો તબીબ

# પ્રાચીન હિન્દુ માનસ
## અને
## વૈજ્ઞાનિક પ્રગતિ

[એક તબીબી વિદ્યાર્થીના લેખો આ પહેલાં નાગરિકમાં પ્રકટ થયા છે અને અનેક ઠેકાણેથી પ્રશંસા પામ્યા છે. એજ લેખક હવે તબીબી વિદ્યાર્થી મટી તબીબ થવા પામ્યા છે અને ધંધાની શરૂઆતની મુશ્કેલીઓ છતાં નાગરિકના વાંચકો માટે વખત બચાવી શકયા છે એમનો આ લેખ એમના અભ્યાસની વિવિધતાને વધુ પુરવાર કરે છે.] અધિ નાગરિક]

પ્રાચીન હિન્દુ માનસના અભ્યાસીને એક વાત તુરતજ જણાઈ આવે છે તે એ–કે વિજ્ઞાન વિષે સદીઓ સુધી સપાટાભેર બહુ સારી પ્રગતિ કર્યા પછી હિન્દુ માનસ એકંદર એ દિશામાં પ્રગતિ કરતુ બિલકુલજ બંધ થઈ ગયું છે. શારીર વિજ્ઞાનના આચાર્યો ચરક અને શુશ્રુતના ગ્રન્થો સંપૂર્ણ રીતે વિકાસ પામેલી વૈજ્ઞાનિક પધ્ધતિનુંજ પરિણામ હોઇ શકે, છતાં એ દિશામાં આટલું સિધ્ધ કર્યા પછી હજારથી પણ વધુ વર્ષ સુધી એ ગ્રન્થોમાં કાના માત્રાનો પણ ફેરફાર ન થઇ શક્યો. એનો અર્થ શું? હિન્દુ માનસમાંથી વિજ્ઞાન વિષેની ધગશ ઓચિન્તી નષ્ટ થઇ ગઇ હશે એમ લાગ્યાવિના રહેતું નથી. પૂર્વાચાર્યોના ગ્રન્થોમા બહુજ બારીક નિરીક્ષણ, પરીક્ષાનાં બહુ ઉંચા અને પ્રામાણિક ધોરણો વિગેરે નજરે પડે છે. એના અનુયાયીઓએ એ ધોરણોનું સતત પરિશીલન કર્યું હોત તો આજે વિજ્ઞાનની દુનિયામાં હિન્દુઓ અગ્રસ્થાને ઉભા હોત એ વિષે શંકા

નથી. હિન્દુઓએ તે કાળના એશિયા ખંડમા વિજ્ઞાનનો પાયો નાખ્યો હતો એટલુજ નહિ પણ આરબ આદિ પ્રજાઓ પાસેથી એજ હિન્દુ વિજ્ઞાન પાશ્ચાત્ય દેશવાસીઓ શીખી ગયા હતા તેજ હિન્દુઓ અમુક વખત પછી પોતાના વિજ્ઞાનને વિષે તદન અપ્રગતિશીલ બની ગયા એ વાત સભ્યતાના ઇતિહાસમા બહુ નોધવા લાયક કહી શકાય છેલ્લી કેટલીયે સદીઓ થયા હિન્દુ વિજ્ઞાનમા પૂર્વાચાર્યોના ગંભીર શાસ્ત્રાની જોડેજ કાલ્પનિક તરગો, વ્હેમો, વિગેરેનુ અસ્તિત્વ ધ્યાન ખેચે છે. બ્હારના હુમલાઓ આવવા પ્હેલાજ આ સ્થિતિ આવી ગઇ હતી એમ પણ સાથે સાથે કહી દેવુ જોઇએ એટલે વિજ્ઞાનમાથી અર્ધ વ્હેમી દશામા સક્રાન્તિ થવાના કારણોમા પરદેશીઓના હુમલા મુખ્ય નજ હોઇ શકે

કહે છે કે આજની દુનિયાને પણ અનુપમ લાગતી વેદાન્ત દિવ્યસુરીના વિકાસ અને પ્રચારની વિજ્ઞાન ઉપર ખરાબ અસર થઇ ગઇ વિજ્ઞાન એટલે ઐહિક વિષયો વિષનુ વિશિષ્ટજ્ઞાન અને વેદાન્ત ઐહિક વિષયની એટલી તો નિર્ભર્ત્સના કરી મુકી કે આ દિશામા બુધ્ધિનો અને શક્તિનો વ્યય કરવો એ જાણે મ્હોટુ અનિષ્ટ હોય એમ માન્યતા આસ્તે આસ્તે પણ સુદ્દઢ રીતે જામી ગઇ. આવા પ્રકારનુ માનસ બધાઇ જવાથી જેને કઇ પણ બુધ્ધિ કે શક્તિ હોય તે તેનો ઉપયોગ વેદાન્ત સમજવા સમજાવવામાજ કરવા લાગ્યો વિજ્ઞાનને જરૂરી એવા સવેદન નિરીક્ષણ, પ્રયોગ પરીક્ષા, અનુમાન વગેરેને બદલે તર્ક, કલ્પના, અને વિચાર પ્રદેશના અનેક ઉડ્ડયનોમાજ બધ બુધ્ધિશાળીઓ મચ્યા રહેવાથી, વૈજ્ઞાનિક માનસનો નાશ થઇ ગયો.

આ કારણ કદાચ ઘણે અશે જવાબદાર હોઇ શકે છે એક બીજુ કારણ પણ જેવુ તે એ જે દેશમા જીવનના સાધનો અનાયાસે કે અલ્પાયાસે મળી શકે છે ત્યા વિજ્ઞાનની પ્રગતિ ઓછી હોય છે જ્યા જ્યા વિજ્ઞાનની પ્રગતિ અતિશય થઇ છે ત્યા ત્યા આ વાત પણ અતિ સ્પષ્ટ દેખાય છે કે કુદરતે ન બક્ષેલા કે અતિ આયાસે

મળી શકતાં સાધનો, સગવડો, સુખ વિગેરેનાં ઉત્પાદનમાંજ વિજ્ઞાનનો બહુધા વ્યવસાય હોય છે. અને જ્યાં વ્યવસાય સતત હોય ત્યાં પ્રગતિ તો કુદરતીજ થઇ જાય. સતત વ્યવસાય એ વિકાસનું પર્વ રૂપ છે.

મધ્યકાલીન હિન્દુને જીવનનાં સાધનો અલ્પઆયાસે મળ્યાં અને એ સાધનો ઉપરાંત વૈભવ ખાતર, કે શોખ ખાતર પણ અતિશય સાધન મેળવવાની લાલસા હોય તે વેદાન્ત જેવી ફિલસુફીએ નષ્ટ કરી નાખી. પછી વિજ્ઞાન કેમ પ્રગતિ કરે? જે પ્રજા પોતાને સુલભ એવાં સાધનોને પણ 'ઉપાધિ' કહી દૂર કરવામાં આધ્યાત્મિક કલ્યાણ શોધે ત્યા વિજ્ઞાન નજ પોષાય. અપરિગ્રહને અધ્યાત્મનુ પરમઅંગ મ ને ત પ્રજામા કારખાનાઓ ક્યાંથી ચાલે?

પણ બધા સહેલ રીતે આત્મસંતોષ મેળવી શકે એવા વેદાન્તી તો નજ બની શકે. એટલે પ્રજાની બહુ મોટી સંખ્યા તો કેવળ કર્મ વેદાન્તિનો ભ્રાન્તિ ફાલ્ગુને બાલકા ઇવ બની ગયા.

જ્યારે પ્રથમ આર્ય પ્રજા હિન્દુસ્થાનમા આવીને પોતા માટે ચારે દિશામા રાજ્યધાનિઓ સ્થાપવા લાગી ત્યારે જીન્દગી સુકર ન હતી. સતત યુધ્ધમા એ પ્રજા મચી રહી હતી. આ Perinneal state of war સતત યુધ્ધશીલતા સૈકાઓ સુધી ચાલી અને સાથેજ આર્ય શ્રી ને સતત વિજયશીલતા પણ પ્રાપ્ત થઈ. યુધ્ધશીલ પ્રજા જો સતત વિજયનો રસ ચાખે તો એના વૈભવને તોલે તો સ્વર્ગનો વૈભવ પણ ઝાખો પડી જાય. તેથીજ તો આર્યાવર્તના રાજાને ઘેર ઉર્વશીએ સસાર માડ્યો અને આયાવર્તના ઋષીરાજની પુત્રીને મેનકા જેવી માતા મળી.

એ પ્રજા એક દિગ્વિજય કરી આવતી તે બસ ન હતું. એકજ ગાદીપતિ અનેકવાર દિગ્વિજય શોધતો. રાજસુયયજ્ઞ, અશ્વમેધ યજ્ઞ વિગેરે જે અર્થે ધર્મયજ્ઞો હતા તેથી વિશેષ અર્થે રાજકારણયજ્ઞો હતા. એમ માનવાને કારણ છે કે અર્જુને આજનાં મેક્સીકો સુધી હસ્તિનાપુરનો ઝંડો ઉડતો કર્યો હતો.

આ દિગ્વિજયી મહારાજાઓની ચતુરંગી સેનાઓ અને અનેકરંગી પ્રજાઓની જરૂરિયાતો પુરી પાડવી એના વૈભવને પોષવો એના આરામ્ય માટે પ્રબંધ કરવો એ કામ વૈજ્ઞાનિકોનું હતું તેથીજ આર્ય પ્રજાના એ ચ્હડતા કાળમાં આયુર્વેદ રચાયો શિલ્પ રચાયું, અશ્વશાસ્ત્ર, જ્યોતિષજ્ઞાન, ક્ષત્ર વિદ્યા નક્ષત્ર વિદ્યા વિગેરે અનેક શાસ્ત્રો અને ચોસઠ કલા જન્મી પરંતુ જ્યારે મધ્યકાલીન હિન્દુસમાજ વેદાન્તમાં અને તદનુસાર વેદાન્ત વિતંડામાં પડતો ગયો તેમ તેમ આ કલાઓનો વિકાસ બંધ પડયો, એટલુંજ નહિ જુના શાસ્ત્રોના પણ રહસ્ય ભુલાવા માંડયા જે પ્રજા સ્થિર સુખ આસન ને શરીરની ઉત્તમ પરિસ્થિતિ માની પરિણામે ચિરશયનાભિલાષિણી બની જાય તેને વળી વિમાનોમાં તે શો રસ પડે? કાર કિમેક નરકસ્ય નારી ગાનાર માટે વાત્સ્યાયનાદિ આચાર્યો જન્મ્યા ન જન્મ્યા બધુ સરખુંજ તો!

મધ્યકાલીન હિન્દુઓએ અને એના આજના સર્વમાનાતીત જેવા, મરવાને આળમે જીવતા સંતાનોએ વાનમાં વેદાન્ત અને વર્તનમાં પરમ કાંમ્મકર્ણી સ્વીકારી લઇ વૈજ્ઞાનિક પ્રયાનો હિન્દુ માનસમાથી સર્વથા નાશ કર્યો કહેવાય આ સ્થિતિમાંથી પુનરુદ્ધારનો એકજ માર્ગ છે પ્રાચીન આર્યોની પેઠે ફરી સહુએ સમજી લેવું કે જે પરમ પુરુષાર્થ કરી શકે તેજ નિવૃત્તિ માર્ગનો અધિકારી બને જ્યારે અર્થ કામ અને ધર્મના પ્રવૃત્તિમાં સર્વતોમુખ વિજય મળે ત્યારેજ મોક્ષની વાત મ્હોયે શોભે નહિ તો નરહરી શાસ્ત્રીએ એકવાર પ્રવચનમાં કહ્યું હતું તેમ આજની પ્રજાનો ઇતિહાસ એ રઘુકુલની પ્રજાના અમર આલેખનની પેરડીમાં કહી શકાય શૈશવે ત્યકતવિદ્યાનામ્ યૌવને ક્ષયરોગિણામ્ વાર્દ્ધકે દીનવૃત્તીનામ્ રોગેનાન્તે તનુત્યજામ્ !!

•

........

# જીવન રસ ઢોળાઈ ગયો

એ શું થયું ?

પ્રકાશપુંજે ઝળહળતું એ ગૃહ; પ્રભાત પંખીઓના કલિકિલાટ સામે એ આનંદ કલ્લોલ; એ સૂરીલા સંગીતથી ગાજતું વાતાવરણ; કલાત્મક જીવનની એ કલાભરી પ્રવૃત્તિઓ; રસની છોળો ઉછાળતો એ વાણી વિલાસ; કાવ્ય સાહિત્યની એ અનંત ચર્ચાઓ; બુદ્ધિ વૈભવના એ ચમકારા; એ દેશભક્તિનાં ગુંજન અને સ્વતંત્રતાની અભંગ ધૂન; સ્નેહીઓનો એ આદર સત્કાર; મિત્રમંડળનું એ વિશ્રામ-સ્થાન;-એ ત્રિપુટીનું સદજીવન, એ સૌ ક્યાં ગયું ?

પ્રકાશપુંજે ઝળહળતા એ ગૃહ ઉપર તિમિરની અભેદ્ય છાયા સદાને માટે પથરાઇ ગઇ. પંખીઓના કિલકિલાટ સમો એ આનંદ કલ્લોલ અંતર્વેદનાની ચીસોમા પરિવર્તન પામ્યો. એ સંગીતમય વાતાવરણ રુદનના કરૂણ સ્વરોથી ભરાઇ ગયું. કલાત્મક જીવનની પ્રવૃત્તિઓપર કાળોડુટ્ટ રંગ સદાને માટે ફરી ગયો. રસની છોળો ઉછાળતો એ વાણીવિલાસ અનંતકાળમાં વિલીન થઇ ગયો. કાવ્ય સાહિત્યની એ ચર્ચાઓ સ્વપ્નવત્ બની રહી. બુદ્ધિવૈભવના એ ચમકારા સદાને માટે શમી ગયા. દેશભક્તિનાં એ ગુંજનના માત્ર પડઘા જ સાભળવા રહ્યા. સ્નેહીઓના આદર સત્કારના સ્મરણોજ માત્ર રહ્યાં. મિત્રમંડળનું એ વિશ્રામ સ્થાન ભયાનક અરણ્ય સમું બની ગયું એ ત્રિપુટીનું સદજીવન છિન્ન ભિન્ન થઇ ગયું.

એ શું થયું ?

આકાશમાંથી વજ્ર પડ્યું. જીવનજલ ભરેલું એ પાત્ર ઉંધું વળ્યું. જીવન રસ ઢોળાઇ ગયો. પ્રિયમતિ શુક્લ.



**સદ્ગત ડૉ. કેશવલાલ જયઃ**
**ધોળકિયા,**

એલ. એમ એન્ડ એસ.

રાયપુર રિયાસતના નિવૃત્ત ચીફ મે
ઑફિસર, જેમનાં મૃત્યુથી કચ્છની ક
એક હરેલ મુરબ્બી ગુમાવ્યો છે.

**ાભશંકર અમૃતલાલ ધોળકિયા,**

ા એક આદર્શ સેવક, જેમણે રાજ્ય
જીવને ગતપ્રત્યે સેવાની પ્રતીતિ



.........

# મનન

### ૧ નાગર બ્રાહ્મણો અને ગૃહસ્થો

એકવાર ભિક્ષુક અને ગૃહસ્થ એવા શબ્દોથી ભેદ દર્શાવાતો તે પણ સહન કરી લેતા આપણા વેદમૂર્તિઓની આજની સ્થિતિ, બેય વર્ગના પ્રૌઢ ગૃહસ્થોને હાથે વિચાર પૂર્વક તોડ માગી લે છે ગૂજરાત તરફ 'વૈદિક' વર્ગ અભિજ્ઞકત્વને એટલી ઉંચી કક્ષાએ લઇ જઇ શક્યો છે કે ત્યાંના 'ભિક્ષુકની' પૈમેટ્રે સ્થિતિ ઘણા ગૃહસ્થોની સ્થિતિ કરતા ઘણે દરજ્જે ચ્હડિયાતી છે ગૃહસ્થો પ્રાચીન કાળમા રાજકાજમા દીપી શકતા (વધારે ન કહિયે તો પણ) એટલાજ પ્રભાવથી આજે નાગર બ્રાહ્મણો અનેક રીતે સાહિત્યમા સમાજમા રાજમા કે પ્રજામા, દીપી રહ્યા છે ગૂજરાત તરફની આવી ઉત્તમ સ્થિતિનુ કાઠિયવાડ કચ્છ આદિ બીજા સ્થળોમા પ્રતિબિમ્બ બહુ સ્પષ્ટ નથી પડ્યુ એના કારણ બે છે એમનો એક કે આવી અસમાનતા નાગરોમા પણ દેખાય છે નાગર બ્રાહ્મણમાજ વિશેષ રૂપે નથી. બીજુ કારણ એવુ છે કે ગુજરાત તરફ 'માકુરુ સમ્પ્રદાય' આજે પેઢીઓથી ઘસાતો આવ્યો છે હજુ કાઠિયાવાડ, કચ્છ તરફ 'ઇદ મા કુરૂ અને અન્ય મા કુરૂ'નુ જોર બહુ છે સ્વામી વિવેકાનન્દનુ એક એવુ કથન છે કે હિન્દુઓની અધોગતિમા 'Donteatism Dontouchism' વગેરેનો મ્હોટો હિસ્સો છે

કચ્છ કાઠિયાવાડના નાગરની પેઠે નાગર બ્રાહ્મણો પણ ગુજરાતથી આ વિષયમા પછાત હોવાથી પરદેશ ગમનાદિ બન્ધનોના ભોગ રૂપે ભિન્નત્વનો સર્વથા ત્યાગ કરી શક્યા નથી

## એક ચોંકવનારો કિસ્સો

કચ્છ ભુજના સંવાદમાં આ પરિસ્થિતિ ઉપર સારું અજવાળું પડે એવો એક કિસ્સો બનવા પામ્યો છે. આની મુખ્ય હકીકત આ પ્રમાણે છે. ગઈ હોળીને વખતે નાગર યુવકસમાજ તરફથી ઉત્સવ ઉજવાયો, તેમાં બ્રાહ્મણ માત્રને ઉદ્દેશી એક પ્રહસન યોજાયું. કેટલાંક વેષ, ઢબ, વિગેરે જીવન્ત વ્યક્તિ તરફ નિર્દેશ કરતા હોવાની વાત સત્ય તરીકે સ્વીકારીયે તો પણ (આ સત્ય ન હોવા વિષે પુરાવો મજબુત છે) નાટ્યવિધાનના પ્રાણરૂપ વાસ્તવિકતાનુંજ એમાં કદાચિત્ રજુ થયું હતું એમ માની ભુજની નાગર બ્રાહ્મણન્યાતે એકઠા મળી એવો ઠરાવ કર્યો કે જે કોઇ નાગરને ઘેર યજમાનવૃત્તિ કરવા જાય તેને કોરી પાંચ) દણ્ડ કરવો.

નાગરોએ વળતાં 'કોઈ પણ યજમાન નાગર બ્રાહ્મણને કોઇ પણ ક્રિયામાં આમન્ત્રે તો તેને તેવો દણ્ડ કરવો' ઠરાવ્યું એટલુંજ નહિ પણ તાજેતરમાં બે કિસ્સાઓમાં બે નાગરગૃહસ્થને આ ઠરાવનો 'અજાણે કે જાણે ભંગ' કરવા ખાતર ભરી નાતમાં માફી મંગાવી.

નાગર યુવાનો કહે છે કે કોઈ પણ ક્રિયાઓમાં કોઇ પણ **બ્રાહ્મણ શાસ્ત્રસંમત** છે તો આવો ઠરાવ કરનાર નાગર બ્રાહ્મણોથી મનામણાં શા માટે કરવાં? નાગર બ્રાહ્મણ યુવકોને ભિક્ષુકત્વનું કલંક ટાળવાનો આ અનુપમ પ્રસંગ છે. માત્ર નાગર સ્ત્રીઓમા કંઇક કચવાટ છે-પણ તેની ક્યાંય અસર નથી દેખાતી. ચં.

### ૨ પરદેશગમનને શ્રદ્ધાંજલિ.

રા. રા. શ્રી વિઠ્ઠલરાય મહીપતરાય મ્હેતા યુરપ પ્રવાસે જઇ આવતા તેઓના સંબંધમાં શ્રી ઘોઘા ભાવનગર વડનગરાનાગર જ્ઞાતિએ નીચે પ્રમાણે ઠરાવો કર્યા છે કે તેઓએ જ્ઞાતિના પટેલોની આજ્ઞા મેળવી અહીંના કુશલ નાગર બ્રાહ્મણો પાસે સંવત ૧૯૮૬ના માઘ વદ ૧૦ રવિવાર તા. ૨૩-૨-૧૯૩૦ને રોજ વિધિ પૂર્વક પ્રાયશ્ચિત લીધું છે. ને આવતનો તેઓએ પટેલો ઉપર તેજ મિતિનો લખેલો પત્ર

વાંચ્યો ને ઉપરથી આજરોજ ના ર મુ શ્રી ગઠ્ઠુછોડદાસ દગાઇની ડેલીએ ભગએલી શ્રી ઘોઘા ભાવનગર વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિની સમગ્ર સભા સર્વાનુમતે નીચે પ્રમાણે ઠરાવો કરે છે

ઠરાવ પહેલો—ર રા શ્રી વિઠલરાય મહીપતરાય મહેતાને અહીંના કુશળ નાગર બ્રાહ્મણોએ વિલાયત ગમનનું વિધિપૂર્વક પ્રાયશ્ચિત કરાવ્યું, તેની સાથે ન ગ શ્રીનરભેરામ સામળદાસ મહેતાના સબંધમા તે વિષે જ્ઞાતિએ સવંત ૧૯૮૩ના ફાલ્ગુન શુદ ૩ રવિવાર તા ૬-૩-૧૯૨૭ને રોજ કરેલા ઠરાવ મુજબ તે રીતે વિનાયતાદિ દેશોમા ગમન કરનાર વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરે તો જ્ઞાતિએ કરેલા ઠરાવના સબંધમા તેઓને કંઇ વાંધો નથી, એટલે તે ઠરાવ મુજબ જે ગૃહસ્થો તેઓની સાથે સહભોજન કરે તેઓની સાથે પંકિતમા બેસીને સહભોજન કરવામા પણ તેઓને કંઇ પણ વાંધો નથી, તેવી ઉદારતા દર્શાવવાનું તેઓએ જાહેર કર્યુ છે, તે બદલ તેની આ સભા સહર્ષ નોંધ લે છે અને તેઓનો અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે

ઠરાવ બીજો—ર રા શ્રી વિઠલરાય મહીપતરાય મહેતાએ જ્યારે જ્ઞાતિના પટેલો તથા બીજા ગૃહસ્થોની સમક્ષ વિધિપૂર્વક પ્રાયશ્ચિત કર્યું છે ત્યારે તેઓને સઘળા વૈદિક કર્મો કરવા માટે તથા પંક્તિમા બેસીને સહભોજન કરવા માટે યોગ્ય ગણવા આ સભા ઠરાવ કરે છે

તેમજ હવે પછી શ્રી ઘોઘા ભાવનગર વડનગરા નાગરજ્ઞાતિના કોઇ પણ ગૃહસ્થો યુરપ અમેરિકાદિ પરદેશમા ગમન કરી ત્યાંના પોતાના વસવાટ દરમ્યાન તદન શાકાહારી રહ્યા હશે એટલે કે માંસ મદિરાનો ઉપભોગ નહિ કર્યો હોય તેઓને કુશળ બ્રાહ્મણો વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરાવે તો તેઓને પણ તેજ મુજબ સઘળા વૈદિક કર્મો કરવા માટે તથા પંકિતમા બેસીને સહભોજન કરવા માટે યોગ્ય ગણવા

સવંત ૧૯૮૬ના ફાલ્ગુન શુદ ૮ શનિવાર તા ૮-૩-૧૯૩૦ ભાવનગર

દીનકરરાય નૃસિંહપ્રસાદ દેશાઇ હરીભાઇ વજેશંકર ઓઝા ગૌરીપ્રસાદ હરીરામ દેસાઇ, દોલતરાય સાકરલાલ મહેતા

જામનગર.

ડૉક્ટર ઇન્દુભાઇ વિલાયતથી પાછા ફર્યા છે છતાં જામનગરી ન્યાતને ઓફીશીયલી ખબર નથી માટે કંઇ ન કરવું—તથા જામનગરમાં કોઇને ત્યાં જમે ત્યારે વાત એવું બીજું સંકેલાયું લાગે છે.

૩ એક તુક્કો.

કચ્છની યુવક સમાજ લ્હાણાં પ્રમાણે નાતમાં મત લેખવાનો વિષય હાથ ધરવા માગે છે એમ સંભળાય છે. બધા સમુહો આ પ્રયત્નને રસપુર્વક તપાસશે એમાં શંકા નથી.

૪ નીચેના અર્થો.

ભાવનગરની નાનના ઠરાવો પછી નીચેનો પ્રશ્ન પૂછવા લાલચ થાય છે. આટલા શબ્દોના અર્થ શું હશે! આજ્ઞા મેળવી પ્રાયશ્ચિત્ત લેવું એટલે શું? વિધિપૂર્વક એટલે કયો વિધિ! આજ સુધી એ વિધિ ક્યા હતો? હવે એ કોણે નક્કી કર્યો? પ્રાયશ્ચિત્ત એટલે શું અભક્ષ્યાભક્ષ્યાદિ ન કર્યું હોય તો પ્રાયશ્ચિત્ત કેવળ વિલાયમાંની હાજરીનું! વિલાયતાદિ દેશો એટલે શું? સમગ્ર સભા એટલે શું? સમગ્ર સભા કંઇ પણ ઠરાવ કરે તો તે ઠરાવ ઉપર સહી કરનાર 'સભાવતી' એમ ન લખે તો સભાએ ઠરાવ કર્યો એટલે શું! સાથે સહભોજન શું' વૈદિક કર્મો કરવા માટે જ્ઞાતિ અધિકાર કેમ આપી શકે! ભક્ષણ અને પાન ને બદલે ઉપભોગ શબ્દ શામાટે? .....

પ્રેમરાય ગૌરીશંકર

૫ લગ્ન વિષયક શાસનો

'હેલી એપ્રીલને દિવસે હરવિલાસ સરડાનો લગ્નની ઉમ્મર વિષેનો કાયદો અમલમાં આવ્યો આ પ્રસંગે આજ સુધી આ વિષયમા સ્વીકારાયલાં શાસનોનો નિર્દેષ અહિ અસ્થાને નહિ ગણાય. સન ૧૮૬૯ માં સરકારી કાયદાની અસર કેવળ ખ્રિસ્તીઓના સમાજને થતી હતી ત્યારે 'ઇન્ડિયન ડાયવોર્સ એક્ટ (IV of 1806) પસાર થયો. પણ ત્રણ વર્ષે રહીને ક્રિશ્ચિયન મેરેજ' (XV of 1872) કરવામાં આવ્યો. આ નવા કાયદાના ૪ થા સેક્શન પ્રમાણે કોઇ પણ

રાખવામાં અનેક નાગરોનો હિસ્સો અપાયો જાય છે. રાજકોટના એક પ્રતિષ્ઠિત નાગર સજ્જન અતિ રૂઢ વફાદારીના તોરમાં 'ગાંધીજીને ઠાર કરવા જોઇયે' એવો મત ધરાવતા હોવાનું સંભળાય છે. ઇસુનું બલિદાન અપાવવામાં આવા પાઇલેટ અને રફાઇબ અને ફેરિશી–સાક્ષરો, સેવકો અને અધારાીઓ આપણે ત્યાં હોય એ સૈકાઓની રાજસેવાનું પરિણામ છે. છતાં—

આજના યુધ્ધમાં અનેક નાગર સ્ત્રી પુરૂષોએ આગેવાની લીધી છે. નામો આપવાં અયોગ્ય છે છતાં કેટલાંય હોઠે ચડે છે. હંસા બ્હેન મ્હેતા સેવિકા સંઘમાં મોવડ ઉભાં છે. લેડી તનુમતી અમદાવાદમાં અગ્રેસર બન્યા છે. લેડી વિદ્યા બ્હેને સ્ત્રીઓ ઉપર વિરમગામમાં ગુજરેલા અત્યાચાર સામે વિરોધ રૂપે મ્યુનિસિપાલિટીનાં નોમિનેટેડ સભ્ય તરીકે અને અન્ય સરકારી સમીતીઓ ઉપરથી રાજીનામું આપ્યું છે. મુદ્રિકા બ્હેન અંજારિયા મુંબઇમાં મુખ્ય સેવિકા તરીકે પંકાય છે. આ બધી બ્હેનોને અનેક નાગર બ્હેનો સાથ આપે છે. 'ડાહીના ઘેલા' કહેવાતા નાગરોને ડહાપણનું દુધ ધવરાવનાર જનનીઓ હવે પોતાનાં સંતાનની રગોમાં દેશ પ્રેમનું અમૃત વ્હેતું કરશે. નોકરશાહીમાં રાચતી ન્યાત માટે આ સુભગ દિન છે! આ અનુપમ ઘડી છે!

ગાંધીજીની પ્હેલીજ ટુકડીમાં સનાતન બુચ! વેણીલાલ બુચ અને એવા તો અનેક જુવાનો આજે રણે ચ્હડયા છે. અમરજીના વંશજો આજે કોઇ જુદ જ ખાંડાથી ખેલ ખેલે છે. ગમે તેવા નિરાશાવાદીને પણ જ્ઞાતિ અભિમાન ઉપજાવે એવા આ વિરલા યુવક સંઘને જોતા પ્રથમ કહ્યા તેવા દ્રોહી તરફ પણ તિરસ્કારને બદલે દયાજ ઉપજે છે. સં.

## આપણું સામાજીક માનસ

### જ્ઞાતિઓ મૂર્ખ ક્યારે કહેવાય?

[કાચીંદમાંથી લખેલા મહાદેવ ભાઇના લેખમાંથી]

સ્વતંત્ર મિજાજ અને એંટ આપણામાં કેટલે અંશે રહેલા છે તે બતાવવાનો સમય આજે આવ્યો છે. કોઇ પણ કોમની કિંમત

તેની સંગઠનશક્તિ ઉપર, તેની દેશ સેવાશક્તિ ઉપર રહે છે જો એ બેમાથી એકે વસ્તુ એમા ન રહી હોય તો તે દુર્ગન્ધ મારતા મૂડદા જેવી સમજીને તેને દફનાવવી ઘટે આપણી કોમમા પ્રાણશક્તિ રહેલી છે કે મુડદાની દુર્ગન્ધ રહેલી છે તે બતાવવાનો સમય આજે આવ્યો છે આજે કોમમા આ રાક્ષસી તત્વને ટેકો આપનારા ઘણા મામલતદારો, ડેપ્યુટી કલેકટરો અને બીજા નાના મોટા સરકારી અમલદારો પડ્યા છે એ સૌ બુધ્ધિમાન છે, વિચક્ષણ છે, પણ એમની બુધ્ધિ આજે અવળે માર્ગે વપરાય છે. આજે જ્યારે સૌ પોતાના નિમકને હલાલ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે ત્યારે આપણી નાતમા આ રાક્ષસી તત્વ ટકાવનારા કેટલાક નિમકહરામો કાયમ રહેશે?

**આધ્યાત્મિક ઉન્નતિ**

[વિલેપારલેમા શ્રી કિશોરલાલના ભાષણમાથી]

જગતનું શ્રેષ્ઠ તત્ત્વજ્ઞાન આપણા દેશમા ખેડાયુ એવો આપણો દાવો છે, આપણા દેશની સસ્કૃતિ જગતમા પ્રાચીનતમ છે, અને વિચાર થતા સસ્કારિતાની જે કોટિએ આપણા પૂર્વજો પ્હોચ્યા તે કોટિએ વિજ્ઞાનની ભારેમા ભારે ગોધખોળો છતા યુરોપે સેવેલી વિચારસરણી અને સસ્કારિતા નથી પહોચી એમ આપણે દાવો કરીએ છીએ પણ આર્ય તત્વજ્ઞાન અને સસ્કૃતિના વારસ ગણાવનારા આપણે તેજ વિનાના સાહસ વિનાના શૌર્ય વિનાના સેંકડો વર્ષોથી પરાધીનતા ભોગવી રહ્યા છીએ —

તત્વજ્ઞાનમા આપણે જીવન્મુક્તિ સુધીની કલ્પના કરી છે, અને ઘણા માણસો જીવન્મુક્ત તરીકે પૂજાતા અને ઓળખાતા મે જાણ્યા છે જીવનની જે કાઇ શ્રેષ્ઠ પ્રાપ્તિ હોય તે મર્યા પછી નહિ પણ જીવતા જ પ્રાપ્ત કરી શકાય એવો એનો અર્થ છે —

નિ:સત્વ પ્રજામા જન્મી પેદાઇ અને જીવન ગાળી આપણે આધ્યાત્મિક ઉન્નતિની ઉચ્ચ દશાએ નથી પહોચી શકવાના

**ન્યાતો વિષે એક નવો તર્ક**

[પ્રસ્થાન ચૈત્રઅક કથાનિવન્ત]

ધાણિખરી ન્યાતોના નામો તેઓના પૂર્વજોનુ મુળ ગામ સુચવે છે મુસલમાન કાળની ગજકીય પરિસ્થિતિમા દરેક ગામના મહાજને

આત્મરક્ષાર્થે એવું ઠરાવ્યું હશે કે ગામ (કે ગ્રામસમૂહ) બહાર બેટીવ્યવહાર કરવો નહિ. આવો નિયમ લાંબો વખત ચાલુ રહેવાથી એ ગામો ઉપરથી એ ન્યાતો પડી પડી ગઇ હશે આવું અનુમાન છે. આને આપણે ગામવારી ન્યાતો કહીએ.

પછી, કાળાન્તરે, તે ગામોમાંથી ધીમે ધીમે કેટલાંક કુટુમ્બોએ બીજાં ગામો તથા શહેરોમાં વસવાટ કર્યો. આથી, એકજ ગામમાં જુદી જુદી ગામવારી ન્યાતોના લોકો ભેળાં થયાં.

જો આ લોકોએ જુદાં ગામમાં વસવાટ થયા બાદ તે નવા ગામની નવી ન્યાત બનાવી હોત તો જેમ લાડ, પોરવાડ, ઝારોળા વગેરે વાણિયા છે. તેમ, સુરત ભરૂચી, મુંબઈગરા વાણિયા, બ્રાહ્મણ ન્યાતો અસ્તિત્વમાં આવત એકજ વર્ણની બધી ન્યાતો વચ્ચે રોટી વ્યવહાર તો સામાન્ય રીતે હતોજ. જેવું પોતાના અસલ ગામમાં 'સાજનાં નું કે 'માજન' નું તંત્ર હતું. તેવું વસવાટનાં ગામોમાંયે દાખલ થયેલું હતું. પણ જુના ગામ પરથી નાનાં નાનાં 'સાજના' રચવાને બદલે, એક ગામમાં વસવાટ કરેલા એકજ વર્ણના માણસોએ સ્વતંત્ર મહાજન બાંધી દેવા એવી રીત પડી હોત તો ન્યાત-ન્યાત વચ્ચે અભેદ્ય પડદા ન થયા હોત, પણ સમાજ રક્ષાને માટે આવશ્યક એવાં મહાજનો બનવા છતા એ મંડળો વધારે 'લર્વાચક' (elastic) થઇ શક્યા હોત, નવા આવનારાઓને પોતામાં દાખલ કરવાની એમાં શક્યતા રહી હોત. ગામ છોડી જનારને પોતાનામાંથી કમી પણ કરી શક્યા હોત.

આવું થયું હોત તો આજના યુગમાં રોટી-વ્યવહાર ત્યાં બેટી-વ્યવહારનું તત્ત્વ વિસ્તારવામા ઓછી માનસિક તેમ વ્યવહારિક મુશ્કેલી જણાત.

**શૂદ્રો પ્રત્યે આદર**

[નવજીવન ગાંધીજી]

આ દોષોમાં કેટલાકને વિષે મિ. બ્રેનનો અભિપ્રાય મને બહુ બરેલો લાગે છે, કેટલાકમાં અતિશયોક્તિ છે. પણ એકંદરે તેમનો

અભિપ્રાય આપણે વિચારવા યોગ્ય છે, અને તેમની સૂચનામાંથી ઘણું શીખવા યોગ્ય છે. હાલ તો હું સ્ત્રીઓ વિષેના તેમના વિચારોનો સાર અહીં આપવા ઇચ્છું છું. કેમકે તેમની અસર મારી ઉપર વધારે પડી છે. અને તેમના કહેવામાં મને ઘણું તથ્ય લાગ્યું છે. એ કહે છે:

"તમારી સ્ત્રીની જ્યારે સુવાવડ આવે છે ત્યારે તમે એને સારૂં અંધારી અને ગંદી કોટડી પસંદ કરો છો, જેને આરોગ્યના નિયમોનું કશું જ્ઞાન નથી એવી અણઘડ અને જ્ઞાનહીન સ્ત્રીઓ દાઇ તરીકે બોલાવો છો; ત્યારે તમારો ધર્મ તો તેની સારામાં સારી સારવાર કરવાનો છે. જો સ્ત્રી પ્રત્યે તમારા મનમાં માન હોત તો તમે અસંખ્ય બાઇઓને સરસ દાઇ બનાવત અને દાઇ એ પ્રતિષ્ઠિત ધંધામાં ગણાત. તેને બદલે તમે જેને હલકા વર્ણના ગણો છો તેમાંથી ગમે તે સ્ત્રીને આ ઘણું નાજુક અને જોખમકારક કામ સોંપો છો. પ્રસુતિને વખતે સારામાં સારી હવાજાવાળી કોટડી જોઇએ, શાંતિ જોઇએ, એમાંનું તેમાં કંઇ જ મળતું નથી. તમારી છોકરીઓને તમે કેળવણી આપતા નથી અથવા નહિ જેવી આપો છો. માણસ જ એક એવું પ્રાણી છે જે પોતાના છોકરા અને છોકરીઓની વચ્ચે ભેદ રાખે છે, અને છોકરીને હલકી ગણે છે. પણ યાદ રાખો કે તમારી માતા એક વખત છોકરી હતી, તમારી પત્ની એક વખતે છોકરી હતી. તમારી છોકરી એ ભવિષ્યની માતા છે. જો સ્ત્રીઓ એ ઇશ્વરની જીવતી કૃતિ છે, તો તમે પણ જે તેના ઉદરમાંથી પેદા થયા છો તેની જીવતી કૃતિ હોવા જોઇએ."

વળી આગળ ઉપર કેવાણે એ લખે છે:

"તમે તમારા પ્રાચીન જમાનાનો કક્કો રાખો છો અને દુનિયા તમારૂં માન નથી કરતી તેથી તમે દુઃખ લગાડો છો. પણ તમારી સ્ત્રીઓ પ્રત્યે જ્યાં સુધી તમારા મનમાં આદર નથી ત્યાં સુધી તમારૂં માન કોણ જાળવશે? તમે તેમને ઘરમાં ગોંધી રાખો છો. છતાં તેમને માટે પાયખાનાં પણ નથી કરતા. એટલે તેમને જાજરૂ જવું

હોય તો તે ચીચારી દિવસના જઇ ન શકે, અને અંધારું થાય ત્યારે જ્યાં ત્યાં સંતાતી સંતાતી જાય આમ બી બીને તે પોતાનો કાળ ગુજારે છે. તમારી છોકરીઓને તમે બચપણમાં જ જ્યાં ત્યાં વરાવી દો છો. તેમા તેમના સ્વાર્થનો તમે વિચાર નથી કરતા. ઘર કેમ સચવાય, પ્રસૂતા થાય ત્યારે કેમ રહેવું જોઇએ, છોકરાંને કેમ ઉછેરવાં જોઇએ, એમાનું કંઇ તમે તેમને શીખવતા નથી. એટલે નથી તેમનું શરીર બંધાતું, નથી તેમની બુધ્ધિ ઊઘડતી. ઘણીવેળા તેમની પાસેથી તમે બધી મજુરી લો છો, પણ તમે તો હુકકો ગગડાવ્યા કરો છો અને દમ ભરાવો છો. જો તમારી સ્ત્રી છોકરીઓને જ જન્મ આપે તો તમે તેને ઠપકો આપો છો, તેના તરફ કઠોરતાથી વર્તો છો, અને ઘણીવાર તેનો ત્યાગ કરીને બીજી પરણો છો."

આ ચિત્રમા મને ઘણું સત્ય લાગ્યું છે. સ્ત્રીઓ પોતે પોતાની સ્થિતિને ઓળખતી નથી. રિવાજને વશ થઇને આમાનું કેટલુંક આપણે ચલાવ્યા કરીએ છીએ. અને ઘણી રીતે સ્ત્રીઓ પ્રત્યે માન પણ હોય છે, એટલે આ-બો સંસાર નભે જાય છે. પણ આપણું અરધું અંગ ખોટું નહિ તો અધુરૂં છે એ વિષે આપણાથી ના ન કહી શકાય. આ દયામણી સ્થિતિ સુધારવાને સારૂ મિ. બ્રેને એક ઇલાજ તો એ સુચવ્યો છે કે બાળકન્યાઓને સારૂ નોખી નિશાળો હોવી જ ન જોઇએ. છોકરાઓ અને છોકરીઓને સાથે જ ભણાવવા જોઇએ. અને બન્નેના પ્રત્યે એકસરખું માન રાખવું જોઇએ. ગુરગાવમાં પોતાના અમલનું જેટલું દબાણ ચલાવી શકાય તેટલું દબાણ ચલાવીને મિ. બ્રેને સાથે નિશાળ ચલાવી પણ ખરી, પણ લોકોનાં મન તૈયાર નહોતાં થયાં તેથી એ પ્રયોગ લગભગ પડી ભાગ્યો છે. છેક પ્રાથમિક કેળવણી છોકરાઓ ને છોકરીઓની સાથે હોવી જોઇએ એમાં કશી શંકા નથી. ભાઇ બહેન સાથે ન ભણે તો શું કરે, અને કેમ ન ભણે? એમ સાથે ભણે તો તેઓ એકબીજાના પ્રત્યે માન રાખતાં શીખે. નાનાં બાળકો વિકારવશ થશે એવો ભય રાખવાનું કંઇ કારણ નથી. શિક્ષક ચારિત્રવાન હોય તો આસપાસનું વાતાવરણ

શુધ્ધ કરી શકે છે શુધ્ધ રાખી શકે છે. કેટલાક કુરિવાજોએ આપણામા ઘર કરેલુ છે તેથી તેમા મુશ્કેલીઓ અવશ્ય આવશે, પણ સુધારા માત્રમા મુશ્કેલી તો રહેલી જ છે. મનુષ્યનો પુરુષાર્થ મુશ્કેલીઓના પહાડને કાપવામા અથવા તેને ઓળંગી જવામાં રહેલો છે

બાળલગ્ન

જે બ્રાહ્મણ ઢીંગલાઢીંગલીના વિવાહ કરવાને માટે સ્મૃતિ ટાંકે છે તે બ્રાહ્મણ નથી પણ રાક્ષસ છે, અને જે માબાપો એ બ્રાહ્મણનુ માનીને છોકરાને લગ્નની કાળી માનાને વધેરે છે તેઓ પોતે પશુ છે

સરદાર વલ્લભભાઇ

જાણો છો?

ભાણેજ વારસ શામાટે?

નાયર સમાજમાં કોઇ પણ માલધારીનો વારસ પુત્ર નહિ પણ બ્હેનનો દીકરો ઠરે છે, કારણમા અનેક હકીકત મળે છે એક કારણ એવુ પણ આપવામા આવ્યુ છે કે પત્નીને પેટે જન્મેલા છોકરા વિષે કોઇ પણ એમ ખાત્રીથી ન કહી શકે કે એ સંતાન પોતાનુંજ છે, ત્યારે પોતાની બ્હેનને પેટે જન્મેલા છોકરાના પિણ્ડમા મામા ના લોહીનો અમુક અંશ તો જરૂર હોયજ પુત્ર કરતા ભાણેજ તેથી અધિક મનાય છે. આ કિસ્સામાં નાયર સ્ત્રીઓના ચારિત્ર વિષે હલકો અભિપ્રાય કોઈ ન બાંધે, કારણ 'બહુપતિવ્રત'નો રિવાજ એ સમાજ મા હોવાથીજ પત્નીનો પુત્ર પોતાનો પુત્ર છે કે નહિ એ વિષે શંકા રહે એ દેખીતુ છે!

કરજદારને આણ.

દક્ષિણ પ્રદેશોમા પૂર્વે લેણું વસુલ કરવા વિષે આવો રિવાજ પ્રચલિત હતો; જો કરજદાર ગેરવાજબી રીતે લેણું ચૂકવવાની ના પાડે અથવા ખોટા વાયદા આપ્યા કરે તો લેણદાર કોઇકવાર લાગ જોઇ કરજદારની આસપાસ કુંડાળુ કરી ઇષ્ટ દેવની આણ દઇ દેતો

નખ શિખ તન હોમી સરબ ભુમિખંડ પાયે
સકલ ગરથ હારી બ્રહ્મચારી મુકુન્દ!

આ શબ્દો અસલમાં બહુ છિન્ન ભિન્ન છે. આનો અર્થ એ છે કે વસુ ૮, રંધ્ર ૯ (૯૦) બાણ ૫, (૫૦૦) ચન્દ્ર ૧ (૧૦૦૦) એટલે સંવત્ ૧૫૯૮ ની સાલમાં તીરથરાજ પ્રયાગને વિષે, માઘ માસની વદ પક્ષની બારસની રાત્રીના પ્હેલા પ્હોરે બ્રહ્મચારી મુકુન્દે પોતાનો બધો ગરથ લુટાવી દઇ નખશિખ શરીર (કાશી કરવતે) હોમી દીધું; જેથી બીજે જન્મે સર્વ ભૂમિખણ્ડ અને પ્રાપ્ત થયો.

ધઝ્લાહ યાર કહે છે કે સંવત્ ૧૫૯૮ તે હીજરી સન ૯૫૫ ની સાલ થઇ જ્યારે તવારીખ પ્રમાણે અકબરનો જન્મ હીજરી રજબ ૫ ને રવિવારે સન ૯૪૯ માં થયો હતો—પણ આ તફાવત ગણત્રીની ભૂલને લઇ છે. વાસ્તવિક રીતે હીજરી ૯૪૯ રજબ તે સંવત ૧૫૯૯ ના કાર્તિક માસમા આવ્યો હતો. અને આગલા વર્ષના માઘથી પાછળના કાર્તિક સુધીનો વખત બ્રહ્મચારી મુકુન્દે પોતાની ગર્ભમાતા મરિયમ મકાન હમીદ બાનુ બેગમને ઉદરે કહાડયો કહેવાય.

લોક વાયકા કહે છે કે મુકુન્દ બ્રહ્મચારીને ત્રણ મુખ્ય શિષ્યો હતા. જેમણે પણ ગુરૂ પછવાડે દેહ ત્યાગ કર્યો અને બિરબલ, ટાડરમલ અને તાનસેન રૂપે જન્મ્યા હતા, તેથીજ આ શ્લોક તેઓ પુરો કરી શકયા.

નાસ્તિકો કહે છે કે હિન્દુઓ અકબર પ્રત્યે ભાવ રાખે તે માટે આ કથા યોજનાઇ હોય!

આમજ બધા ભણતા હશે?

ઇન્ડિયન ફિનાન્સ લખે છે —

બાબુ ટુટકરમ પાગલા અંગ્રેજી જબાનથી બિલકુલ અપરિચિત છે. એના મ્હેતાજી તાર લખી વાંચી આપે છે. તેઓ ખુદ તો માર-વાડીજ લખી વાંચી શકે છે. મ્હોટી રકમના ધીંગા ચેક ઉપર એ

તે પ્રકારનું સાહિત્ય પસંદ કરતો હોય, છતાં એને આ પુસ્તકમાંથી પ્રેરણા અને ઉત્સાહ મળશે. આ વીર્યશાલી ગ્રન્થે ગુજરાતનાં હજુ ધૂળે ઢંકાયેલાં આ રત્નનું નામ યુરપ અમેરિકાની સાહિત્ય દુનિયામાં મશહુર બનાવી દીધું છે. પ્રેમી હોય કે પરણેલો હોય, શ્રીમન્ત હોય કે કલાવાન હોય, શ્રધ્ધાળુ હોય કે ફિલસુફ હોય, ગમે તે હોય પણ આ પુસ્તક વાંચતા દરેકને પ્રભાવશાળી ગ્રન્થ વાંચનનો આનંદ સાંપડે છે. અંગ્રેજી વાંચી શકતા દરેકે આ ગ્રન્થ સંગ્રહમાં ઉમેરવો જોઈએ.

ચં.

## વૃધ્ધાવસ્થામાં તન્દુરસ્તી.

લેખક ડૉ. રવિશંકર ગણેશજી અંજારિઆ. માંગરોળ, કાઠિયાવાડ. કિંમત રૂા. ૧।। ટપાલ ત્રણ આના. આ પુસ્તક એ આપવીતી અને પરવીતીનો સુન્દરમા સુન્દર નિષ્કર્ષ છે. જ્યારે આપણા પ્રાચીન પૂર્વજો માટે કહેવાતું કે તે યોગેનાન્તે તનુત્યજ; હતા ત્યારે આજના વૃદ્ધો તો રોગનાન્તે તનુત્યજ બની રહ્યા છે. સંયમ નહિ, શાંતિ નહિ, જીજ્ઞાસા નહિ અને વિરાગ નહિ ત્યાં આજના વૃધ્ધો 'અંગં ગલિતં પલિતં મુણ્ડં, દશન વિહીનં જાતં તુણ્ડં' બની કથળેલ શરીર અને તપેલ મન વાળા બની રહે તેમા નવાઈ શી. ડૉક્ટર અંજારિયાનું આ પુસ્તક વૃધ્ધોને સંયમી બની મજબુત શરીર અને શાંત મન પ્રાપ્ત કરવાની સાદી કુંચી પુરી પાડે છે. આ વૈદાંનું પુસ્તક નથી પણ વ્યવહારનું છે. આમા દવાઓ નથી પણ દવાનો બહિષ્કાર કરી આરોગ્ય મેળવવાની હીકમતો છે.

અને જુવાનો માટે તો આ પુસ્તક જીવનદાન છે. આજના જુવાન જેટલા વૃધ્ધ બીજા કોઈ નથી. એમને જીન્દગીનો ઉનમમાર્ગ આ પુસ્તક પાને પાને બતાવે છે.

ચં.

## વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય

તૈયાર કરનાર શ્રી વડોદરા રાજ્ય પુ. પ. મં. કિંમત ૦-૮-૦

આપણાં સાહિત્યમાં બહાર પડેલ વાર્તાઓનાં પુસ્તકોમાં સારાં નરસાંનો ખ્યાલ સામાન્ય વાંચકોને મળે એ ઉત્તમ હેતુથી આ

પુસ્તકનું પ્રતિપાદન થયું છે પુસ્તક આ દ્રષ્ટિએ જરૂર ઉપયોગી છે અને આપણા સાહિત્યમાં નવી દિશા ઉઘાડે છે.

ઉત્તમ પુસ્તકોની જુદી વીગત તથા દરેકના પ્રકાશકનુ નામ અપાયું હોત તો વધુ ઠીક થાત

ગોઘાભાવનગરવડનગરાનાગરજ્ઞાતિ હિતાથફંડ વિ. સ. ૧૯૮૫ નો વાર્ષિક રિપોર્ટ તથા હિસાબ

ફંડ પાસે લગભગ એક લાખ રૂપિયા છે તેમાથી વિધવાઓને પેન્શનો તથા વિદ્યાર્થીઓને અ ગ ઉધાર મદદ અપાય છે

# જ્ઞાતિવર્તમાનવિભાગ

વ્યવસ્થાપકઃ વિજયરામ પ્રી. ઓઝા

નાગરિકનો આ વિભાગ સમૃદ્ધ બને માટે જુદે જુદે સ્થળે વસતા ભાઇઓને સહકાર આપવા વીનવીએ છીએ અગત્યના સમાચાર નીચેને ગરનામે મોકલવા.

**વિજયરામ પ્રી. ઓઝા એમ. એ.**
આકાશેઠ કુવાની પોળ, રાયપુર,
**અમદાવાદ.**

**લંડન.**

ભાઇ નીલકણ્ઠ બુચ લન્ડનથી લખે છે ડૉ. ગુણવંતરાય માંકડ M. D. (Bom) અગ્રેની M. R. C. P.ની ઉંચામાં ઉંચી ઉંચી વૈદકીય પરીક્ષા ત્રણ મહિનાની ટુંકી મુદતમા પસાર કરી હિંદુસ્તાન પાછા ફરતા હોવાથી શ્રીયુત બીરલાનાં સ્થાપેલાં 'આર્યભવન'માં એમના માનાર્થે એક સંમેલન તા ૨૨-૪-૪૦ના રોજ યોજવામા આવ્યું હતું લંડનમાં વસતા ગુજરાતી વિદ્યાર્થીઓના ઘણા મોટા ભાગે હાજરી આપી હતી.

મી. રણધીર બછાવટ એમ. એ. (Inne Temple) એમણે દરખાસ્ત મુકી કે રેવરન્ડ સી. એફ. એન્ડરૂઝે પ્રમુખ સ્થાન લેવું. પત્ર લેખકે દરખાસ્તને ટેકો આપતાં કહ્યું હતું કે આપણું અહોભાગ્ય છે કે ડોક્ટર માંકડ કે જે દરદીઓનાં શારીરિક દુઃખો દૂર કરવામાં નિષ્ણાત થયા છે તેમને માન આપવાના મેળાવડામાં 'દીનબંધુ

એન્ડ્રૂઝ' કે જે હીનજાતીના માનસિક અને આધ્યાત્મિક મદદો ટાળવામાં પોતાનુ જીવન વ્યતીત કરી રહ્યા છે, તે અનાથાશ્રમે પ્રમુખસ્થાન શોભાવવાને હાજર છે.

રા. દ્વારકાદાસ દેશી બી. એ, એસ ટી. સી. ડી. London Day Traning College) એમણે ડૉ. માકડને અભિનંદન આપતા તેમના એકાગ્રતાની ગુણના ખાસ વખાણ કર્યાં હતાં અને કહ્યું હતુ કે આસપાસ ગમે તેવી અશાંતિ હોય તોપણ પોતાનુ કામ એકાગ્ર ચિત્તે તેઓ કરી શકે છે અને તેજ પરિણામે તેઓ અગાઉના 'રેકર્ડ' ભાગે છે અને તેજ ક્ષણે બીજાથી ન ભગાય તેવા રેકર્ડ ઊભા કરે છે.

મી. યશવંત દેસાઈ બી એ જી (London School of Economics) તથા મી. પ્રસન્નકુમાર બક્ષી બી એ બી. એસ. સી. (Middle Temple) એમણે ડૉ માકડના ટુંક સમયના પરિચય દરમ્યાન અનુભવાએલા તેમના કેટલાક ગુણોનુ ધ્યાન આપ્યું હતું અને ખાસ કરીને તેમના આનંદી સ્વભાવ અને ગમ્મત સાથે જ્ઞાન આપે તેવા વિવેચનો તરફ ધ્યાન ખેચ્યુ હતુ

ત્યાર બાદ પ્રોફેસર સોમેશચંદ્ર જનાર્દન પાઠકજી એમ એ. એલ એલ. બી (Middle Temple) એમણે જણાવ્યું હતુ કે:—

વૈદ્ય સરસ્વતીનો ઉપાસક હોય છે તો યમરાજ ધર્મદેવ તરીકે તેને સહાય કરે છે પરન્તુ તે લક્ષ્મીનો પૂજારી થઇ જાય છે તો યમરાજ કાળસ્વરૂપ મૃત્યુ દેવ તરીકે દર્શન આપી પ્રથમ તેના દરદીઓનું અને છેવટે તેનું પોતાનું ભક્ષણ કરે છે. આવી કઠણ પરીક્ષા પહેલેજ પ્રયત્ને પસાર કરીને ડૉ માકડે સિદ્ધ કર્યું છે કે એ તો સરસ્વતીના સાચા ઉપાસક છે. એજ મહાદેવીની ઉપાસના હિંદમા ગયા પછી પણ એઓ ચાલુ રાખે એવી એમને મારી વિનતી છે. પ્રાચીન સમયમા આપણા પૂર્વજોએ તત્ત્વજ્ઞાન જેટલી નહિ તોપણ મગરૂરી લઇ શકાય એટલી પ્રગતિ વૈદકીય શાસ્ત્રમા પણ કરી હતી. ડૉ. રોયનો 'પ્રાચીન હિન્દનુ રસાયણ' એ ગ્રંથ આ પ્રગતિની સાક્ષી પૂરે છે. એ

દિશામાં આધુનિક પ્રયોગ પ્રધ્ધતિનો આધાર લઇ આર્ય વૈદકનો પુનરૂધ્ધાર કરવાની જે અગત્યની ચળવળ બંગાળમા ચાલી રહી છે તેને અનુરૂપ પ્રવૃત્તિ પશ્ચિમ હિંદમા પણ ડો. માંકડ ફુરસદને સમયે ઉપાડી લે એમ હું ઇચ્છું છું. એમના જેવા નિષ્ણાત વિદ્વાનનુંજ આ કાર્ય છે.

ડોકટરને સંબોધતાં એમણે કહ્યું હતું કે 'ઇદુભાઇ! આપે એટલી વિદ્યાનુ સંપાદન કર્યું છે કે સ્વદેશ પહોંચી આપ ધનનું હરણ કરવા તરફ લક્ષ નહિ આપો તો જરૂર લોકોના મનનું હરણ કરશો. અમારાં મનનું હરણ તો આપે કયારનું કરેલ છે. આ લંડનની લોકભરી નિર્જનતામા આપની સુજનતાની સૌરભના મુલ અમારે મન મોઘાં છે. આપના સમાગમમાં અમે આવીએ છીએ ત્યારે આપની વિદ્વત્તા અને વિનોદના એટલા અનુભવો થયા છે કે પરદેશમાએ જાણે સ્વદેશનું વાતાવરણ પ્રકટી ઉઠે છે. આપના જવાથી અમને વિદેશ વધારે વસમો લાગશે ને તોયે આપની જન્મભૂમિ તેજ આપની કર્મભૂમિ છે એ સમજી અમારે મન વાળ્યેજ છુટકો છે. એ કર્મભૂમિને આપની ધર્મભૂમિ ગણી દેશીઓનાં દુઃખ દૂર કરી ધન્વન્તરિ સમી અચળ કીર્તિ પ્રાપ્ત કરવા આપ સમર્થ થાઓ એવી અમારી ભાવના છે. એ ભાવના પ્રમાણે આપની જીવન યાત્રામાં આપને સિધ્ધિ મળશે એવી અમને શ્રધ્ધા છે. એ જીવન યાત્રા તો લાંબી છે પરંતુ તે શરૂ કરતા પહેલાં જે ટુંકી સમુદ્રયાત્રા આપને ટુંકમાજ કરવી પડશે ને મહા નિર્વિઘ્ને સમાપ્ત થાઓ અને વ્હેલા વ્હેલા સ્વજનોના સ્નેહની અનેરી લ્હાણ લેતા થાઓ એવી અમારી શ્રી હાટકેશ્વરને પ્રાર્થના છે.

ત્યારબાદ તાળીઓના ગગડાટ વચ્ચે રેવરન્ડ એન્ડરૂઝે ઉભા થતાં જણાવ્યું કે "ડોકટર સાહેબ! આપનું પિછાન થયું તેથી મને ઘણો સંતોષ થયો છે. આપના જેવા વિદ્વાન હિંદીઓ પાસે મારી યાચના એ છે કે હિંદના કરોડોનો જનસમુદાય એટલો બધો ગરીબ છે કે પશ્ચિમની દવાઓ ગમે તેવી અકસીર હોય તો એ મોંઘી હશે

તો તેનો લાભ તેઓ નહિ લઇ શકે માટે હિંદની અસંખ્ય વનસ્પતિનો અભ્યાસ કરી સોધી અને સફળ દવાઓ શોધી કાઢવાના અખતરાઓ તમે અજમાવો" પ્રાચીન આર્ય રહેણી કરણીની સાદાઇ અને સ્વચ્છતાની પ્રશંસા કરતા એમણે ખાસ ભાર મુકીને જણાવ્યુ કે અમેરીકાથી હાલમા હું પાછો ફરૂ છું અને ત્યા રૉકફેલર ફાઉન્ડેશન વાળા અનેક ડાક્ટરો જે શોધખોળનું કામ કરી રહ્યા છે તેઓ રોગ હટાડવા કરતા રોગ આવેજ નહિ એવી જીવન પધ્ધતિ નક્કી કરવા તરફ વધારે લક્ષ આપી રહ્યા છે આપણે જેમ દડીઆઓ એક વખત વાપરી ફેંકી દઇએ છીએ તેમ કાગળના દડીયા એક વખત વાપરી ફેંકી દેવા એ ગ્લાસમા ફરી ફરી પાણી પીવા કરતા વધારે સારૂં છે—એવો એમણે દાખલો આપ્યો હતો મહાત્મા ગાંધીજી પણ પોતાના આશ્રમમા આવાજ પ્રકારની સ્વચ્છતા પોતે જાતે પાળે છે અને એમના શિષ્યો પાસે પળાવે છે ત્યાર પછી મહાત્મા ગાંધીજીએ એમની દેશી મહાન ચળવળ ઉપાડી તે પહેલા લખેલો પત્ર સભા સમક્ષ વાંચી સંભળાવ્યો હતો તેઓ ડૉ રવીન્દ્રનાથ ટાગોર—જેમને તે ગુરૂજી કહે છે—ને મળી આવ્યા હતા મહાત્માજી, ટાગોર અને તેમના પોતા તરફથી છેવટમા તેમણે ડૉ માકડને આશીર્વાદ આપ્યા હતા

ડૉ. માકડે સર્વેનો આભાર માનતા જણાવ્યુ હતુ કે—મને એમ લાગે છે કે મારા મિત્રોએ ભાષણ કરવા ઉભા થયા બાદ પ્રમાણ બહાર ખેંચી નાખ્યું છે અને કહેવા ધારેલુ તેના કરતા મારે માટે ઘણુ વધારે કહી નાખ્યું છે જે અનેક ગુણોનુ મારામા આરોપણ કરવામા આવ્યુ છે તે વિષે હુ એમ માનવાને લલચાઉ છુ કે મારા મિત્રો એમ ઇચ્છે છે કે એ બધા ગુણો મનામા હોય

'પશ્ચિમના વૈદક શાસ્ત્રનો અભ્યાસ જે યત્કિંચિત હું કરી ગયો છુ તે ઉપરથી મને ખાત્રી થઇ છે કે ૧૦૦ માં ૯૯.૯ ટકા રોગોમા રોગ એકવાર શરૂ થયા પછી તે મટાડવાની દવા કોઇ પણ પશ્ચિમનો વિદ્વાન હજી શોધી શક્યો નથી છેલ્લાં પંદર વર્ષમાં મેં

પોતે પાણી સિવાય બીજી કોઇ પણ દવા ભાગ્યેજ વાપરી હશે. જુલાબ સુધ્ધાં મારે લેવો પડ્યો નથી.

છેવટે સઘળા મિત્રોનો આભાર માનતાં તેમણે કહ્યું હતુ કે હું મારૂં અહો ભાગ્ય સમજું છું કે જે મહાન વ્યક્તિની પૂરી પ્રશંસા આપણે બધા મળીએ તો પણ કરવાને શક્તિમાન નથી. એવા મહાત્માજી તરફથી દીનબંધુ એન્ડરૂઝે આ પ્રસંગે મને આશીર્વાદ આપ્યા છે–હું તેમનો ખરેખર ઉપકૃત છું.

છેવટે રા. અમૃતરાય માંકડ સ્નાતક. (Secretary Indian Metchant's Chamber)–એમણે દીનબંધુ એન્ડરૂઝના આભારની દરખાસ્ત મુકતાં, દીનબંધુ એન્ડરૂઝનો તેમજ પ્રો. પાઠકજી જેમણે આ સંમેલન ગોઠવવામાં અથાગ પરિશ્રમ લીધો હતો તેમનો આભાર માન્યો હતો અને ડૉ માંકડ અમદાવાદની મેડીકલ સ્કુલમાં વિદ્યાર્થી વર્ગમાં પણ કેટલા લોકપ્રિય છે તેનો ઉલ્લેખ કર્યો હતો.

ભાઇ રવીચંદ શાહ (Middle Temple) વગેરે તરફથી થોડુંક સંગીત થયા બાદ આ પાણી લઇ મેળાવડો વિસર્જન પામ્યો હતો

અમદાવાદ

૧ શ્રી કચ્છ–કાઠીયાવાડ વડનગરા નાગર મંડળ અમદાવાદની ગયા વર્ષની છેલ્લી સામાન્ય સભા ૬–૪–૩૮ ના રોજ મળી હતી. ચાલુ વર્ષ માટે કાર્યવાહકોની ચુંટણી થતાં નીચેના ગૃહસ્થો કાર્યવાહક–મંડળમાં આવ્યા હતા.

પ્રમુખ—શ્રી શંકરલાલ દો. ખાદીયા-વકીલ.
ઉપપ્રમુખ.—શ્રી કેશવલાલ વ. ધોળકીયા B. A
મંત્રીઓ.—૧ શ્રી વેણીશંકર ક. વત્સરાજ
૨ શ્રી વૈકુંઠરાય વિ. કિકાણી.
કોષાધ્યક્ષ—શ્રી ગુણવન્તરાય બ. માંકડ M. D. (Bom) M. R. C. P. (London)

હિસાબ તપાસનાર:—૧ શ્રી શામપ્રસાદ રૂ. વસાવડા M. A.
૨ શ્રી જયન્તિલાલ ના. ધોળકીયા.

કાર્યવાહક સભ્યો:—૧ શ્રી વિષ્ણુપ્રસાદ ભ. માંકડ M. B. B. S.; D. O. (Bom)
૨ શ્રી ઇન્દુલાલ ન. મારૂ B. Ag.

સદરહુ સામાન્ય સભામાં ગયા વર્ષનું નિવેદન તથા હિસાબ અને આવતા વર્ષનું અન્દાજ પત્ર રજુ અને મંજુર થયું હતું. આજના પ્રગતિશીલ સમાજમાં આપણી જ્ઞાતિ કદમ કદમ સમય સાથે ચાલી પુનર્રચના કરી પોતાનું જ્ઞાતિ–એટલે સમાજના અંગ–તરીકેનું વ્યક્તિત્વ ઝળહળાવી શકે એ હિસાબે આવા મંડળોએ કાર્યશીલ થવું જોઈએ એજ મુદ્દો નિવેદનમાં ચર્ચાયો હતો, અને નવું અન્દાજ પત્ર પણ યથાશક્તિ એજ આદર્શ લક્ષમાં રાખી ઘડાયું હતું.

શ્રી શામપ્રસાદ રૂ. વસાવડા, અગાઉથી ખબર આપી, એક એવો ઠરાવ સભામાં લાવ્યા હતા કે ગાંધીજીના ધર્મયુદ્ધમાં બનતો ફાળો આપવા પ્રત્યેક નાગર સન્તાને પ્રવૃત્ત રહેવું અને ખાદી–નહીં તો, સ્વદેશી વસ્ત્રો–પહેરી હિલચાલને બનતો ટેકો આપવાની ફરજ સમજવી. જે નાગર–પુત્રો આ ચળવળમાં જોડાયા છે તેમને ધન્યવાદ આપવાની બાબતને પણ ઠરાવમાં સમાવેશ હતો. શ્રી વૈકુંઠરાય વિ. ઢકાણીએ વાંધો ઉઠાવ્યો હતો કે ઉક્ત ઠરાવ ઉદ્દેશ બહાર હોઈ આવી શકે નહીં. પ્રમુખ શ્રી શંકરલાલ સ્વાદીયાએ આઠવાડીયાના વિચાર પછી આમ સભામાં પોતાનો નિર્ણય આપવા જાહેર કર્યું હતું. આઠવાડીયા પછીની સભામાં પ્રમુખે તે ઠરાવ ઉદ્દેશ બહાર ઠેરવી પાછો ફેરવ્યો હતો.

૨ પાટોત્સવના રોજ શ્રી ક. કા. ય. ના મંડળના આશ્રય હેઠળ કર.–કાઠીયાવાડના ભાઈ બહેનોનું સમ્મેલન થયું હતું. શ્રી જયસુખરાય પુરૂષોત્તમરાય જોશીપુરા અધ્યક્ષ પદે હતા. તેમનું વિવેચન મનનીય અને વિદ્વત્તાભર્યું હતું. મુખ્ય મુદ્દાઓ નીચે મુજબના હતા. નાગરિકતા સંસ્કારિતા–એનો નાગરોનાજ પ્રસંગ આવ્યે અનિવાર્યત્વ,

પ્રસંગ આવ્યે વિકાર્યત્વ પણ સર્દૈવ વિકારકત્વ—આજ નાગરોનું ભૂષણ આપણે ત્યાં તો ગૃહ એજ રાજ્ય અને એજ ધર્મ: આવી આપણી વ્યવસ્થા-બુધ્ધિ. અને આજ તો, કોઇ નાત પૂછે તો 'બ્રાહ્મણ' કહી જવાય. 'નાગર' જ્ઞાતિ સ્વીકારતાં પણ શરમ આવે. આપણા પૂર્વજોનું વિચાર-સ્વાતન્ત્ર્ય, તેમની શાન્ત બુધ્ધિ તેમની પૃથક્કરણ શકિત આપણામાં નાં આવે? જુની સંસ્થાની ઉપકારકતાનોજ લોપ થયો ત્યાર જ્ઞાતિ-સંસ્થાનો ઉદ્દેશ શો? ન્હાનાં સ્વતન્ત્ર સ્વરાજ્યનાં ઝુંડસમી આપણી નાતો તદ્દન નિષ્પ્રયોજન હોતી. એક એક સ્વરાજ્યનો Unit હતો. તેનાજ ધારા, તેનાજ ધોરણ, તેનીજ સજા-એનું નામજ સ્વરાજ્ય. પણ ત્યારે હતા નિષ્પક્ષપાત પટેલીયાઓ અને ન્યાયની નાતીલાઓ: ત્યારે હતા રાજરખુ રાજાઓ અને સ્નેહાળ રૈયત. આજે એમાનું કશું! પ્રમુખના નિવેદન પછી ઉપહાર લઇ સભા વિખેરાઇ હતી.

૩ એજ પરોત્સવના રોજ રાત્રે અમદાવાદમાં વસતા સમસ્ત વડનગરા નાગર ભાઇ બ્હેનોનું સમ્મેલન યોજાયું હતું. થોડા ગરબાઓનો કાર્યક્રમ હતો વ્યાખ્યાનોમા ખાસ ધ્યાન ખેંચે એવી જાહેરાત એ હતી કે સ્થાનિક નાગર-મંડળમાં પ્રાન્તભેદ સીવાય દરેકોસ વડનગરા નાગરને સભ્ય તરીકે નોંધવા છુટ મૂકાઇ હતી. ગુજરાત-કાઠીયાવાડના ભેદ તો હવે હાટકનાથ જલ્દી ભુલાવે તોજ ઉધ્ધાર છે.

૪ શ્રી શામપ્રસાદ રૂપશંકર વસાવડાએ પોતાના શક્રિય ઠરાવ વિરૂધ્ધ પ્રમુખે આપેલા ફેંસલાનો વિરોધ દર્શાવવા મંડળમાંથી પોતાનું સભ્ય તરીકે રાજીનામું આપ્યું છે.

૫ શ્રી ગુણવન્તરાય બ. માંકડ M. D. (Bom) M. R. C. P. (London) ને લન્ડનથી રવાના થતી વખતે આર્યભવનમાં Mr And ews ના પ્રમુખ પદે પ્રીતિભોજન અપાયું હતું. ત્યારે પોરબન્દરના શ્રી માર્ફ અને સુરતના શ્રી પારકરએ તેમનાં યશોગાન કર્યાં હતાં.

૬ વર્તમાન સત્યાગ્રહમા સ્વયં-સેવક તરીકે આપણા જે ભાઈઓ જોડાયા છે તેમના નામ નીચે છે તેમને અભિનન્દન અને વિજય પ્રાપ્તિ માટેની શુભેચ્છાઓ

૧ શ્રી રોહિત મ્હેતા (અમદાવાદ)-જેલના.
, વેણિલાલ બુચ (કાઠીઆવાડ)
, , મનાતન જન્મશંકર બુચ
, પુરાતન જન્મશંકર બુચ } ગુજરાત વિદ્યાપીઠ
૫ ભનસુખરાય ભગવન્તરાય ખારોડ (અમદાવાદ)
૬ દુષ્યન્તરાય નવનશંકર માંડ (અમદાવાદ)
૭ ધનવન્તરાય પ્રીતમરાય ઓઝા ( , )
૮ પ્રતાપરાય તુળજાશંકર રાયા (અમદાવાદ)
, , છોગાલાલ લક્ષ્મીશંકર માંડ
૧૦ , ડા સુમન્ત અને સા નાન્દા મ્હેતા
૧૧ ગામપ્રસાદ રૂપશંકર

આવી લડતમા જોડાનારની નામાવળી આપવાનું શકયજ ના મ્હે જેટલા ફાળી નીકળે ત્યારેજ જ્ઞાતિત્વ ઝળકી ઉઠે અસ્તુ।

અનગત, નામાવળી સમ્પૂર્ણ નથીજ

જુનાગડ

સ્વ પ્રાણનાથ વ્હાલદાસ જોશીપુરાએ કરેલા વિલના ટ્રસ્ટી સાહેબે એ વિલના ભાગ છઠ્ઠામા કરેલી સુચના પ્રમાણે રૂા ૫૦૦૦) ની પાંચ ટકાના વ્યાજની લોન નોટ તેનુ વ્યાજ ગણે અનાથ બાળકોને અથવા નિરાધાર વિધવાના બાળકોને કેળવણી લેવામા મદદ દેવાની ગરને નિર્વાસીત ફંડના કાર્યવાહકોને સુપ્રત કરેલી છે આશા છે કે જનરલ સભા તે નોંધેનો સાભાર સ્વીકાર કરશે ટ્રસ્ટી સાહેબોએ બતાવેલ જ્ઞાત્યભિમાન તથા અનાથ બાળકોને આશ્રયી બનેલા જોવાની તેમની ઈચ્છા પ્રશંસનીય છે અને તે માટે તેમને ધન્યવાદ ઘટે છે

રજુલ

૧ જામખભાળીયાના ન્હીશ અને રજુલમા ૨૭ વર્ષથી નોકરી કરનાર શ્રી ઉમેદશંકર અતાણી (ઉ વ ૫૬) તા ૨૧-૩-૩૦ ને

શુક્રવાર સાંજે ૫ વાગે સ્વર્ગવાસી થયા. તેઓ જામનગરના મેમણ શેઠ સુલેમાન હાજીની ઓફિસમાં ૨૦ વર્ષથી નોકરી કરતા હતા. શરૂઆતમાં મેસર્સ જમાલ બ્રધર્સની કંપનીમાં નોકર હતા. ૧૯૦૩/૪ માં મજકુર પેઢી તરફથી તેઓ જપાન વગેરે સ્થળે ગયા હતા. તેમના ચિરંજિવી નર્મનિધરાય અત્રેની કાલેજમાં B. A નો અભ્યાસ કરે છે મરનારને બે દીકરા અને બે દીકરીઓ છે. અહિંના નાગર ભાઈઓ તેમને 'મામા' કહેતા. ગત આત્માને અવિચળ શાન્તિ પ્રાપ્ત થાવ!

પાટણ

૧ હાલની ચળવળને અંગે નાગરવાડામાં પણ ખાદીની વપરાશ વધી છે અને સ્વદેશી ભાવના પોષાય છે. નાગરયુવક-મંડળના કેટલાક ઉત્સાહી અને સંસ્કારી યુવકો પરદેશી કાપડનો બહિષ્કાર બને તેટલો કરવા પ્રયત્ન કરી રહ્યા છે. વકીલમંડળના નાગર વકીલોએ ખાદી ધારણ કરી છે.

૨ પંડિત જવાહરલાલ પકડાયાના પ્રસંગની જાહેર સભાનું પ્રમુખસ્થાન પાટણના અગ્રગણ્ય શહેરી, વર્ષોથી ચુસ્ત સ્વદેશી વ્રત ધારણ કરનાર રા. રા. ઉમીયાશંકર લાખીયાએ સંભાળ્યું હતું.

૩ રા. રા. કાન્તિશંકર માનશંકર દેસાઇ (ભાવનગર) અહિંની હાઇસ્કુલમા સારૂં કામ બજાવી યશ પ્રાપ્ત કરી બદલી થવાથી ડીસા ગયા.

૪ રા બહ્રી માસ્તરે જેઓ ૧૧ વર્ષથી પાટણ હાઇસ્કુલમાં નોકરી કરતા હોવાથી અહિંના વતની જેવા થઇ ગયા છે તેમની ગંભીર માંદગીના પ્રસંગે સર્વ જ્ઞાતિભાઇઓએ સારી લાગણી પ્રદર્શિત કરી હતી. પેટલાદના નાગર ડોક્ટર ભુજંગીલાલની સેવા અનન્ય હતી.

૭ અહિંની નાગર જ્ઞાતિમાં એકંદરે પ્રગતિ અને જાગ્રતિ સારાં છે પણ સાંભળવા પ્રમાણે કેળવાયેલા આધેડ બે ત્રણ ગૃહસ્થો ન્હાની બાળકીઓ જોડે લગ્ન કરવા તૈયાર થયા છે. યુવકો જાગી ચૂક્યા છે અને કદાચ તે રહાગે ઝુમ્બેશ ઉઠાવે.

**જામનગર**

રા. શંભુપ્રસાદ માનશંકર બુચને દિલ્હીમાં ભરાએલાં ચિત્રકળાના અખિલભારતવર્ષીય પ્રદર્શનમા બે ઇનામો નીચે મુજબ મુળ્યાં છે: પહેલું ઇનામ For the best work in the whole exhibition depicting a scene from Indian cottage life. "અને એક બીજું Extra prize, for the work of special merit."

ભાઈ બુચ જાણીતા છતાં અજાણીતા કલાકાર છે અને તેમની નૈસર્ગિક શક્તિની આમ કદર થઇ જાણી આપણને અભિમાન લેવા જેવું છે ભાઇ બુચ હવે પોતાની આ ફતેહને વધુ વિજયોથી દીપાવે એમ ઇચ્છીએ છીએ.

**કરાંચી**

રા. રા. ડાક્ટર ચુનીલાલ શન્તરામ માંકડની અહિંથી બદલી થવાની હોવા કરાચીની સમસ્ત નાગરી નાત તરફથી તેમને માનપત્ર અપાયું હતું. સાથેજ એક રજતપાત્ર પણ ભેટ તરીકે અપાયું હતું.

આ પ્રસંગે એમ સંભળાય છે કે નાગરિકના અધિપતિઓએ નાગરિકનું સુવર્ણાક્ષરવાળું એક બાંધેલું પુસ્તક, તેમના પોતાના તરફથી ડોક્ટર સાહેબને ભેટ આપવાની પ્રમુખશ્રીને વિનંતિ કરી હતી. ત્યારે કેટલાક ગૃહસ્થોએ પ્રમુખને સંબોધ્યા વગરજ, નાગરિક નાતની સભામાં આપવા વિરૂધ્ધ ઘોંઘાટ કર્યો હતો, જેને પરિણામે નાગરિકના અધિપતિઓને સભા છોડી ચાલ્યા જવું પડયું હતું.

**શ્રી કચ્છ કાઠીઆવાડ નાગર નિવાસ ફંડના હિસાબની પુરવણી.**

૬૮૦) રા. પ્રથમ છપાઈ ગએલ હિસાબના.

૫૧) રા. ના. ૪-૨-૩૦ શ્રી અજ્ઞાત ૧ તરફથી આવ્યા ને પાવતી નંબર ૧૦૧.

૪૦) શ્રી કૃષ્ણલાલ કેશવજી માંકડ પાવતી નંબર ૧૦૨ વીરમગામ ડાક્તર સાહેબ.

